દેલવાડાકર–વાર્તામાળા–નં૦ ૧૧.

# નીલમ અને માણેક.

## સચિત્ર–ભાગ પાંચમો.

સુધારેલી આવૃત્તિ બીજી.

ગીતિ.

ઝાડ ઉછેરે સ્નેહે, સુંદર મધુ–ફળ સદાય ખાવાને;
કન્યાને કેળવવી, ઉત્તમ કૂળ–વધુ, સુમાત થાવાને.



લેખક અને પ્રકાશક,
ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર, મુંબઇ.

અમદાવાદ,
ધી 'ડાયમંડ જ્યુબિલી' પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

વિ. સં. ૧૯૬૮ સને ૧૯૧૨.

# સુંદરી-સદ્‌બોધક બે બોલ !

૧–જે સુંદર સ્ત્રીઓ ધર્મ–હીણ હોય છે, તે વાસ વિનાના ફૂલ જેવી છે... ... ... 'હીન.'

૨–સુંદરીની સહાયતા વિનાનું પુરૂષનું જીવન કુન્દન વિનાના માણેક જેવું છે. ... ... 'રિકટર.'

૩–જે સ્ત્રીએ સ્નેહ, પ્રેમ, દયા, વગેરે કોમળ વૃત્તિઓને ઉત્તમ પ્રકારે ઉન્નત કરી છે, એજ ખરી ગૃહિણીના નામને યોગ્ય છે ... ... 'ગ્લેડસ્ટન.'

૪–સ્ત્રીઓની પાસેથી પુરૂષો સદાકાળ સદાચાર, ભદ્રતા, ને આત્મ–સન્માન શીખે છે. ... 'બટલર.'

૫–સ્ત્રીઓજ સંસારના મહારાજ્યનો તાજ છે. 'હાવર્ડ.'

૬–જો ખ્રીસ્તિ લોકોનું કહેવું ખરૂં હોય, કે સ્ત્રીઓના દોષથી મનુષ્ય જાતિએ પૃથ્વીમાં સ્વર્ગ–સુખ ગુમાવ્યું છે, તો એ પણ ખરૂં છે, કે સ્ત્રીઓની મદદથી ફરીને પૃથ્વીમાં સ્વર્ગીય રાજ્ય સ્થાપિત થશે. 'હુઈટર.'

૭–પુરૂષોનું સર્વ જ્ઞાન, સ્ત્રીઓના વિશુદ્ધ પ્રેમની સાથે તુલના કરી શકનારજ નથી ... 'બુલહર.'

૮–સ્ત્રીઓના દયાર્દ્ર ચિત્તના જેવી સુંદર વસ્તુ પૃથ્વીમાં બીજી એકે નથી... ... ... 'લુથર.'

૯–સ્ત્રીઓ મૂર્તિમાન કવિતાઓ છે .. 'એમરસન.'

૧૦–સુંદરીઓ, અંતઃકરણનો એક ઉમદો તાર છે. 'દેલવાડાકર.'

નીલમ ને માણેકનો લેખક.



લેખક પોતે.

# अखंड सौभाग्यवती

## नवल अने रमण.



जन्म वि सं १९३३
मर्ण. ,, १९५८.

जन्म. वि. सं. १९३९
मर्ण ,, १९५९

(स्वर्गस्थ धर्मपत्नि—गो० क० देलवाडाकर.)

# પ્રસ્તાવના.

હાથ-કંકણને આરસીની, સૂર્યના પ્રકાશને આરસી વડે ઉજાસ આપવાની, સોનાને ઓપ ચડાવવાની, કે ચંદનને બાળીને સુગંધ શોધવાની જેમ જરૂર નથી; તેમ આ **'નીલમ-માણેક'** રૂપ સંસારી ગોહરોની કિમ્મત અંકાવવાની અગત્ય નથી. ઝવેરીઓ તેની ઉમદી કિમ્મત સમજી શકયા છે; ને આ નવલરત્નો તેનાં અસંખ્ય ગ્રાહકોનાં હૃદય-કંઠમાં વિરાજતાં થઇ ચુકયાં છે.

૧—પ્રેમાળ દમ્પતીઓના વિલાસ ભુવનનો આ રમ્ય પદાર્થ છે.

૨—એકાન્ત ને નિવૃત્ત-કાલનો આ સ્નેહી સમાન સાથી છે.

૩—ભ્રમિત મનને માર્ગ બતાવનાર આ એક ભોમિઓ છે.

૪—સંસારી આવરણના કંટાળાને દુર કરનાર ઔષદ્ધ છે.

૫—સુગ્ન કુળ-વધુઓ, માયાળુ માતાઓ, ઉછરતી કન્યાઓ, અને જ્ઞાની દમ્પતિઓને પણ ગ્રાહ્ય કરવા યોગ્ય આ કર-કંકણ છે.

દેવ-દિવાળી; કાર્તિક ૧૯૬૩,
નવેમ્બર ૧૯૦૬.

**લેખક.**

---

## નવી આવૃત્તિ.

દેશી સંસારમાં ઘર ઘરનું રમકડું થઇ પડેલું આ સંસારી ચિત્ર, દીન પર દીન વિશેષ કિમતી નીવડીને, સાહિત્ય-સંગ્રહમાં નવું કીરણ પ્રકટાવતું જાય છે એજ આ નવી બીજી આવૃત્તિની ફત્તેહ છે.

**કર્ત્તા.**

કિન્ડરગાર્ટન સ્ટોલ્સ, ગિર. બેકરોડ—મુંબાઇ.

# અનુક્રમણિકા.

નીલમ ને માણેક.



શર્યુ કિનારાની વનલીલા. ભાગ ૫ પૃ. ૧.

દેલવાડાકર વાર્ત્તામાળા નં૦ ૧૧

# નીલમ અને માણેક.

## ભાગ પાંચમો.

સંસારાર્ણવ તરવાને, પ્રેમ–હલેસું લ્હે દમ્પતિ હાથે;
આ લોકે સુખ પામી, અંતે વૈકુંઠમાં જશે સાથે.

## પ્રકરણ ૧ લું.

### જેને રામ રાખે તેને કોણ ચાખે !

ઇંદ્રવિજય છંદ.

ચકરી નમીને પિયુને વિનવે સમરો ઇશ, કાળ ચડયો શિર રે,
ઉડતો શકરો નભમાં નિરખ્યો, પૃથ્વીપર બાણ ધર્યું ભિલડે;
કિરતાર કૃપા ભિલ નાગ ડસ્યો, શર લાગ્યું જઈ શકરા શિર રે,
જેહને રખવાળ ગોપાળ ધણી, તેહને હણનાર કયો નર રે !

ભારતના ગિરીશ્રૃંગપર વિજયની ધ્વજા ઉડાડતો હિમાચલ વનરાજની ગર્જનાના ઘોર નાદને આશ્રય આપતો હતો; અને

એવા બળીયાવર આશ્રયદાતાની ઓથે બે પ્રમદાઓ, ગંગા ને યમુના કહો, નીલમ ને માણેક કહો, અથવા તો તેની સખીઓ સર્યું અને ગંડકી સમાન ગુણવંતી અને શાન્તનુ કહો, પણ હિમાલયની છાયા તળે વહેતી હતી; ને તેનો રસ-પ્રવાહ લઇને કાંઠાપરનાં વૃક્ષો અને આસપાસનાં વન-તરૂવરો ખિલી રહેલાં હતાં. અયોધ્યાની આ સીમા હતી. રામરાજ્યનો સમય તો વહી ગયો હતો, તોપણ નિર્ભય પ્રદેશ લાગતો હતો. અને ભારતની આજ્ઞાંકિત રાજભક્ત પ્રજા રામરાજ્ય માનતી હતી. હિમાલયનો પ્રદેશ સદાકાળ લીલોછમ જણાતો હતો. વૃક્ષોની ઘટા, નદીઓનો પ્રવાહ, અને સંતજનોનાં ટોળાં ઓથી વસ્તીર્ણું માર્ગ સદાકાળ ગર્જના કરતો હતો. ગંગોત્રી ને યમનોત્રીનાં શિખરથી છેક માનૂ ગયા-પ્રયાગ સુધીનો પ્રદેશ એટલો તો રમણીય છે, કે જંજાળી ને લોભી, વૈભવી અને મોહક મન પણ આ એકાન્ત, ભવ્ય, પવિત્ર ને લીલામય સ્થળમાં રહેવાને આતુર થઈ રહેતું; પરંતુ કોઇકિજ વીરલા સંતજનને ભાગ્યે નિવાસ કરવાનું સૃજેલું હતું-મોટા મોટા તપસ્વી જનો, મહાત્મા ધ્યાનીજનો તો હિમગિરીના પડમાં એકતાર કિરતારના તાર જોડે સંધાઇને લટકી રહેલા હતા; પણ સાધુ સન્યાસીઓ જેઓ ભવ પરિક્રમણુ કરતા હતા, વસ્તીઓમાં રહીને અજ્ઞાનજનોને જ્ઞાન માર્ગ દેખાડતા હતા, ભૂલા પડેલા સંસારીઓને ભવપંથનો કૂટીલ માર્ગ વિસ્તરી-વૈકુંઠનો સદ્-માર્ગ દેખાડતા હતા, તેઓ આ સ્થળોમાં આમ તેમ ફરતા હતા. તિર્થ યાત્રાને નિમિત્તે પ્રવાસ કરતા હતા.

બપોર મધ્યાન્હ થયો છે. સૂર્ય પોતાનો પુર્ણ પ્રકાશ ખિલવી રહેલો છે. જાનવરો ચારો ચરીને શિતળ સરિતાનાં પાણી પી, લીલાછમ ઝાડ નીચે વાગોળતાં બેઠેલાં છે. ઉન્હાળાનો દિવસ છે. પંથીજનો પ્રવાસ કરતાં તાપ ને થાક ગાળવા માટે, પેટની ભૂખ

ટાળવા ને કેફને બાળવા માટે ઘટાદાર તરૂવરો ને જળ-ઘાટ નજીક આશ્રમ કરીને બેઠા છે. ખેડૂતો, હળ ને બળદ છુટા કરી, સુખની રોટલી ખાવા બેઠા છે. નાની નાની ટેકરીઓ પર બકરાં ને મેંઢાં, બાધળ ને આવળ ચાલતાં ચાલે છે; ભોળા ભરવાડો દીલનાં દીકરાં પેઠેમ સંભાળીને લાડકડાં વેણોથી રમાડતા રમાડતા વન-પ્રદેશમાં ફરે છે. તાપ તેની આરોગ્યતાનું ઔષદ્ધ છે. પ્રવાસ તેનો વ્યાયામ છે.

સર્યુ નદીના કિનારાપર એક સુંદર વાડી હતી. વિવિધ ઝાડોનું ઝુંડ હતું. તેની નજીક વગર બારણાનો પણ પથ્થરથી બાંધેલો અગાશીવાળો ચોક હતો. વર્ષાદના વખતમાં શ્રાદ્ધ-તૃપણ ને પ્રાયશ્ચિત પ્રયોગ કરવા આવનારા લોકોને મેહના જળ-બિન્દુના પ્રકોપમાંથી બચાવવાને આ ચોક ચણાવ્યો હશે. તેના દેખાવપરથી લાગતું હતું, કે તે રામાવતારના વખતમાંયે હસ્તી ધરાવતો હશે; કેમકે તેનીપરથી ચુનો-છો ઉખડેલી, ને પથ્થર ખવાઇ ગયલા જણાતા હતા. એ રાજમાર્ગના નાકા પર હોવાથી, સ્ટેશન તરફ જવાના રસ્તા પર હોવાથી, કોઇ પણ પંથી, નદીનાં પાણી મેળવવાને, ચાલતી વાટે લગાર ઉભા રહે, તો તે વાડીનો આશરો લેવાય તેમ હતું; અને બપોરે ટીમણ કરવા-ભાતું ખાવા બેસવું હોય, તોયે તે ચોક ઉપયોગી થઇ પડે તેમ હતો.

વાડીની પશ્ચિમ તરફ એક નાની ઝુંપડી હતી; ત્યાં કેટલાંક વર્ષથી કોઈ અવધૂત બાવો ધૂની લગાવી પડેલો હતો. ચાતુર્માસમમાં તે પોતાનો નિવાસ કોઇ અન્ય તિર્થમાં લઈ જતો; કેમકે પૂર પાણીનો તેને ભય હતો. ગંગા-યમુનાના સંગમનું મહાત્મ મોટું હોવાથી યાત્રાળુઓની મોટી સંખ્યા ત્યાં ભરાંતી હતી. ચાતુર્માસમાં સ્નાન કરવાને આસ્તિક પ્રજા ત્યાં આવતી હતી. વળી સર્યુ નદીનો ત્યાં સંગમ હતો, એટલે ત્રિવેણીનો ત્રિભેટો થયો હતો. નદીમાં ઉતરવું યા સ્નાન કરવું કઠણ થઈ પડે, એટલા માટે મોટા કુંડ બાંધ્યો હતો.

ચારે તરફ પગથીયાં હતાં; અને જલ-પ્રવાહનો માર્ગ આન્તરિક હતો. કુંડમાં પાણી બહુ ન્હોતું; તોપણ બે માથોડાં પાણી તો રહેતું હતું, અને જ્યારે શરાણુ વધી જતી, ત્યારે જળ વધીએ જતું હતું. જોકે કુંડનું પાણી પ્રભાતમાં નિર્મળ રહેતું. જમીનના તળીયાંનો દેખાવ ગગન જેવો લાગતો. જો કોઇ સ્નાન કરવા આવ્યું ન હોય, તો મધ્યાન્હ કાળે, અંદર પડેલી ચીજો દેખાતી, પણ પંથી પ્રવાસી કે યાત્રાળુઓ સ્નાન કરતા, ત્યારે પાણી એટલું તો ડોળાઇ જતું, કે ઘણીવાર સરિતામાં ઝપલાવા જતાં, તો દુર્ભાગ્યે કોઈ વાર સ્થૂળ-દેહ ગંગાર્પણ થઇ જતો.

પટણા નગરથી થોડે દૂર આ સંગમ હતો. અલ્હાબાદથી કલકત્તા તરફ જતી રેલ્વેના-પટણા પૂલ નજીક આ પવિત્ર સ્થળ આવેલું હતું. નદીનો પટ ઉલ્લંઘવા નાના મછવાઓ, હોડીઓ, એકલકડીયાં અને યાંત્રીક બળે ચાલતા અગ્નિ રથો પણ મોટા લોકોને મળતા હતા.

આ સ્થળમાં એક યુવાન સુંદરી અને એક મધ્ય વયનો પુરૂષ, ટાંગા મારફતે, મધ્યાન્હ કાળે આવી ચડયાં. તાપથી સુંદરી વ્યાકુળ બની ગઈ હતી. પ્રાણવલ્લભની પ્રેમ-છાયામાં તે શિતળ છતાં અદેખા સૂર્યે તેની કાન્તિને રકતરૂપ બનાવી દીધી હતી. ક્ષુધાગ્નિ પણ મગજને ડોલાવતી હતી. તેઓએ જેટલો પથ કાપ્યો, તેટલો બીજો કાપવાનો હતો. બપોર થઇ જવાથી ને અસહ્ય તાપ લાગવાથી, તથા વનવાડીની સુંદર ને શિતળ લીલા નિહાળવાથી તેઓનું મન અહીં ઉતરી પડવા લલચાયું હતું, ને તેઓ વાડીના ચોકમાં ઉતરી પડયાં હતાં.

ચિત્રસેન ગંધર્વ સ્વર્ગમાંથી પોતાની પ્રિયાને લઇને કેમ જાણે અયોધ્યાના કુંજવનમાં એકાન્તે રમણ કરવા આવ્યો હોય! કૃષ્ણસખા કેમ જાણે વ્હાલી રૂકમણીનું હરણ કરીને ઉતરી પડયા હોય! પ્રેમી

અર્જુને કેમ જાણે સુભદ્રાનું શરમાળ મુખડું પતિ ભાવનામાં બદલવાને આ એકાન્ત વાડીમાં પ્રવેશ કર્યો હોય! યુવાન સુંદરીના આ મધુરી લાવણ્યતા, ને મનોહર ગૌરવ જોઇને કુદરતે ઉત્પન્ન કરેલી કોઇ પણ આંખ મોહથી છવાઈ જાય. એક હીન્દી કવિ આ મુગ્ધાના રૂપનું વર્ણન કરતાં કહે છે કે—

**કવિત.**

ઉઠી ઘટા ઘનકારી, દામિન દમકત ભારી
મંદમંદ ગરજત કરત ઘનઘોરન,
બલિત બલારી તૈસી ફૂલી ફૂલબારી કોરી
કોકિલ કલાપેં બન મોર કરૈં શૌરન;
બરન બરનકી સારી પહિરે પ્રબીન પ્યારી
કામકી કટારી એસી છૂટી ચહ ઔર ન,
કુંજમેં બિહારી સંગ શોભિત દુલારી
રાગ ગાવૈ મલ્લારી લાલ ઝુલેં હિંડોલન—

ચંદ્ર જાણે સ્વકીયાને લઇને, કામ જાણે રતીને લઇને ક્રિડા કરવા આવ્યા હોય, તેમ આ યુવાન પોતાની પ્રિયાંગનાને લઇને આવ્યો. વનમાં તરૂવરો આનંદે હાસ્યથી વધાવવા લાગ્યાં. ગરમીથી વ્યાકુળ થયેલાં જોડાંને વાયુથી શિતળ કરવા લાગ્યાં. કોકિલાદિ રાગી પંખીઓ, દામ્પત્યની સ્વારી જોઇને ગાન કરવા લાગ્યાં. સુંદરીના નાજુક બદનને શાન્ત કરવામાં વનનો મોહ જાણે તૃપ્ત થતો હોય, તેમ આ યુવાનીકાને જોઇને તેઓ હર્ષમાં આવી ગયાં.

વાડીના મધ્ય વિભાગમાં આવેલા ચોકની અંદર સામાન મુકીને ત્યાં આસન કરાવ્યું. ગાડી અને ઘોડાને એક ઘટાદાર વડ નીચે રાખ્યાં. ગાડીવાન અને ભોમિયો ત્યાં બેઠા. ચોક તરફ તેઓની સામી દૃષ્ટિ પડે, તે રીતે જમીનપર કપડું પાથરીને તેઓ આરામ લેવા

લાગ્યા. સુંદરી તાપથી અકળાયલી, મનપર આવતાં આપત્તિના આવરણુથી વૃથા અમુઝાતી, કોમળ દીલથી ગભરાતી લગાર ઢળી ગઈ. યુવાને વસ્ત્રો ઉતારી નાખ્યાં. ગાડીવાનને જલ લાવવાનો હુકમ કર્યો. ને તે લઇ આવ્યો. વૃક્ષોના શિતળ પવનથી થોડીવારમાં સુંદરી શાન્ત થઈ. ક્ષુધા પિડાત યુવાન દમ્પતીની વૃતિ ભોજનપર ગઇ. યુવતીને ચોકમાં રાખીને યુવાન પ્રથમ કુંડમાં સ્નાન કરવા ગયો. ચતુર ચતુરાએ ભાતાનો ડબ્બો ઉઘાડીને પેલા ગાડીવાન તથા ભોમિયાને ખાવાનું કહાડી આપ્યું; તેઓ બન્ને હીન્દુઓ હતા. હાથ પગ ધોઇને તેઓ સાથે નાસ્તો કરવા બેઠા. પેલો રસિક યુવાન સ્નાન કરી આવ્યો. અને સુંદરી ઉઠી. તાપથી અંગમાં પ્રસેવનાં બિન્દુ શુષ્ક થઇ જવા છતાં મળ વધી પડયો હતો. વસ્ત્ર ભીંજાઈ ગયાં હતાં, તે બદલવા આતુર થઇ હતી. રસિક પ્રેમીએ તેના મોતીના દાણા જેવાં પ્રેમાલ વચનો સ્વિકાર્યાં, ને જલ–કુંડમાં સ્નાન કરવા જવાની આજ્ઞા આપી. આજ્ઞાંકિત રમા ધીમે ધીમે ડોલતી, હાથીણી પેઠે ચાલતી હંસલા પેઠેમ લટકતી નુપુરના રણઝણાટથી મેનકા ને રંભા અપ્સરાનું સ્મણુ કરાવતી કુંડ કને ગઈ. કોઇ મહાત્મા મધ્યાન્હ સન્ધ્યા કરતો પ્રાણાયામનો શ્વાસ ખેંચતો નેત્ર બંધ કરીને બેઠો હતો. સુંદરીના ધીમા પણ રણઝણાટવાળા પાય–સ્વરથી તેનું નેત્ર ઉઘડયું; ત્યારે તેને જલમાં અને કુંડના કાંઠાપર એમ બે ચન્દ્ર જોવામાં આવ્યા. મહાત્મા જ્ઞાની અને તાપસી છતાં, મોહ ને કામથી વિરકત છતાં, કામિનીના કોમળતા ને તેની લાલિત્યતા પર પ્રસન્ન થઇ ગયો. વિશ્વકર્ત્તા વિશ્વકર્મા જેવા મૂર્તિકાર ઇશ્વરની શક્તિપર મોહિત થઇ ગયો. મનને મારીને કોમળ દેહ એકવાર અગ્નિ, ભૂમિ કે જળદાહ થઈ જશે, પવન સાથે પવન મળી જશે, એવા જ્ઞાની વિચારે ફરીને ધ્યાન ધરી ગયો. સુંદરીના નજર તેના પર પડી. ત્રિકાળદર્શિ મહાત્માની પ્રત્યે શીશ



ગુણવંતીને કુંડમાંથી. મહાત્માએ બહાર કહાડી. ભા. ૫ પૃ. ૭

નમાવીને સ્નાન કરવા બેઠી. કોમળ કાયાપર જીર્ણ વસ્ત્ર આચ્છાદન થયલું હતું. જળનો સ્પર્શ થતાં તે વસ્ત્ર કાયાને લપેટાઈ પોતાને ભાગ્યવંત સમજતું હતું. શરીર માંહેના ઉપસેલા અવયવો, યુવાનીના મ્હોરને શોભાવતા કટ્ટા દુશ્મનની છાતી વિંધી નાખે, તેવા મોહબાણ રૂપે મોહનની આંખમાં ઉડતા જણાતા હતા. કાયા દુધ રૂપ હતી. નખથી તે શીખ સુધી ગૌરવ કેવળ ચન્દ્રના રૂપેરી રંગનું આચ્છાદન થયેલું હતું. સફેદ મલમલનું વસ્ત્ર ધારણ કર્યું હતું. શરીર પાતળું, ઘટાદાર અવયવોથી લચબચતું હતું. જળ–સ્પર્શથી તાપસીને મોહિત કરતું હતું. સુંદરીના સ્વરૂપથી સૂર્ય જરાવાર પ્રવાસ કરતાં થંભી ગયો હતો. પિત્તરંગી છતાં ફીકો પડી જઇને, મોહથી સ્વરૂપાનું રૂપ જોઇને, ગર્વ ગળી જવાથી જળમાં તે શ્વેત લાગતો હતો, તેથી તાપસી ધ્યાનીને એ ચન્દ્ર લાગ્યા હતા.

સુંદરી જળ–સ્નાન કરીને સૂર્યને અર્ઘ્ય દેવા જતાં, ક્ષુધાગ્નિના પ્રબળે ચક્કર આવવાથી તેની કાયા જળને સ્વાધીન થઈ ગઇ. જળના ઉડવાથી, ને લગાર ધબકારાના અવાજથી તાપસી ધ્યાન મુક્ત થયો. પેલી સુંદરીને જળ જોડે ફાંફા મારતી જોઈ. તેણે એકદમ ભૂસકો મારીને સુંદરીને પકડી લીધી. ઉદરમાં જળ જાય, તે પહેલાં તેને ઉંચકી લીધી, અને તરીયા સાધુએ બહાર કહાડી; સુંદરી શુદ્ધિમાંજ હતી. પણ લગાર ભયને લીધે કંપવા લાગી હતી. યુવતીને વાર થવાથી પેલો યુવાન કુંડ તરફ નજર કરી રહ્યો હતો. મહાત્મા આ સુંદરીનો હાથ પકડીને બહાર લાવતો જાઇને યુવાન એકદમ ત્યાં દોડી આવ્યો. સુંદરી શરમાતે મુખડે લગાર હસી પડી. ધડકતી છાતીયે મધુરી તેને ભેટી પડી. મહાત્માએ કહ્યું, “ દૃષ્ટિપાતકા સંભ્રમકે લીયે સુંદરી જલકો સ્વાધીન હો ગઈ; પ્રભુ કૃપાસે ભાગ્યવંત બાળા સચેત નિર્ભય આરોગ્યવંત હો રહી!” એટલું બોલીને તરતજ તે પાછો કુંડમાં ગયો.

યુવાન સમજી ગયો, કે સુંદરી જળમાં પડી ગઈ હતી. નજર ચુકવાથી શરીરનું સમતોલપણું વિસરી ગઈ હતી. ભાગ્યબળે મહાત્માના સંસ્કારનું બળ મેળવી શકી હતી. આયુષ્ય બળે સ્વસ્થ રહી શકી હતી.

'જેને રામ રાખે તેને કોણુ ચાખે !'

આ શબ્દો બોલીને યુવાન પોતાની પ્રાણુાધાર પ્રિયાને પ્રેમ હસ્તે પકડીને ચોકમાં લઈ ગયો. સુંદરી જરા શાન્તિ પામી. મહાત્મા પ્રાયશ્ચિત કરીને પોતાના આશ્રમે ગયો. તેના મનમાં સંકલ્પ થયો, કે દૃષ્ટિપાત થયાથી તપ ભંગ થયો. ને ત્યાગના પાપથી કુમારિકાને અંગ સ્પર્શ થયો. મોહ વિકાર ન હોવાથી માતૃભાવના લાગી. જળકુંડમાંથી ઉગારવા માટે મહાત્માને જે પુન્ય પ્રાપ્ત થયું, તે પુન્ય વડે માતાના લાડનું એક રત્નરૂપ બાળક માતૃ–વાત્સલ્યતાને આધીન થયું. પણુ તપ–ત્યાગ થવાથી તેને પુનર્જન્મ લેવો પડયો, અને એજ સુંદરીના જળોદરના ગર્ભવાસમાં *જીવ–સંચય થયો ! ધર્મ–કાર્ય કરવા જતાં તેને પાપકુંડમાં જવું પડયું. માયાના ધારાને અનુસરીને તેને શિક્ષા ભોગવવી પડી. આ કારણુસર તાપસી ને યોગીજનો વસ્તીર્ણુ ભાગમાં વસતા નથી. તેઓ હિમગીરીના ગુપ્ત ભાગમાં, સુર્યનાં કીરણો પણુ અલક્ષ્ય લક્ષ ચુકાવી ન શકે, તેવા સ્થળમાં રહે છે. મહાત્માને આ પ્રસંગે લગાર ખેદ થયો. પણુ ભાવી આગળ લાચાર:—

**કવિત.**

અપની ભાવી ભોગવી, ભારથ ભિષ્મપિતાય,
એ ભાવીકે જાગમેં, ભારથ સબેં બડાય;

---

* ભરત મુનિ સરિતાકાંઠે જળ પીવા આવેલી મૃગલીપર ન્હાર તરાપ મારતો હતો. મુનિરાજ સન્ધ્યા કરતા હતા. હરણીનું આક્રંદ જોઇ હોંકાર કરતાં જીવ બચી ગયો હતો, પણુ વાત્સલ્ય ભાવે તેને હરણીના ઉદરમાં જન્મ લેવો પડયો હતો. આ પ્રસંગ "નીલમમાણેક અને સંતતિ" ભાગ ત્રીજા ચોથામાં આવશે."

ભારથ સબેં બડાય, કોન કોઉં કીત માર્યો,
જીનકો નિમિત્ત જહાં તહાં તિન પ્રાન પછાયો—
હરજી કૃશ્ન કહા કરે, મિટે નહિ જો કછુ થાવી;
ભારથ ભિષ્મપિતાય, ભોગવી અપની ભાવી—

---

## પ્રકરણ ૨ જું.

### સુખ દુઃખની બે વાતો.

સુનહુ ભરત ભાવી પ્રબલ, વિલખી કહે મુનિરાજ;
હાનિ વૃદ્ધિ જીવન મરણ, યશ અપયશ વિધી હાથ—

ભાવી પદાર્થે કદી મિથ્યા થતું નથી—

હોન પદાર્થ હોત હય, બિસર જાત સબ શુદ્ધ;
જેસી લિખી નશીબમેં, તેસી ઉંકલત બુદ્ધ—

અને—

રામહુ ન જાન્યો રંક રાવન હરેગો સીત
નંદહું ન જાન્યો રિદ્ધિ દધિહુમૈ જુઠ હૈ,
ઇંદ્રહુ ન જાન્યો ગુરૂ ગૌતમકે ઘેર જાત
ગૌતમે ન જાન્યો કછુ કુકરેમે કુર હૈ;
ગાંધારી ન જાન્યો રેન અંધારીમે અંબ કૈસો
પાંડવે ન જાન્યો કછુ જુગટેમેં જુઠ હૈ,
દેવતા ન જાની બાત માનવી કહા તગાત
હોતનકી બાત સો તો હોતનસો હોત હૈ—

સત્ય છેઃ રામ ને સીતાનો સંયોગ થવાને દેવ-મુનિના યજ્ઞનું નિમિત્ત મળ્યું. જો મરિચી દૈત્ય ઋષિજનોને રંજાડતો ન્હોત, તો વિશ્વા-

મિત્રને દશરથ કનેથી બાળકુમાર રઘુરામ ને લક્ષ્મણજીની માગણી કરવી પડત નહિ. જનકની પ્રતિજ્ઞા પુરી થાત નહિ. પરશરામનું ગાંડીવ ધનુષ્ય ભંગ થાત નહિ. ને સીતાથી રઘુવર વરી શકાત નહિ.

તેવીજ રીતે ગર્વિષ્ઠ રાજા રાવણ જે રામચંદ્રજીને હાથે મુવો અને સમુદ્રપર પાજ બંધાણી, એ કેકૈનો પ્રતાપ; જો મંથરાને દુષ્ટ બુદ્ધિ થઇ ન્હોત; કેકૈયે, રાજા દશરથ કને વચન માગ્યું ન્હોત, અને રામે વનવાસ લીધો ન્હોત, તો કદી પણ લંકેશનો ગર્વ ગળત નહિ.

એજ રીતે કળિએ, દમયંતીનો હાર ચોરીને તેને દોષિત કરી, એ જો પુષ્કરરાય ઉશ્કેરાયો ન્હોત, નળરાજાને રાજલોભ થયો ન્હોત, તો કદાપિયે કળિ ફાવી શકત નહિ, પણ ભાવી પ્રબળ છે.

હા : ! તે મિથ્યા કરવા કોઇ સમર્થ નથી. પાંડવો જેવા પ્રતાપી. અને યુધિષ્ટર જેવા વડીલ ધર્મરાયને જુગાર રમવાની દુષ્ટ બુદ્ધિ એજ કારણે ઉત્પન્ન થઇ.

"પણ દુર્યોધનને જો દુષ્ટમતી પેદા થઇ ન્હોત, તો શ્રીકૃષ્ણ પરમાત્માને દ્રૌપદીની સહાયતા કરવાનો સમય મળત નહિ. શેરડી ખાતાં આંગળી કપાવાથી નીકળતું લોહી બંધ કરવાને દ્રૌપદીએ પોતાનું ચીર ફાડી ચીર કહાડી આપી હતી; જે કડકાના દોરેદોર સ્મરણમાં રાખીને શ્રીકૃષ્ણ ભગવાનને સહસ્ત્રગણાં ચીર પુરવાનો સમય મળત નહિ, નિમિત્તની વાત ન્યારી છે." સુંદરીએ શાન્તિથી સમજાવ્યું.

"ખરી વાત છે. પ્રિયા ? જો સંજોગ અને ભૂલ આપણને સહાયતા આપત, તો આજે મ્હારી પ્રેમ–પરિક્ષા કરવાનો તને સમય મળ્યો, તે શાથી મળત !" યુવાને પોતાની પ્રિયાને કહ્યું—

"હા, હું આજે કેવી નિર્ભય છું, જાણે કે વનરાજના રક્ષણ તળે સિંહણ—

" અને હું કેવો શાન્તિ પામ્યો છું, જાણે ગંગા–જળનાં પાનથી તરસ્યો પ્રવાસી—

" અને હું ભાગ્ય–પવનની લ્હેર લ્હેતી કેવી ઝુલું છું, જાણે કોમળ–પત્રની છાયા લ્હેતું કુસુમ—

"અને ત્હારા મેળાપથી મ્હારા મનપરથી કેટલી ચિન્તા દૂર થઇ, જાણે કાયાપર ચડેલો કર્મનો બોજ—

"અને હું ડુંગરા તથા પ્રદેશો ઉલ્લંઘીને કેવી સાગરને મળી ગઈ, જાણે માધવથી વિખુટી પડેલી માલતી—

"અને આપણો સંયોગ કેવો શુદ્ધ રીતે મળી ગયો, જાણે ગંગા અને સાગરનો સંગમ—

"અને હું કેવી કાળના મુખમાંથી બચી ગઇ, જાણે મહાત્માનો સત્સંગ—

આ રીતે પેલાં પ્રેમી–પ્રવાસી નિર્મળ વિનોદ કરે છે. સૂર્ય નમવા આવ્યો. મનગમતું ભોજન લઈ, પાણી પી, વાતો કરી નિવૃત્ત થઇને હવે માર્ગે પડવા વિચાર કર્યો. ગાડીવાને અણસારો કર્યો, પણ કોમળાંગીના અંગમાંથી ગુપ્ત કંપ શાન્ત પડયો હોય, એમ લાગ્યું નહિ. પ્રેમીના પ્રત્યુત્તરમાં પ્રિયાએ આનાકાની ન કરી, પણ તેણીની મુખમુદ્રાપર અશાન્તિનું ચિન્હ હતું, ને પંથના થાકથી તે વધારે કૃષ બની જાય, એમ લાગવાથી થોડા કલાક થોભવાનું ઉચિત ધાર્યું. સ્ટેશન માત્ર પાંચ મૈલ દૂર હતું. રાત્રી અજવાળી હતી. ભોજન લ્હેવું ન હતું. નગર પાંચ મૈલ પાછળ મૂકયું હતું. મધ્ય પંથમાં આવી પ્હોંચ્યાં હતાં. સૃષ્ટિની સૌંદર્યતાએ તેઓનાં ચિત્ત ચોરી લીધાં હતાં. ચોમેર રમણિયતા છવાયલી હતી. ગ્રિષ્મઋતુ છતાં આ લીલું વન તો ખરેખર લીલુંજ હતું. થોડા કલાક આરામ કરવાની ઇચ્છાએ ગાડીવાનને થોભી જવા કહ્યું. વનવાડીની લીલા

નિરખવા દમ્પતીએ આતુરતા બતાવી. બે ઘડી સુખ દુઃખની સહજ વાતો કરીને શાન્તિ મેળવવા ચાહતાં હતાં. દુઃખી મનની સુંદરીને પૂર્વના દુઃખનું સ્મરણ તાજું થવા ન દેવા, અને કોઇ પણ પ્રકારે આ પ્રદેશમાંથી તેણીને છુટી કરવાનો પ્રેમીનો ઇરાદો હતો. કોમળ મનની ને નાજુક તનની ગોરી ગોરીને તે તનથી મનથી ને વચનથી અધર ઝીલી રાખતો હતો. પ્રેમથી અંતર બંધાઇને ઉભયનાં એકત્ર થયાં હતાં. નિર્દોષ ને નિરાધાર પ્રિયાને ઓછું ન આવવા દેવાને તે પળપળ અધીરો થઈ જતો હતો.

તાપની ગરમી ને ઉકળાટનું જોર સહજ નરમ પડ્યું હતું. નદીના પ્રવાહની શિતળતા ને ઝાડોની ઘટાને લીધે આશ્રમ તો શિતળ લાગતું હતું; પણ આ વન તોડીને બહાર નીકળતાં ચામડી કરમાઈ જતી. હતી. પ્રિયાની શાન્તિ ખાતર તેઓ થોડીવાર નિદ્રા—દેવીનું દર્શન કરવા તૈયાર થયાં. ને માયાવી સ્વપ્નાપર સુંદરી તો સવાર થઈ ગઇ. પ્રેમી પુરૂષને નિદ્રા ન આવી. કુંડમાં એકલડી પ્રિયા જોકે જળભાગ. થતી બચી ગઇ, તેમ નિદ્રાના ભોગમાં ચોર લુટારા કે પાતકીઓ પરસ્વાધીનતાનો લાભ ન લઇ જાય, એ માટે તે જાગૃત રહ્યો— પ્રિયાના મોહમાં તલ્લીન થએલો પ્રવાસી તેણીનાં કોમળ ગાત્રો, ને નમુનેદાર અવયવો નિહાળવા લાગ્યો—એકાન્તમાં તેને પેલી જુલીયટના પ્રેમનું ભાન થયું. એકલો જાણીને વખત ગાળવા માટે તેણે પોકીટમાંથી શેકસપિયરના 'રોમીયો જુલીયટ' નો નાટક કહાડ્યો—પાનું ફેરવતાં બીજા અંકને બીજો પ્રવેશ નજરે પડ્યો—મનને આનંદ ઓજે ઝુલાવવાને તે કથા રસનું પાન કરવા લાગ્યો—ખરી વાત છે કે—

પ્રેમી વિના ન સમજે પુરાણ પ્રેમ—પોથી;
રસિક હંસ લ્હે છે—મૃગજળ કે છીપ મોતી—

# પ્રકરણ ૩ જું.

## વિરહીની વ્યાકુળતા-પ્રેમ-ઘેલી ગોપીઓની વન-લીલા.

**अंतर्हिते भगवति सहसैव व्रजांगनाः**

**अतप्यंतमचक्षाणाः करिण्य इवयूथपम ॥ श्रीमद् भागवत.**

"ભગવાન અંતર્ધાન થઇ ગયા, કે તરતજ હાથિણીઓ જેમ હાથીને ન જોવાથી ખેદમાં આવી પડે, તેમ ગોપિયો પણ ભગવાનને ન જોવાથી સંતાપ કરવા માંડી." આ પ્રેમ-લક્ષણા ભક્તિનું સાચું સૌંદર્ય છે, અને તે વડે ભવ-જલ તરી શકાય છે. વિરહ ઘેલી ગોપીઓની વ્યાકુળતા, વિવ્હળતા વધી પડી. તેઓ પ્રેમના ઘેલછામાં વૃક્ષોને વિનવવા લાગી.

"હે વડ! હે પીંપળ? ભગવાન પ્રેમપૂર્વક હસવાથી તથા જોવાથી અમારાં ચિત્તને ચોરીને ન્હાશી ગયા છે, તેમને તમે દીઠા છે?"

"હે પ્રભુચરણપર પ્રાતિ રાખનારી તુલસી? ભમરોના સાથે તને ધારણ કરનારા પ્રભુને તેં જોયા?"

"હે વૃક્ષો? એક હાથ પ્રિયતમાના ખભા ઉપર રાખી, બીજા હાથમાં કમલ લઇને અહીં ફરતા તથા મદથી વ્યાકુલ થયલા તુલસીના ભમરો જેની પાછળ ઉડયા કરે છે, એવા પ્રભુને તમે જોયા?—

"હે નાથ! હે રમણ! હે પ્રિય? હે મહા ભુજાવાળા? તમે ક્યાં છો? હે સખા? તમારી આ રાંકડી દાસીને દર્શન આપો."

"હે પ્રિય! હે કપટી? તમારૂં હાસ્ય, પ્રેમ સાથે જોવું, ધ્યાનમાં સુખકર વિહાર, ને હૃદયમાં લાગી રહેલી એકાન્તની સંકેત કરનારી વાર્તાઓ અમારા મનને શાન્ત પમાડે છે, માટે શાન્ત કથાશ્રવણે,

વિહ્વળ મનને દર્શન દો ! ” આ રાતે ગોપીયનોની પ્રેમ-ભક્તિ વડે કૃષ્ણ ભગવાને તેનું તારણ કર્યું હતું. ગો એટલે ઇન્દ્રિયો, તેનાં વિવિધ કર્મને સંહારાને તેનાં ચૈતન્યને મોક્ષરૂપ બનાવ્યું હતું. ... ...

પ્રેમીઓનાં અદ્વૈતિય લક્ષણો માટે શેકસપિયરની કુદરતી કલ્પનામાંથી પેલા પ્રેમા પ્રવાસીએ તલ્લીનતા મેળવી હતી. આહા ! રોમીઓ પેલી આશાવંતી મોહીના જુલીયટ માટે કંઇ કઇ બકતો હતો.

પ્રેમીઓનો જાણે પરસ્પર દ્દષ્ઠિરાગ થયો. રોમીઓના છાતી જુલીયટના પ્રેમ વચનોથી આન્દોલન થઇ ગઇ. નિદ્રામાં પ્રેમ-સ્વપ્ન જોતી પ્રેમીના પાશમાં પડીને કામ-વ્યથાનો તાપ શાન્ત કરતી, પરમ વૈભવને ઝુલે ઝુલવા લાગી. પેલો યુવાન પોતાની પ્રિયાંગનાના મુખડા તરફ જોઇ રહ્યો. જમીનપર વેરાયલાં વેલી-પુષ્પ, પવનના ઉછાળાથી જેમ પરાગ ફેલાવે, તેમ સુંદરીના સુંવાળા રેશમી વાળ પવનથી ઉડતા પરાગ સાથે ફરકતા જોયા. કપાળપર વાળની પટ્ટી, તેલ વગર ઉછળતી છતાં ચન્દ્ર કીરણો પેઠેમ તાર ખેંચીને ઝળકતી જોઇ ચિત્તા ને વિરહથી કંઇક સુકાયલી કુસુમકળી, વ્યાધીનો તાપ પરહરીને નિર્ભયપણે પતિ સુખમાં મસ્ત બની હોય, તેમ ગાલપર હસવાનાં ચિન્હો જોયાં. પ્રેમીયે તેના ગોરા ગાલપર હાથ ફેરવ્યો. વ્હાલનાં ઉછાળાથી અધર ચુંબન કરી લીધું. એવામાં કોઇ મધુર બાળા કંગાળ પોશાકમાં ચન્દ્રને પોતાના મુખડાપર ચોંટાડીને હાથમાં જળ-કુંભ લઇ સર્યુ નદીના ઘાટપરથી વનવાડીની કેડીપર જતી જોઇ. પ્રેમીની કીકી, પ્રિયાંગનાના મુખડાપરથી ઉડીને પેલી વાટઘાટના ચમકતી ચન્દ્રાવલી તરફ ગઈ. નાજુક શકુન્તલાના કપાળપર શ્રમના પ્રસેવ-બિન્દુની માળા ટપકતી હોય, તેમ શ્વાસભર જતી પેલા દીનબાળાના મુખારવિંદપર જાણે મૃગજળ મોતી છવાઇ રહ્યાં હતાં, ને તે મોતીના લોભમાં તણાઇને આ કૃત્રિમ રાજહંસ જ્યાં તે ગઈ, ત્યાં સુધી દૃષ્ટિબાણ ફેંકતો ઉભો રહ્યો.

નીલમ ને માણેક.



કોઈ સુકુમાર વનબાળા જળ ભરવા ચાલી. ભાગ ૫ પૃ. ૧૫

ખરી વાત છે કે નજીકનું તીર્થ તિર્થમાં નથી. ગામનો પીર પુંજાતો નથી. હાથ માંહેના પદાર્થની કિમ્મત નથી. મોહનો છેડો નથી. જેમુ સમુદ્રનો તાગ નથી.

---

## પ્રકરણ ૪ થું.

### આકાશ એક અને ચન્દ્રમા બે.

વન વગડામાં કોઈ રાજવંશી બાળા, કોઇ સુકુમાર બાળા, જળ કુંભના ભારથી શ્વાસ લેતી, શ્રમની કશી પરવા ન કરીને જાણે સરિતા જેમ સાગર તરફ દોડતી જાય, ખેડુતાણી જેમ પોતાના ઉધમી ખેડુતની ભૂખ ટાળવાને ભાત લઇ વેગમાં જતી જાય, તેમ પ્રેમના ઉછળતા હૈયાથી પગનો ઝણુઝણુતો રણુઝણાટ કરતી ચાલી ગઇ એ શું વનદેવડી હશે? તેના ઘાટ અને પોશાક પરથી તે કોઇ કાઠી કુંમારિકા હતી–તેના હસતા મુખડાંપરથી ને ચટકતી ચાલપરથી તે કોઇ આશકની માશુક લાગતી હતી. તેની જુવાનીની ઝમકતી ચપળતાપરથી તે કોઈ પ્રસંગવાદી પ્રેમીના તાજા પ્રેમનું પાત્ર થઇ પડેલી જણાતી હતી. તેના છુટા પણ ગુંથેલા મણીધર જેવા ચોટલા પરથી માલમ પડતું હતું, કે તે નાગફેણુ પ્રેમીને રીઝવવાને ગોરી ગરદન પર આમ તેમ ઝુલાવતી હતી. તેના માથા પરથી ઓઢણી ખસી ગઈ હતી ઘાઘરાનો ઘમઘમાટ, પવનથી હાલતાં પાંદડાંના અવાજ જેવો ઉતાવળો લાગતો હતો–આપરથી એમ માલમ પડતું હતું, કે હૃદયના ઉભરાથી ઉછળી પડેલી બાળા, પોતાના પતિને પ્રેમ–સ્નાન કરાવવા માટે, આગ્રહી બનીને શ્રમ વેઠી જળ–કુંભ ભરીને જતી હતી. પ્રવાસી યુવાન તેણીનાં સઘળાં ચિન્હો પારખી ગયો હતો. પ્રિયાંગનાને નિદ્રા-

વશ થયેલી જોઇને આ એક વન દેવડીની અવસ્થા નિહાળવા ઇચ્છતો હતો. ગાડીવાનને ચોકની ચોકી કરવાની તાકીદ આપીને પોતે સામેના રહેઠાણ તરફ ચાલ્યો–સો કદમ દૂર ન્હાની સરખી ફુલવાડીમાં એક ભોંયરાવાળું વિશાળ પણ જીર્ણ મકાન હતું–ત્યાં પેલી કુમારિકા પીછળ ચાલ્યો–તેને લાગ્યું કે આકાશ એક છે, પણ ચન્દ્રમા બે દેખાય છે. પ્રવાસી જ્યાં પચાસેક કદમ પહોંચ્યો, ત્યાં પેલી સુકુમારી અંદર પ્રવેશીત થઇ–અને તે તરફથી એક ભોળો ભરવાડ આ તરફ આવવા લાગ્યો. પચાસ કદમને અંતરે પ્રવાસી તથા ભરવાડનો ભેટો થયો. પ્રવાસીએ પુછ્યું—

"ભાઇ આ સામેની વાડીમાં કોણ રહે છે?"

"તુમરા ભેસ પરસે માલુમ હોતા હીં કે તુમહીં પરદેસી પરોના હીં—"

"હા–હમે પંથી છીયે—

"તુમરો કામ નહિ જાનેકો! વો એક બડા હુશીયાર લુટેરા હીં–ગુજરાથમેંસે આ રહા હીં—સાથ બરી રાધા જહી રૂપવતી લરકી લાગો હીં—કછું જાન પરત નાંહી; કોહી રાજદુલારી લાયો હીં, હરણ કરી લાયો હીં–રામ રામ–હમરાં જાનવરાં ભાગત જાત હીં–રામ જાને યે કોનહી જાત હીં—" એટલું કહીને ભરવાડ ચાલતો થયો–ભોળો ભરવાડ પ્રવાશીની દવા ખાવા લાગ્યો–ભરવાડે ત્યાં જવા ના કહી, ત્યારે પ્રવાસીની આતુરતાએ ધક્કો માર્યો–ને પગને આગળ દોરવ્યા—આહા! વાડની નજીક ગયો, એટલે તેણે પેલી મુગ્ધાને એક જાણીતા યુવકની નજીક ઉભેલી જોઇ.

"આ કોણ નવલરાય "

આ પ્રવાસીના મુખમાંથી સ્વગત શબ્દોચાર પ્રગટ થઇ ગયો. નવલના કર્ણેન્દ્રિયમાં તે ધ્વની પડયો. વિજલીના ચમકારા પેઠે શીર ફરી

ગયું. પાછળ નજર કરી, તો કોઇ જાણીતો ચ્હેરો ! પરસ્પર દૃષ્ટિ થઇ. શરમથી શીર ચમકી ગયું. પ્રવાસી ખેદ પામીને જે પંથે આવ્યો હતો, ત્યાં ગયો; અને નવલ એકદમ ઝુપડાંની અંદર પેસી ગયો. પેલી રમણીય બાળાને સંભ્રમ થયો. તેણી સંભ્રમ દૂર કરવા વાડની પાછળ જોવા ગઇ, તો એક શખ્સને વનવાડી તરફ જતો જોયો. આ શખ્સના ભયથી પોતાનો પરોણો અંદર ચાલ્યો ગયો, એવું કલ્પીને તે અંદર ગઇ. સંભ્રમવાદી નવલને લાગ્યું, કે "જયન્તીલાલ અહીં ક્યાંથી હોય !" જયન્તીલાલને એમ લાગ્યું, કે "નવલરાય અહીં ક્યાંથી હોય !" આમ પરસ્પર સંભ્રમવાદીઓ છુટા પડી ગયા. જયન્ત પોતાની પ્રિયા ગુણવંતીને આ ભેદનું કથન કહેવા ગયો. પેલી રમણીય કન્યા, નવલની કને એ ભેદનો ભરમ ભાંગવા ચાલી ગઈ.

વાંચનાર ? હવે તું સહજ સમજી ગયો હઇશ, કે પેલાં વનવાડીનાં પ્રવાસી તે જયન્ત ને ગુણવંતી છે, અને પેલા લુટારાની ઝુપડીમાં વસેલો યુવાન તે નવલરાય છે. પેલી મધુરી બાળા તે લુટારાની કન્યા છે. તેનું નામ રનાદે અથવા રનાદેવડી છે. આ સંયોગ કેમ મળી ગયો ? એ ત્હારા અધીરા મનને જાણવાની આતુરતા વધી પડશે, પણ ધિરજ રાખજે. સહજમાં તે સાર તને સમજાશે.

---

## પ્રકરણ ૫ મું.

---

### લુટારાની મોહિનીમાં સપડાયલો નવલ.

જયન્તીલાલના મનપર પેલી મનમોહિની કુમારિકાના ઠસ્સાદાર રૂપથી અને જુસ્સાદાર જોબનથી જેટલી મોહક અસર થઇ, તે કરતાં

લુટારાની બદમાશી અને તેની જાળમાં સપડાયલા નવલખી ધનવંતના પુત્ર ને એક ધારાશાસ્ત્રી પણ મોહાંધ ને ગમાર નવલની મંદબૂદ્ધિ માટે બહુ ખેદ થયો. તે વિચાર કરતો કરતો પોતાના ઉતારા તરફ આવતો હતો. મનમાં એમ થતું હતું, કે, "ભલો માણુસ કદાચ સંજોગને લીધે સપડાઈ ગયો હોય, નદીમાંથી નીકળીને કિનારાના આશ્રમનો લાભ લીધો હોય, અને લુટારાએ મન–મોહિની કન્યાની લાલચે સપડાવી બિચારાને લૂટી ઝુટી બાવો બનાવવા ધાર્યો હોય, તો તેને બચાવી લ્હેવામાં લાભ છે. એક તરફથી આ વિચાર ને બીજી તરફથી બીજો વિચાર ઉત્પન્ન થયો. જે સુંદરીને પોતાની પ્રિયાંગના માની હતી, તે સુંદરીનો પ્રેમ જીતવામાં ને પોતાનું દીલ સમર્પણ કરવામાં ઐક્યતા થઇ હોય, તો તે કામાંધી પુરૂષ મોહના અંધાપાને લીધે સમજે નહિ; અને 'આવ બલા પકડ ગલા, એ બલાસે ભાગના ભલા' જેવું થાય, તો ચાલતે રસ્તે નાહક ક્યાં ફંદમાં પડીએ? ગુણવંતીને મળવા ને તેને બચાવવા માટે પોતે જીવનું જોખમ વેઠયું. તે રત્ન સહિસલામત મળી ગયું, તો પછી તેને સ્થળે પાડવાનું તજીને દયાની માને ડાકયણ ખાય, તેવો માર્ગ લ્હેવાની શી જરૂર છે? પુરૂષ છે, તો તે સ્વતંત્રતાથી ધારશે તે માર્ગ પકડશે–" વળી આમ વિચાર કરતો કરતો ચોક નજીક આવી પહોંચ્યો.

ગણુવંતી નિદ્રામાંથી જાગૃત થઇને ચોમેર નજર કરી, તો પોતાના સાથી પંખિડાને જોયો નહિ. વ્યાકુળ બનીને ઉઠી બહાર નજર કરતાં જયન્તને સામેથી આવતો જોયો. તેણી અધીરી બનીને એકદમ જયન્ત તરફ ચાલી, ને દસ કદમ દૂર જઇને ભેટી પડી—

"પ્રિયે? હું એક નવીન ચંદ્રમા જોવા ગયો હતો. જાણે ત્હારો પડછાયો!"

"ધોળે દહાડે ચન્દ્રમાનું તેજ સૂર્યે હરીનલીધું હશે, તેમાં શું

લલચાઈ ગયા ?" ગુણીએ, જયન્તનો હાથ પકડીને ચોકમાં આવતાં કહ્યું.

"મોહન જેવી મોહિની મેં જોઈ. કાગડી ધોળી જોઈ. બગલો કાળો જોયો."

"હા : હા : હા : મ્હારા સમ? કહો તો ખરા, વળી એવાં પંખી તે ક્યાંનાં?" ગુણી હસીને પુછવા લાગી.

"પ્રિયે? સામેની એક ન્હાની વાડીમાં કોઈ લુટારો રહે છે."

"હેં! લુટારો? તમે ત્યાં ગયા હતા?" ગુણીએ વિસ્મય થઈને કહ્યું.

"હા પ્રિયે! હું તે લુટારાને મળવા ન્હોતો ગયો, પણ પેલી ધોળી કાગડીને જોવા ગયો હતો. આહા! મેં શું જોયું! એનું રૂપ! એની લાવણ્યતા! અવધી! પણ જાતે કાગડી, કાં કે લુટારાની પુત્રી—"

"તમારૂં ચિત્ત જો ચોંટી રહ્યું હોય, તો લગાર બે ઘડી ફરીને દર્શન—"

"પ્રિયે? તું મશ્કરી કરે છે! પણ સત્ય માનજે; બ્રહ્માએ નક્ષત્ર જોઇને તેને ઘડી હશે. જો કે તું કહે છે, તેમ સૂર્યે એ ચન્દ્રમાના તેજને હરી લીધું છે, એટલે ત્હારા જેવી શુદ્ધ ચન્દ્રમુખી તો તે નથી; તોપણ ચન્દ્રની શિતરશ્મી જેવી એ છે; અને નવાઈ જેવું તો એ છે, કે તે કાળા બગલાના દીલપર, આંબાની ડાળપર જેમ કોયલડી ડોલતી હોય, તેમ ડોલતી હતી.

"બગલો ભાગ્યશાળી! અને આપ પણ ભાગ્યશાળી, કે એવાં નમુનેદાર પંખી નજરે ચડયાં—"

"અને તું પણ ભાગ્યશાળી—"

"હું! મને વળી વચમાં કાં ઘુમાવો છો! મને ભાગ્યશાળી શાને ગણો છો?"

"તું ભાગ્યશાળી એટલા માટે કે એક પાપી મનના એ બગલાની પાંખમાંથી ત્હારો છુટકો થયો—"

"એટલે! એ વળી બગલો કયો?"

"ત્હારો એક પ્રસંગનો મનમાર્ગી પેલો નવલરાય!"

"હેં! નવલરાય? તે અહીં ક્યાંથી? આપ શું બોલો છો?"

"પ્રિયે? મને લાગે છે, કે ટ્રેનમાંથી સરી પડેલો એ પોતાની કરણીનો ભોગ થઇને હોડી વાટે કદાચ બહાર કિનારે નિકળ્યો હશે; અને પેલા લુટારાના આશરામાં રહ્યો હશે! તેને માલદાર સમજીને લુટારાએ હૈયાના ફૂટાને મધમાખી વળગાડી હશે, ને તેથીજ તેની પરોણા ચાકરી થતી હશે—"

"અફસોસ! પણ હવે આપણે અહીંથી ક્યારે ઉપડીશું?" ગુણીએ અણગમતે મુખડે પ્રશ્ન કર્યો.

"કેમ, તને અહીં ગમતું નથી, કે? કંઈ નહિ, ચાલો માર્ગમાં વાત કરીશું." એટલું કહીને જયન્તે ગાડીવાનને ગાડી જોડવાનો હુકમ કર્યો. પેલા ભોમીયાએ આવીને સામાન ને બિછાનું વગેરે ગાડીમાં નાખ્યું; અને તેઓ સ્ટેશન તરફ વિદાય થયાં.

---

## પ્રકરણ ૬ ઠું.

### ગુણવંતીની કર્મ-કથા—માનસિક વિલાપ!

દયાળુ ને ચટપટીયા મનનો જયન્ત વારંવાર ગાડીમાંથી પેલા લુટારાના રહેઠાણ તરફ નજર કરતો હતો. ગુણવંતીને તે ગમતું ન હતું.

"વ્હાલા ? તમને પેલી ચંદ્રકળાની મોહિની વધારે લાગી છે શું ?"

"પ્રિયે ? તેના કરતાં પેલા નવલપર મને વધારે દયા લાગે છે. રખે એ લુટારાનો ભોગ થાય ! પણ એની પાસે હોય શું ?"

"તેનાં કર્મ પ્રમાણે તે ફળ મેળવશે. આપણે શું ? ધર્મ કરતાં ધાડ આવે, તેવો માર્ગ લેવાની પ્રદેશમાં શી જરૂર ? તેના છંદ બૂરા છે, તો પછી દેખતી આંખે ઠોકર ખાય જ તો !"

"તમને તેનો બહુ કડવો અનુભવ મળેલો છે, પ્રિયા ? મને કહોની ? તમે કહેતાં હતાં, કે હું માર્ગમાં નિરાંતે મ્હારી કથા કહીશ, તે કહો તો !"

"શું કહું ? મ્હારા ભવિષ્યની ઉથલપાથલ કરનાર તરીકે કોને દોષ દઉં ! તમારા પત્રને, નવલને કે પ્રભુને !"

"પણ તમને ભમાવનાર ને ફસાવનાર, બચાવનાર ને સહાય કરનાર કોણ !"

"ખરેખર તો એક ભાગ્ય. પણ બીજો લાલચુ ભમરો નવલ. તેણે મુજ અબળાને બહુ છેતરી. મને લલચાવવાને તેણે ઘણા યત્નો કર્યા. અરેરે ! પણ ખોટું થાય, તે સારાં માટે ! જો રેલ્વે અકસ્માત ન થયો હોત, તો હું તમારા શરણ—ચરણમાં ન્હોત. કોણ જાણે મ્હારૂં હૃદય જે આજે શિતળ છાયામાં દુઃખની ગરમી હરે છે. તે હાલતે હું આજે ન્હોત !"

"શું નવલે મ્હારે માટે તમને કંઇ ભંભેરેલાં કે ?"

"સ્વાર્થી, કામાંધી, ને મોહક જીવડા એવાજ પાપી હોય છે. મ્હારા પિતા ગુજરી ગયા. તમારો પત્ર નવલના હાથમાં આવ્યો. મ્હારી અનાધાર અવસ્થાનો લાભ લઇને તેણે મને સ્વાધીન લીધી. હું નિરા-

ધાર બાળા પ્રદેશમાં એકલી હોવાથી, ને મૃત પિતા વ્યાકુળ થયા હશે, તે લાભ લઇને નવલે મને સમજાવ્યું, કે મ્હારા દેહનો કબજો તેને સોંપવામાં આવ્યો છે. અફસોસ !”

“પણ તે સર્વ સંજોગનો જ ભાવ કે !”

“એમજ ! મ્હારા પિતા ગુજરી ગયા. હું આજારી પડી ગઇ. બીજે દિવસે મને આપના અસ્વિકારવાળા પત્રની ખબર કરી. હું નિરાધાર તો હતી, તેમાં તમારા પત્રે એવડી અધીરી, વ્યાકુળ ને ભ્રમિત બનાવી દીધી ! હા :” ગુણીએ નિસાસો મુકયો.

“તે વખતે તમે કેવી સ્થિતીમાં હશો ! મને તમે કેવો કઠોર કહ્યો હશે ! આખરે તો તમને ભવિષ્યની આશાઓએ દગો દીધો, એમ તમે માન્યું હશે—”

“બીજો ઉપાય નહિ. એ પાપીએ મને ધિરજ ને શાન્તિ આપી. મ્હારે તેને શરણ થવું પડયું. મ્હારા પિતાનું કરજ ટાળવાને તેણે મને મોટી રકમ હાથમાં આપી, પણ મ્હારા ભલા ને વ્હાલા પિતાના સાહેબે મને બહુ મદદ કરી. મડમે મને દીકરી પેઠેમ વ્હાલથી છાતી સાથે દાબી, ને મને જોઇતું નાણું આપ્યું. તે વડે મેં મ્હારા પિતાનું કરજ ભર્યું; પણ ભલા લેણદારોએ તે નાણાં મને પાછાં આપ્યાં. મ્હારી તે વેળાની દુર્દશા જોઇને તેઓને દયા આવી–આહા : ! કેવો દયાજનક દેખાવ !”

“મને પણ આ વાત સાંભળીને બહુ દુઃખ થાય છે. મને ક્ષમા કરજો, પ્રિયે ! પછી શું થયું, વારૂ !”

“નવલે મને પોતાની સાથે મુંબઇ આવવા જણાવ્યું. કાશીમાં મને લગારે ચેન ન પડયું. વારંવાર પિતાની છબી નજરે પડવા લાગી.”

“ત્યારે તમે મુંબઇ આવવા શા માટે ધાર્યું ?”

"તમારેજ માટે! એકવાર વિનતી કરવા. જો મ્હારો અપરાધ થયો હોય, તો ક્ષમા મ્હાવા–મ્હારો સ્વિકાર કરવો, કે ન કરવો તે, માટે વિનતી કરવા નહિ–પણ મ્હારો દોષ નિવાર્ણ કરવા—

"આહા :! કેટલો ભાવ! પ્રેમની હદ આવી–પ્રિયા? હું કેવો અભાગી! અરેરે, કયા ચોઘડીયાએ મેં કાગળ લખ્યો. જો મ્હારો કાગળ પ્રકટ થયો ન્હોત, તો નવલ એટલો લાભ ન લ્હેત."

"હા જ તો; પણ હું અબળા જાત શું કરી શકું! આબરૂના બન્ધનને લીધે મને સોસવું પડયું. મે મુંબઈ પરભારૂં જવા જણાવ્યું. ત્યારે તેણે મને કલકત્તા રેલ્વે માર્ગે ઘસડી—

"તમને શંકા થઇ હશે ખરી, કે એ માર્ગ લેવામાં નવલનો કંઈ દુષ્ટ હેતુ છે?"

"હા–હવે મને એ શંકા ખરી લાગે છે–મને તે વેળા શંકા તો થઇ, પણ લગાર મોડી–જ્યારે તેણે ટ્રેનમાં મ્હારી સાથે છુટ લેવા માંડી, ત્યારેજ મને ખાત્રી થઇ, કે તે પોતાની જોડે મને બાંધી લ્હેવાનો યત્ન કરે છે!"

"શું તમારો ડબ્બો રિઝર્વ હતો?"

"મને પાછળથી માલમ પડયું, કે તે ડબ્બો તો ખાસ રિઝર્વ કરાવ્યો હતો—

"તેનું કારણ તમને શું લાગ્યું?"

"એકાન્તમાં મને સમજાવવા–સ્નેહ સાંધવા, કે બલાત્કાર કરવા માટે હોય–પ્રભુ જાણે, પણ તેની રીતભાત સારી ન લાગી. મેં જ્યારે ગુસ્સો કર્યો, ત્યારે તેણે ધિરજ પકડી, ને વાત ફેરવી—"

"તેણે સ્નેહ–જાળ પાથરવા માંડી કે શું?"

"હા. તેણે કહ્યું કે, ધનથી કેટલું સુખ છે! આ પ્રવાસ કેવો સુખપ્રદ છે? સ્નેહીઓ,' ખાસ કરીને સ્ત્રી પુરૂષો સ્નેહ–બન્ધનથી

એકલાં પ્રવાસ કરે છેઃ તેને કેવી મજા પડતી હશે?" મેં જવાબ ન દીધો, ત્યારે ફરીને તેણે કહ્યું, "તમારૂં દીલ ઉદાસ બહુ રહે છે. તમારી ચિન્તા ટાળવા માટે જ મેં આ લાંબો માર્ગ પકડયો છે. તમે કેટલાક દેશોમાં ફરશો, ત્યારે તમારૂં દુઃખ વિસરાઇ જશે." આ પરથી મને વધારે શંકા થઇ, કે તે હજી મને કદાચ બીજા દેશોમાં ઘસડી જશે. મ્હારૂં દીલ ચોરવાનો, કબજે કરવાનો યત્ન કરશે. પછી મેં તેને કહ્યું કે, 'જો આપ આગળ દેશાવર જશો, તો હું મુંબઈ ચાલી જઇશ.' તે વેળાએ તેણે વાત ફેરવી. 'મુંબઇ જઇને અશાન્ત એકાન્ત ભોગવવા કરતાં મનનું છુટાપણું ભોગવવા દેશાવર શું ખોટા છે? હું પણ એજ માટે પ્રવાસે નીકળ્યો છું. જો તમારી ઇચ્છા હશે, તો આપણે શાન્તિથી પ્રવાસ કરી શકીશું.' મને ખચીત આ પરથી તેમની દુષ્ટતા માટે શંકા થઈ. પણ બીજો ઉપાય શું? તેણે પોતાના મનનો વેગ ચાલુ રાખ્યો. પૈસાની મોટી મોટી લાલચો દીધી, દીલ ને દોલત, વૈભવ ને વ્હાલની વાતો કરી, ત્યારે મેં સમય વરતી લીધો, ને મૌન ધર્યું. જરા વારે મેં કહ્યું કે, 'તમારી રકમ મ્હારી કને પડી છે, તે સંભાળી લ્હો, હવે મને જરૂર પડવાની નથી. ને વળી તમે તો સાથેજ છો.' એમ કહીને તેનું નોટનું બંડલ મેં આપી દીધું. તેણે લેતાં લેતાં હઠ કરી, પણ છેવટે તેણે કોટના અંદરના ખીસામાં મુકી દીધું, ને વાત બંધ પડી.

"તે બંડલ તેના ખીસામાં જ રહી ગયું કે?"

"હા તેમાં હજાર હજારની દસ નોટો હતી. ને જો તે સલામત હશે, તો જ્યાં ફસી પડયો છે, ત્યાંજ તે ગુમાવશે."

"પછી તેણે તમને કંઇ કહ્યું કે કર્યું"?

"ના. તે મ્હારો ક્રોધ જાણી ગયો, ને નિદ્રાવશ થઈ ગયો. હું પણ આખરે દુઃખના વિચારોને આધીન થઈ ગઈ. જ્યારે પેલો

ગાર્ડ મ્હારી કને આવ્યો, ત્યારે હું એકાએક ચમકી. પણ ત્યાં તો જળ-ધ્વની થયો. કોઇ માણસ જળમાં પડતું જણાયું. મેં નવલના બિછાના તરફ નજર કરી, તો તે ન જણાયો. ગાર્ડે મને પુછ્યું. હું ગભરાઈ જવાથી બોલી શકી નહિ. ગાર્ડ અંદર આવવા લાગ્યો. મે બૂમ પાડી. ગાર્ડ ચાલ્યો ગયો.

"નવલ પડી ગયો હશે!"

"મને લાગે છે કે કદાચ તે મ્હારા શરીર સાથે ચેડાં કરવાનો યત્ન કરતો હશે, તેટલાં ગાર્ડે કદાચ જોયો હશે. કાં તો આબરૂના ભયથી અથવા તો પૂલ ઉલ્લંઘતાં ટ્રેનના આંચકાથી કદાચ બારી-માંથી ઉડી ગયો હશે."

"કોર્ટમાં તે વિષે શું ઠર્યું?

"અકસ્માત્ થયાની ગાર્ડે સાક્ષી આપી."

"તમને કેદ કરવામાં ગાર્ડની ધારણા ખોટી હતી?

"મને એવા વખતમાં શી ખબર પડે? હું તો અકળાયલી-મુઝાયલી હતી."

"તમને ત્યાં કેવી રીતે રહેવું પડ્યું?"

"સાહેબના તારથી મને આબરૂ સહિત રાખી હતી. ને છુટી થયા પછી પણ ધર્મશાળામાં સારી રીતે રહી હતી.

"આહાઃ! પ્રભુએ કેવી લાજ રાખી! અનાથનો બેલી શામળો છે."

"જો અકસ્માત થયો ન્હોત, તો કદી પણ આપણો તત્કાળ સંગમ થાત નહિ."

"પ્રભુ એટલો સાનુકૂળ."

"જો કે મ્હારે થોડા દિવસ પટણામાં રહેવું પડ્યું, પણ મને સારી બૂદ્ધિ સુજવાથી સાહેબને મેં કાશી તાર કર્યો. ને તેણે મ્હારા રક્ષણ માટે બંદોબસ્ત કરી દીધો. ત્યાં તો તમે આવ્યા. કેસ ઉડી

ગયો, ને મ્હારૂં ભાગ્ય ઉઘડયું." એટલું બોલીને ગુણી પ્રિય જયન્તને ભેટી પડી. સ્ટેશન આવી ગયું; અને તેઓ ટ્રેનમાં સ્વાર થઈ મુંબઈ જવાને રવાના થઈ ગયાં.

---

## પ્રકરણ ૭ મું.

### ગુણવંતી અને જયન્ત મુંબઇને માર્ગે.

"આબરૂદાર ને શરમાળ કુટમ્બ જેમ નિર્ધનતાનાં સંકટ સોસતાં અમુઝાય છે, તેમ નિરાધાર પણ જુવાન બાળા મોટી વયનું કુંવારાપણું ભોગવતાં લજવાય છે, એ ખ્યાલ તો અનુભવીનેજ આવે!" ગુણીએ ટ્રેનમાં પોતાની મન-વેદના જયન્ત કને વર્ણવી—

"હું માનું છું, ગુણવંતી! તમારી દયાજનક ને સુડી વચ્ચે સોપારી જેવી સ્થિતી માટે મને ઘણું દુઃખ લાગે છે. ખરે એ સર્વ સંજોગ લાવી આપવાનો હું અપવાદી છું. મને ક્ષમા કરજો."

"મ્હારાં ભાવી! પણ તમે એ ભૂલ કેમ કરી, વારૂ?"

"પ્રિયે? ત્હારા પ્રેમ-પુષ્પનો મીઠો પરાગ લઇને અમદાવાદ ગયા પછી ત્હારીજ પ્રાત-સુગંધમાં હું રમણ કરતો હતો. મામીએ મુંબઇના એક ઇશ્વરલાલ દલાલની છોકરી શાન્તનુ સાથે મ્હારૂં લગ્ન કરવા ધારેલું-પણ મેં તને વચન આપ્યાથી એ કારજ તોડવાનો ઠરાવ થયો. મેં બે પત્ર લખ્યા-પણ તમારા પિતાનો પત્ર મુંબઈ, ને મુંબઇનો પત્ર કાશી બીડાઈ ગયો. એ તો જ્યારે ગોરનો કાશીથી તાર આવ્યો, અને યોગેન્દ્રલાલજી વિદેહ કૈવલ્ય થયાની ખબર મળી, તથા વર્તમાન પત્રમાં એ અકસ્માત વાંચવામાં આવ્યો, ત્યારે મેં જાણ્યું, અને હું મુંબઈ ગયો. અંતે શોધખોળ કરતાં મ્હારી ભૂલ મને માલુમ પડી. મને લાગ્યું કે

મ્હારી એક નજર ચૂકથી નિર્દોષ બાળા—ગરીબ ગાય એક ઘાતકી અને સ્વાર્થી શિયાળના પ્રપંચનો ભોગ થશે, પણ સારે નશીબે અકસ્માત બન્યો. રત્નલાલની સંમતિ સાથે હું અહીં આવ્યો, ને પ્રભુ કૃપાએ આપણી લાજ રહી.

"જો અકસ્માત થયો ન હોત, તો આપણો મેળાપ ભાગ્યેજ થાત."

"ગુણી? ભાગ્યની બલિહારી છે. જે સુખ દુઃખ વેઠવું છે, તે વેઠવાનુંજ છે. આપણે ગમે તે ધારીએ, પણ પ્રભુ ઇચ્છા હોય તેજ થાય."

"તેમાં વાંક કોનો? તમને આગ્રહની કિમ્મત ન થઈ, તો આ રઝળપાટ થયો—અરેરે! મ્હારા વ્હાલા પિતાજી મ્હારીજ ચિન્તામાં હાય—" ગુણી આગળ બોલતાં અટકી પડી. જયન્તના ખોળામાં માથું નાખીને ચોધાર આંસુડે ભરાયલી છાતીથી હુસકાં ખાવા લાગી—

"શેક્સપિઅર કવિની કડીઓ તમને યાદ હશે. જેનું છેવટ સારૂં, તેનું સર્વ સારૂં. સુખનો એક દહાડો તે દુઃખના દશ વર્ષને વિસરાવે છે. માણસ માત્ર વિપત્તિ સહન કરવાનેજ સરજાયલાં છે મ્હારા વિચાર પ્રમાણે જે માણસ વિપત્તિના યંત્રમાંથી પસાર થયું નથી, તેનામાં ખરેખર અનુભવસિદ્ધ માણસાઈ ગુણ આવતા નથી; ને બીજા જનોને અસરકારક લાગતા નથી."

"અબળાજાત, પ્રદેશમાં, જુવાન અવસ્થાએ, હીંદુ સંસારી રૂઢીના ભયે, આબરૂને સલામત રાખીને રહેવું—આધારભૂત રક્ષણ કરનારથી વિછોડાયલી હાલતે, ડગમગતાં પરપુરૂષ—અજાણ પુરૂષના આશરામાં વસવું, અને ખરેખર કાશી જેવી જન્મભૂમિના બાપિકા વૈભવને તજીને અણગમતા પ્રદેશમાં પર્યટન કરવું, એ કેટલું દુઃખકર હશે! હાઃ! મ્હારી છાતી ભરાઈ આવે છે—" ગુણી બોલી.

"રોગનો નાશ થયા પછી નબળાઈ વડેજ રોગની અસર માલમ પડે છે. દુઃખ વિત્યા પછી તેના વિચારો વડે મન દોલાયમાન થાય છે. આગના ભડકામાથી કે વાયુના વંટોળીયામાંથી પસાર થતી વખતે તો મગજમાં ભ્રમ-ધુની ઉડતી હોવાથી, અને આવેશ આકળો પડીને સુખના મેદાનમાં કૂદવાનો યત્ન કરતો હોવાથી તત્કાળ તેની અસર જણાતી નથી, પણ પાછળથી જ તે માલમ પડે છે, ને દુઃખ થાય છે. ગુણવંતી હવે તમે નિર્ભય છો—હવે તમે ઉન્હાળાના તાપથી વિમુક્ત થઇને શિતળવૃક્ષ તળે છાંયડીમાં આરામ લ્હો છો. મ્હારા સમ, તમે ખરા અંતઃકરણથી કહો—તમને હવે લગારે શંકા છે કે હું કદીએ દગો દઇશ? તમને ખાત્રી છે, કે હું તમારૂં મનેચ્છિત સુખ સંપાદન કરી શકીશ? તમે માનો છો, કે હું તમને પ્રાણ પેઠેમ ચાહું છું! તમે હવે મન દઇને મને કહો—મન પરથી શોક ને શોચ દૂર કરીને મને કહો, તમે હવે સુખી થશો, એમ ધારો છો? મેં તમને વિસાર્યાં નથી, એમ તમને ખાત્રી થાય છે, વારૂ?"

"હા—હું હવે બીજાની થવાની જ નથી. હું નિરાધાર હવે બીજે ક્યાં જવાની છું!" આમ બોલી ગદ્‌ગદતા કંઠે જયન્તને ગળે હાથ મૂકી, તેની તરફ ટપકતા આંસુડાએ ગુણી જોવા લાગી—

"ગુણી? આજ આમ કેમ કરો છો? મ્હારાથી આ જોવાતું નથી. તમે ઓછું ન લાવો. તમે નિરાધાર છો, તેથીજ મ્હારો આશરો માગો છો, એટલો જ પરસ્પર સંબંધ છે? હું તેવું સાંભળવા નારાજ છું. મને તો આ કોમળ ગાત્રના પડમાં રહેલો એક ગુપ્ત શુદ્ધ પદાર્થ પ્રિય છે, કુદરતે જેમાં પોતાની શક્તિ ને સૌંદર્ય મૂકેલું છે, તે પ્રેમની મને જંખના છે—"

"તે તો તમારે સ્વાધીનજ છે, વ્હાલા! હું હવે તમારીજ છું."

"જો તું મ્હારી છે, તો હું ત્હારોજ છું–" જયન્તે પોતાના બે હાથ સુંદરીના ગોરા ગાલપર રાખીને મોં ઉંચુ કરી પ્રેમ–ચુંબન કર્યું. ગાલપરનાં આંસુ સુગંધિત રૂમાલ વડે લુછી નાખીને ગુણીને ઉચ્ચાર કરી–

"શું હવે આપણે ખરેખર લગ્નથી જોડાઇ જઇશું?"

"હા, હવે આપણે સદાનાં એકત્ર થઇશું"

"આપણો પ્રેમ–સંબંધ, યુવાન ઇચ્છા તૃપ્ત થતાં સુધી પ્રભુ કાયમ રાખશે?"

"ગરીબને સાંપડેલું ધન, વાંઝીયાને પ્રાપ્ત થયેલો પુત્ર, અને પ્રેમીને પરાકાષ્ટાએ પરિધાન થયલો પ્રેમ, એવાજ વિચારો પ્રાપ્ત કરે છે. પ્રેમી સ્ત્રી પુરૂષો, જ્યારે સંયોગની રાત્રી ગાળે છે, ત્યારે તે ધારે છે, કે રાત્રી જો ચોવીસ કલાકની થઇ જાય તો! પણ ઘેલી? એમ તે બને! પ્રેમ ને દેહ નિભાવવો એ પ્રભુના હાથમાં છે. જે દિવસ જાય, તે મહાન ગણી લ્હેવો. કલેશ ને કંકાસ, શોક ને સંકટ દુર કરીને જે દમ્પતીઓ સદા આનંદમાં ને સ્નેહમાં રમણ કરે છે, તે દમ્પતીઓએ તેવા એક દિવસ એક યુગ જેવો જાણવો. આજે આપણે જે સુખ ભોગવ્યું, એજ સુખ છે. ધન સંચય કરનારા, પેલી મધુસંચય કરનારી મધમાખો પેઠેમ એકઠું કરે છે, પણ જો નશીબમાં હોય, તોજ ખવાય છે. એ રીતે કેટલાક પ્રેમીઓ અમુક વખતની વાટ જુએ છે. મ્હારો વિચાર તો એવોજ છે, કે જે દિવસે જે સુખ ભોગવ્યું તે આપણું છે. જે જે કામ કર્યું, જે જે સંચય કર્યો, એજ આપણો છે. પારકા માટે સંચય કરીને, અથવા નિવૃત્તકાળે પોતે તેનો ઉપભોગ કરવાનો છે, એવો આશય રાખીને જે કોઇ કાળ ક્રમણ કરે છે, તેને તો હું મૂર્ખનીજ ઉપમા આપું છું. કાળ ને કાલની કોઇને ખબર નથી. તેવી વેળા લાંબી ઉમેદ બાંધીને કેમ સુખ લ્હેવાય!

ગુણવંતી? તમારા કોમળ ને ઉછરતા મનપર સંસારના આવરણોની તાજીજ અસર થવાથી, ને તમે મધુર પુષ્પવાડીમાંજ રમણ કરેલું હોવાથી, કંટક વન આકરૂં લાગે છે; પણ પ્રભુ કરે છે, તે સારૂંજ કરે છે. તમે આ આવરણો અનુભવ્યાં, એટલે હવે તમને બીજાનાં સંકટોની કદર થશે. હવે તમારે ગૃહ રાજ્ય ચલાવવું છે. તમે એક ધુરંધર રાજસત્તાનાં મંત્રી થવાનાં છો—

"હજી હું થવાની છુ, કે—

"જ્યાં સુધી લગ્ન સંસ્કાર થયો નથી, ત્યાં સુધી એજ બોલાય. હવે વળી બાકી શું રહ્યું છે?"

"બાકી? વળી બાકી સઘળી આશાઓ, સઘળા વૈભવો, સઘળા રંગો—

"હા, હા, ખરી વાત. મને એમ લાગ્યું કે જેમ થાકેલા પંથીને નગર નજીક લાગ્યાથી થાક ઉતરી જાય, તેમ મ્હારૂં માનાતું પંખી પડખામાં પડેલું હોવાથી હું જાણે સઘળા વૈભવો મેળવી ચુકયો હોઉં, એમ લાગ્યું—

"તમે તો એકવાર સ્વર્ગીય આત્મા જોડે બહુએ સુખ સંપાદન કર્યું છે. લગ્ન ને સંસારનો સઘળો લ્હાવો લઈ ચુકયા છો. મ્હારે તો પગની પાંચે ખરીઓ પેટમાં છે. સઘળી આશા ઉમેદ મનમાં છે—

"મળશે. સર્વ મળશે. અધીરાં ન થાઓ. જે ધારશો તે મળશે. વાડી, ગાડી, વસ્ત્રાલંકાર, સહવાસ, સત્સંગ, પ્રેમ, શાન્તિ, લ્હેરો, અનુભવ, સમાગમ સર્વ મળશે—

"મ્હારે એવા બાહ્ય સુખની ઇચ્છા નથી. આન્તરિક વૈભવનો મને લાભ મળે, તો બસ છે. શું અન્દામાન બેટનો દેશનિકાલ થયેલો કેદી, પ્રેમને ખાતર ગુન્હેગાર બનીને સજા ભોગવે છે, તે દુઃખ સમજીને

મનમાં દુઃખ કરશે? શું પ્રેમનું બલિદાન દેવા નીકળેલો પ્રેમી ફાંસીને લાકડે ચડીને પ્રેમપર અપવાદ મુકીને પોકાર કરશે? શું રણ સંગ્રામમાં પ્રિયા માટે લડત કરનારો પ્રેમી, દેહની દરકાર કરીને પાછી પાની કરશે? શું પ્રેમીને વરનારી પ્રેમદા, જંગલના વૈભવને અકારો ગણુશે? ના, ના, પ્રેમીઓ અને પ્રેમની તો બલિહારીજ છે. મ્હારા શાસ્ત્રી મને વારંવાર તે વિષેનાં કાવ્યો સંભળાવતા હતા—

"મળ્યો પ્રેમ વ્રજનાર, મગન થઇ મનમાં ફૂલી,
ક્હાન ક્હાન કહી ફરી, ભાન ગઇ દેહનું ભૂલી;
પ્રેમિ વિદુરની નાર, ન્હાતાં નાગી ધાઇ,
એ લક્ષણ પ્રેમનું, જઇ ભેટી જદુરાઈ.
તે ગર્ભને ક્હાડી નાખતી, છોડાં મુખે ધરાય છે;
કહે નરભો પ્રેમનું પારખું, છબિલો છોડાં ખાય છે.
જ્યારે પ્રગટ્યો પ્રેમ, તુલસીના દલથી રાજી,
જ્યારે પ્રગટ્યો પ્રેમ, ખાધી ખિચડી ને ભાજી;
જેને પ્રગટ્યો પ્રેમ, પ્રેમને તે નર જાણે,
જેને પ્રગટ્યો પ્રેમ, તેહને વેદ વખાણે.
મનમાં જો પ્રેમ પ્રકટ થયો, એક રતીભર જેહને;
કહે નરસીરામ ગુરૂ થકી, નિત બલિહારી તેહને."

એક હીન્દી કવિએ કહેલું છે કે—

"લયલી ઓ મજનુ કહાં, કહા પ્રીતકી રીત;
પ્રાન માધવાનલ હુતે, કામકુંડલા દીન—
કામકુંડલા દીન, માધવાનલ તન ત્યાગે,
ભલી નિબાહી પ્રાત, હીતકું દોષ ન લાગે.
કહે ગિરિધર કવિરાય, પ્રીત કહિ રહી હે ગેલી;
ચલી જાયગી બાત, કહાં મજનુ ઓર લયલી.

મદહરિયા વ્રજરાજ કે, કાપેં માગન જાહી,
પતિવ્રતા પિયુને તજી, પીય પરહરે નાહી;
પિય પરહરે નાહી, છોડ પ્રીતમકી બાહી,
પ્રીતમકી રૂચિ ઓર, તો તઉં નેહ નિબાહી.
કહે ગિરિધર કવિરાય, રૂપ ગુન આગર દરિઆ,
સાત સાખ હે સાખ, સદા મતકે મદ હરિયા.

"મને પણ એ વિષે કંઈ હીન્દી કવિત સ્મરણમાં આવેછે.

## કવિત.

પ્રેમહીમેં પરતીત, રસ રીત પ્રેમહીમેં,
પ્રેમહીમેં રાજનીત, હાર જીત જંગ હે;
પ્રેમહીમેં હાવભાવ, સહિત સમૂહ પ્રેમ,
પ્રેમહીમેં રાગ રંગ, ઉમંગ અનંગ હે,
પ્રેમહીમેં ધ્યાતા ધ્યેય, ગ્યાતા ગ્યેય પ્રેમહીમેં
પ્રેમહીમેં જોગ ભોગ, પંચભૂત અંગહે.
પ્રેમકો પ્રકાશ સો તો, કરતાકી કરામત,
જહાં દેખો તહાં એક, પ્રેમકો પ્રસંગ હે.

"પણ–પ્રેમોત્પાદક બહુ જનો, નહિ નિભાવણહાર;
જેને લગની લાગી તે, પ્રેમ તણો કિરતાર.

"એમજ છે—

સુરત સંજોગી જાગે, જોગી જોગ ધ્યાન લાગે,
નિશિચર જોર ભાગે, ભ્રંગ પાગે બાગમે ;
ચિરીયાં ન સોર ક્યો, ચકવા આનંદ ભયો,
ચકોરા ઉદાસ લહ્યો, ચૂપ રહે જાગમેં.
શંખ આદિ નાદ ધુની, વિપ્ર બેદ પઢે મુનિ,

ગાવત સંગીત ગુની, રામકલી રાગમે;
બિરહ બિયોગ બીન, દરદી અધીન દીન.
ચાહત પ્રબીન કલા, સાગર સમાગમમેં—

"બોલવા કરતાં કરવું ઘણુંજ કઠણ છે."

"આશક માશુકનાં જોડાંનો એ અનિવાર્ય પ્રેમ છે. જેણે જીવન-કાળ પર્યંત પોતાની પ્રિયાંગના સ્થાપી, ને તે પણ પ્રેમમંત્રથી વરીને ગ્રાહ્ય કરી, તે તો વૈકુંઠમાં પણ, ગંગા જમુનાના સંગમમાં પણ, જન્મ વિજન્મના સંસારમાં પણ સાથે સાથે ને સાથેજ છે.

"આહા:! હું કેવા શાન્ત સુખ-સાગરમાં!"

"તથાસ્તુ. તમારી આશા સફળ થાઓ."

પ્રેમીઓ આનંદ પામ્યાં. થાકને દુ:ખ વિસરી ગયાં. ટ્રેન આગળ ચાલી. રાત્રી વિતી જવા લાગી. ગુણીને નવા જન્મનાં, નવી ભૂમિકાનાં, નવા વૈભવનાં સ્વપ્નાં આવવા લાગ્યાં. મુંબઇનો વસવાટ, તરેહવાર રૈયતનાં દર્શન, સુધરેલા સાથી-સહિયરોનો સમાગમ, પતિની પ્રેમ-છાયાની શિતળતા અને જીવનની સાર્થકતાનાં સ્વપ્નાં આવવા લાગ્યાં. રઘુવર જેમ સીતાને લઈ અયોધ્યા તરફ હર્ષવેગમાં જતા હોય, રાવણ જેવા લંકેશનો ગર્વ ઉતારી, તેને તેના કર્મને સ્વાધીન કરી દેવતાનું કાર્ય કરી જતા હોય, એમ જયન્તને લાગ્યું. તેઓ બન્ને આનન્દે નિદ્રાવશ થયાં.

---

## પ્રકરણ ૮ મું.

### ગુણવંતીપર વતનની અસર! કાશી નગરપર મન-મમતા!

"સુખતણી સાહ્યબી લઇને, વતનમાં જન જાય છે;
સુખી દેહ સ્વર્ગમાં જાતાં, વતનમાં વખણાય છે."

પટણાના સ્ટેશનપરથી જયન્તે મુંબઈ, અમદાવાદ અને બનારસ તાર કર્યા હતા. મુંબઈમાં એક તાર રત્નલાલને ને તેનીજ નકલ પોતાની ઓફીસના મેનેજરને મોકલાવી હતી. બીજો તાર અમદાવાદ મોજી મહારાજને કર્યો હતો. તેમાં રમાને લઈને પરભારૂં મુંબઈ જવા માટે સ્ટેશનપર મેલ ટાઇમે હાજર રહેવા જણાવ્યું હતું. ને ત્રીજો તાર અયોધ્યા પ્રાંતના કલેકટર મી૦ જ્હોનસનને કર્યો હતો. અને તેની એક નકલ કાશીના ગોરને પહોંચડાવવાની તજવીજ કરી હતી. બનારસના આગલા સ્ટેશને ગુણવંતી અને જયન્ત જાગૃત થયાં. ગુણવંતીનું મુખ જાણે શોકની છાયા દેખાડતું હોય, તેમ જયન્તને લાગ્યું. તેનાથી ગુણીનો મન–મર્મ કળી શકાયો નહિ. ગુણીને બનારસ અપ્રિય થઇ પડયું હતું, કાશી નગરી ને ગંગા ઘાટ જાણે અભાગીયો નીવડયો હોય, એમ લાગતું હતું. જયન્તે કહ્યું—

"ગુણવંતી ? હવે પછી બનારસનું સ્ટેશન આવશે. કદાચ સંકેત પ્રમાણે ગોર વગેરે આવશે." ગુણવંતીએ નિસાસો મુકયો. જયન્ત સમજી ગયો. જયન્તનું મુખ સંકોચાયું. ગુણીએ તાજું કર્યું—પોતાને જાણે નામનીજ અસર થઇ છે, એવું બતલાવા જયન્તને કહ્યું.

"ગોર તો આવવાજ જોઇએ. કદાચ સાહેબનું માણસ આવે તો આવે. મડમની મ્હારા પ્રત્યે બહુ પ્રીતિ છે—

"તેથીજ તમે પટણામાં નિરાંતે રહી શકયાં. સાહેબની ભલામણથીજ જલદી છુટી શકયાં—" જયન્તે કંઇક વાત ફેરવી!

"હા–તેમનો મોટો ઉપકાર થયો છે."

"અંગ્રેજો ઓળખાણ રાખનારા તો ખરા. તેઓ પિછાણને કદીયે વિસરનાર નહિ. જેનાપર તેમનો વિશ્વાસ કે માયા બેઠી, તેને સદાકાળ સહાય થનારા ને પ્રેમથી ભજનારા!"

"સાચી પ્રીત, સદાચાર, ને શુદ્ધ નીતિ સમર્પણ થાય, તો ખચીત તેઓ જીવ આપે. જો કે મ્હારી સાથે મડમને કંઇ બહુ પ્રસંગ પડયો નથી, તોપણ મ્હારા પિતાજી દેવલોક થયા પછી મ્હારાપર જે જે વિટંબના આવી પડી, તે વેળા તેમણે મને એક માતાની માયાળુ મમતાથી દેહ સાથે દીલ મેળવીને દિલાસો દીધો હતો; માત્ર બોલીનેજ નહિ, પણ તન મન ને ધન દઇને તેણે મને સદ્દમાર્ગે મુકી હતી. તે ચાહતી હતી, કે જેના સંગમાં હું જાઉછું, ત્યાં સુખી થઇશ, પણ અફસોસ! તે તો **विषकुम्भो पयोमुखं** જેવું થયું—"

"ભાગ્ય કરે તે કોઇ ન કરે."

"હા, તે પણ બિચારો રઝળી મુઓ? શું ખરેખર તે લુટારાના પંજામાં સપડાયલો છે? જો એમ હતું, તો નીલમ બ્હેનને ખાતર તમારે તેને છોડાવવો હતો. રત્નલાલજીને ખાતર મુક્ત કરાવવો હતો—

"મ્હારી નજર તેના ચ્હેરાપર પડી, કે તે અંદરના ભાગમાં ન્હાશી ગયો. જો કે મને પુરેપુરી ખાત્રી છે, કે તે નવલજ હતો; અને અકસ્માતવાળો સંજોગ તપાસતાં ખચીત એ ત્યાંજ નીકળી આવેલો સપડાયો હશે; તોપણ હું ખાત્રીથી આપતો નથી! અને કદાચ ધારો કે તે હશે, તો કંઈ કાચો નથી; તે પોતે સહજ રીતે છુટી આવશે."

"આપ કહો છો, તેમ જો પેલી કોઇ કન્યા રૂપવંતી હશે, તો એ કાસંધી ખચીત પૈસાથી ને જાતથી લુટાશે, એટલુંજ નહિ, પણ પેલા નીચ પૈસાની લાલચે તેને ઠાર કરશે!"

"તમને કંઇ બહુ દયા આવે છે!"

"નીલમ બ્હેનને ખાતર એ મુર્ખાને ઠેકાણે લાવવો જોઇએ. અપ-

કાર બદલે ઉપકાર કરીને તેને મ્હાત કરવો જોઇયે. વેર લઇને નહિ, પણ આભાર તળે દાબીને તેની બુરી ચાલનો પસ્તાવો કરાવવો જોઇએ. મને આત્ર નીલમ બ્હેનની દયા આવે છે. અરેરે! એવી સગુણી સુંદરીને ભાગ્યે એવો ભરથાર? નીલમ બહેન જ્યારે પરમ પ્રભુનું પદ ગ્રહણ કરવા વૈકુંઠ મેળવવા ભક્તિ–ગાન કરે છે; ત્યારે તેનો ભરથાર નર્કના દ્વાર જોવાને વિષયમાં લંપટ થઇ પરદારા સાથે પદભ્રષ્ટ થવા ચાહે છે."

"પ્રિયે? એ સર્વ ભાવીનો ખેલ છે."

"રત્નલાલ કે નીલમ બ્હેન તેના સમાચાર પુછશે, ત્યારે શું કહીશું?"

"હાલ તો સસલાના ત્રણ પગ બતાવવાના છે. બીજે કોઇ પ્રસંગે ઇશારો કરીશું."

"નવલ તો કામાંધી છે, એટલે જ્યાં સુધી પેલી પૈસાની પૂતળી હાવભાવથી લપટાવશે, ત્યાં સુધી તેની આંખ ઉઘડવાની નથી; ને પૈસા હરાઇ જવા પછી પેલો દુષ્ટ લુંટારો તેને જીવતો મુકવાનો નથી. મોહના અંધાપામાં પૈસા લુટતાં વાર શી! જો આપણે લાંબા વખત સુધી મૌન ધરીશું, ત્યાં તો તેનું કાટલું થઇ જશે, ને બિચારી નીલમ બ્હેન—

"રંડાઇ જશે, એમ કે! અરે એ તો જીવતેજ રંડાયલી છે, પણ અજબ જેવું એ છે કે હમણાંજ તમે મને આગ્રહ કરો છો."

"મ્હારા ને તેના વચ્ચેનો પાપમાર્ગ જવા પછી જ્યારે કાશીપુરીની ભૂમિકામાં હું આવી, ત્યારે મને તેણે જે ઉપકાર કરવા યત્ન કર્યો હતો, તે યાદ આવે છે; ને તે પુન્ય પ્રતાપ તેની તરફ દયાની નજર ખેંચાવે છે. જો કે હવે તો દયા આપણને દૂર ઘસડી જાય છે. પણ હજી સમય વીતી ગયો નથી. મુંબઈ જઇને

રત્નલાલને કહીએ, ને તે શોધ ખોળ કરાવશે, તો ઠેકાણે પડી જશે–"

"ઠીક છે. મુંબઈ તો પહોંચીએ! જુઓ બનારસનાં મંદિરો દેખાય છે." ગુણીને બીજી વાત પર ચડાવી.

"આહા:! જો મ્હારા પિતાનું નિવાસભૂવન દેખાય છે. સૂર્યનાં કીરણો નિવાસ—મંદિરના કળશપર ચમકે છે. ગંગા કાંઠે, સ્ટેશનની નજીક એ મહાલય છે, એટલે ટ્રેનમાંથી સ્પષ્ટ જણાય છે. આહા:! હું કેવી સ્થિતીમાં છું!"

"શું મ્હારી સાથે તમને રહેવું ગમતું નથી!"

"હું એમ નથી કહેતી, વ્હાલા? હું એમ નથી કહેતી. મ્હારા પિતાજી હોય, તે મને કન્યાદાન દે, મ્હારો હાથ તમને સોંપે, મને તે સાસરે વળાવે, હું મ્હારા સ્વામીના સ્નેહમાં મલકાતી મલકાતી સાસરેથી પિતાજીને મળવા પિયર પાછી આવું, તે મ્હારૂં સુખ ને શરીર મીઠી ને માયાળુ નજરે જુએ, તે આપણે ઘેર આવે, આપણે તેની પરોણાગત કરીએ, આપણા વૈભવ જોઇને તેમને સંતોષ થાય, તે જાણે કે મ્હારી દીકરી સુખી થઇ, મ્હારી ફરજ અદા થઇ, એમ હોય તો કેવું સારૂં? પણ તેનો તો ઓરતોજ રહ્યો! અરેરે, પિતાજી હવે કયાં જોવા જાણવાના છે, કે દીકરી સોનારૂપાના કમાડવાળા મંદિરમાં સુખપાલપર ઝુલે છે. તે તો મરતી વખતે નિસાસો નાખીને ગયા, કે "હાયરે મ્હારી દીકરીનું શું થશે? તે તો બીજાને ભલામણ કરતા ગયા, કે હવે તેનું ભાવી સંભાળજો. છેવટની મુલાકાત કે બે શબ્દો કહેવા સાંભળવાનો ઓરતો રહી ગયો. જો તે એમ જાણે કે વ્હાલા, હું આપના શરણમાં છું, તો તેનો સ્થુળ દેહ જેમ મુક્ત થયો, તેમ વાસના જીવડો પણ મુક્તિ પામત; પણ હા! તે તો મનની મનમાં રહી—અરેરે! જો મને પરણાવીને, મ્હારા પિયુડાના સ્નેહમાં મને સંતાવા દઇને તેઓએ દેહ ત્યાગ કર્યો હોત,

તો મને કે તેમને વિમાસણુ ન થાત! ખરે ભાગ્યશાળી દીકરીઓ એજ કે પોતાનો પિતા કન્યાદાન દઈ, સૌભાગ્યવંતી પુત્રીને પિયુના સ્નેહવૈભવમાં મૂકીને મરી જાય—જલદી મરી જાય તો વધારે સારૂં, કે પાછલાં ભાવી દુઃખ પ્રગટે તો તેને દેખવું નહિ, ને દાઝવું નહિ; પણ હા! હું તેથીએ અભાગી રહી–એજ મ્હારા પિતાનું ધામ–અરેરે જ્યાં અખંડ દીવો ને અગરબત્તી ત્યાં મરઘાં બતકાનો ધ્વંસ!–વખત કરે તે કોઇ ન કરે!"—

"તમે આમ કેટલા સમય સુધી શોચ કર્યા કરશો? ડાહ્યાનું ડહાપણ ને કેળવાયલાની કેળવણી ક્યારે કામ આવે છે? પ્રિયે! દુઃખમાં દિલાસો ને વિપત્તીમાં ધિરજ એ જ્ઞાનીનું ભૂષણ છે; એ ડાહ્યાનો દિલાસો છે—એ સમજુનું શાણપણ છે. આ સંસાર સ્વાર્થી છે–પંખીનો મેળો છે. જ્યાં સુધી એક બીજાં સાથે છે, ત્યાં સુધીજ સંબંધ છે. સ્નેહને અંગે દુઃખ છે; પણ જો એમ સમજાય કે સ્નેહ માત્ર દૃષ્ટિમાંજ છે; જે વસ્તુ અદૃષ્ય થયા પછી આપણી નથી; તો તે ખરો સ્નેહી છે, જ્ઞાની છે, સંતોષી છે—સુખી છે—શું તમે કે હું સંસ્કાર વગર સંબંધી થયાં છે? ના—ના; એ સર્વે પૂર્વ સંબંધ છે; ને જ્યારે તે છુટશે, ત્યારે કોઇ કોઇને બચાવી શકવાનું નથી, હાથ દઇ શકવાનું નથી, આડું ફરીને અટકાવવાનું નથી."

"પણ સંસારીઓ એ માની ન શકે! તેમને તો સુખની પરવા છે; તેને તો સ્નેહની પરવા છે. જો કે ખરો સ્નેહ ઇશ્વરનો અંશ છે, ને તેજ સદાકાળ સંબંધી છે. અલબત સંસ્કાર પુરો થવા પછી દેહ વિમૂખ થાય છે, પણ તેથી સ્નેહ જતો નથી. અજ્ઞાની મન કંઇક સ્નેહ સુખ ને કાયામાં રહેવા તત્પર છે; ને જ્યારે તેની છાયા દૂર થઇને તાપ સહન કરવો પડે છે, ત્યારે તે અકળાય છે–મ્હારૂં

ગણ્યું, ઉપયોગી ગણ્યું, સહાયક ગણ્યું, એટલે દુઃખ—તમે મ્હારા, ને હું તમારી એટલે દુઃખ; કાં પેલા લુટારાના પંજામાં સપડાયલાની દાઝ ન ખાધી? કાં મુંબઇથી પટણા સુધી જીવ પછાડતા આપ અત્રે પધાર્યા? એ સર્વ સ્નેહની ખુબી છે; ને તેથી મને મ્હારા લાડકવાયા વડીલ પિતા કેમ ન યાદ આવે? પોતાનું દુઃખ બતાવવા કોઇ રાજી નથી હોતું; પણ પોતાનું સુખ દેખાડવાની સર્વ જનને આતુરતા હોય છે. દીકરીને પાળી–પંપાળીને મોટી કરી, ને માબાપે તેના સુખની આશા બાંધી હોય, તે રીતે જો આશા ફળીભૂત થાય, તો પ્રિય માબાપોને તે સુખ બતાવવાને કોણ નિર્ભાગી દીકરી પાછી પાની કરે? કોઇકજ મૂર્ખ, નાદાન, સંગતી દોષથી પાપિષ્ટ બનેલી કન્યા હશે, કે સુખમાં પડયા પછી પવિત્ર પિતા ને માયાળુ માતાની મમતા તજી વૈભવ–અભિમાનના ગારમાં ગરકાવ થઇને તેઓની માયા ભૂલી જશે! દીકરીને સુખી કરવા માટે અનેક ઋણ વ્હોરનાર પિતા-માતાને ધન્ય છે; એવાં માબાપને વિસરનાર અધમ દીકરીને ધિઃકાર છે.”

“વાહવા! શાબાસ! ભાગ્યશાળી પિતાની પુત્રીને ધન્ય છે.”

“પિતાજીને કયાં જીવવું ને જોવું હતું, એ તો મનની વાત મનમાંજ રહી”! ગુણી નિસાસો નાખીને બોલી.

“ગઈ ગુજરી વાત વિસારી દો—તમારા ગુણના નવા ગ્રાહક તમારી કિમ્મત આંકશે. ચિન્તા ન કરો.”

“ખરેખર! હું રૂપથી તવંગર છું, શરીરથી માતબર છું, ત્યાં સુધીજ કે પછી પણ—

“કૂબજાનો પ્રેમ કૃષ્ણે તેના રૂપની તવંગરી માટે સ્વિકારેલો ન હતો!”

"હું એક ગરીબ માબાપની અનાથ કન્યા છું. હું મુંબઈ જેવી સુધરેલી ને શોખીન પ્રજા વચ્ચે વસેલી નથી, ને તેથી મ્હારામાં ફેશન કે આવડત ન હોય, ને સુધરેલીયોની સરખામણીમાં હું નબળી લાગું, તો પછી મ્હારા પરથી મન ઉતારો થાય કે નહિ?"

"ગુણી? તું બહુ નાજુક મનની ને સાંકડા વિચારની છું."

ના પારિજાતક કહે અલિ વાસ લ્હેજે,
ના ચન્દ્ર કહે પ્રિય ચકોર નિહાળી રે'જે;
વાણી ન કહે મધુરતા લઈ માન દેજે–
સાનિધ્ય રૂપ ગુણની બલિહારી એ છે.

આ નબળા વિચાર માત્ર પિતાજીની તાજી લાગણીના છે; ને તે શરીરની સુખાકારીને ખાતર દૂર કરી દેવા જોઇએ છે."

"પોતાની મેળે શાન્ત થશે, વ્હાલા! સહજ ઉછળેલા તરંગો શાન્ત પડી જશે, પણ મને કહોની, પ્રાણ? પરણ્યા પછી મ્હારા પર આવું હેત રાખીને હું કહું તેમ કરશો કે?"

"ગુણી, એ તો અંત્તરનો ખેંચાયલો તાર ત્હારા પ્રેમમાં ગુચવાઇ ગયો છે, ને તેથી તને હું ચાહું છું. જેમ હમણાં તેમ પછી સદાકાળ હું તને એકજ ત્રાજવે તોળીને સમાન છાબડામાં ત્હારા પ્રેમને સંભાળીશ–હવે તું ત્હારી શંકા છોડી દે–વળી જ્યારે તું ત્હારા ગૃહ–રાજ્યનો વહીવટ કરીશ, ત્યારે તો મ્હારે ત્હારો દરજ્જો, માન ને વચન વધારે જાળવવું પડશે; તેમાં તો મ્હારી શોભામાં વધારો થશે, ત્હારી કીર્તિ ચડતી થવાથી મને માન મળશે. ચેલાનું માન વધારવાને ગુરૂઓ જે યત્ન કરે છે, તે પોતાનોજ યશ વધારવા માટે છે."

"ત્યારે તો મ્હારી એક વિનતિ સ્વિકારો–મ્હારી નાજુક ઈચ્છા પાર પાડો!"

"બોલ, ગુણી ? મેં મારૂં જીવતર ત્હારે આધીન કરેલું છે! પણ જેમ હું ત્હારૂં વચન માન્ય કરૂં છું, તેમ ત્હારે પણ કોઇ વેળા મ્હારી વાત માન્ય કરવી પડશે."

"હું તો પ્રાણ જતાં સુધી આજ્ઞા ઉઠાવવા, સેવા બજાવવા, દેહ અર્પવા પતિ સાથ બંધાયલી છું, હું જે કંઇ કરૂં, તેમાં નવાઈ નથી. માત્ર આપ જે ઉપકાર કરો તે અધિક છે."

"એ તો માત્ર મોટાઇ કે મશ્કરી! અથવા મનનો સ્નેહ કે પ્રેમનું લાડ: ગમે તેમ પણ તું મ્હારીજ છું, બોલ—"

"મ્હારા પિતાજીનું છેવટનું ક્રિયા—કર્મ કરવાનું છે. એમનું પહેલું શ્રાદ્ધ આવ્યું છે. આવતી કાલે તેની પુન્ય તિથિ છે. આપણે, કહો કે હું તેનું રૂધિર—બિન્દુ આ પ્રદેશમાં હાજર છું, દીકરો કહો કે દીકરી કહો. બન્ને હાજર છે. જમાઈ કહો કે પુત્ર કહો, દીકરી દઇને દીકરો લીધો, પારકો હતો તે પોતાનો કીધો; એ કહેવત પ્રમાણે તમે હવે તેમનાજ થયા છો; અને હું તો છુંજ, તો તેની આ શ્રાદ્ધ-તિથિ વેળા કાશીમાં જઇને બ્રાહ્મણ જમાડીએ; શ્રાધ કર્મ કરી, પિતાના સ્નેહને પુષ્પજલ ચડાવી સદાની નિવૃત્તિ લઇ પાછાં ફરીએ, તો ઠીક, એટલી મ્હારી ઇચ્છા છે."

"અને તે ઇચ્છા પુર્ણ કરવી; મ્હારો વિચાર પણ એજ હતો, પણ ત્હારી પ્રકૃતિ પર કાશીએ માઠી અસર કરેલી હોવાથી મેં તે વાત માંડી વાળી હતી–હવે જો ત્હારી ઇચ્છાજ હોય, તો બનારસમાં ઉતરી પડીએ, અને ગોરને ત્યાં એકાદ દિવસ ઉતારો લઇને શ્રાધકર્મ કરી બ્રહ્મભોજન કરાવી પાછાં ફરીએ."

"અને ગોરને અમદાવાદ સાથે લઈ જઇએ. તેમણે આપણે માટે ઘણો શ્રમ વેઠયો છે. લગ્ન–ક્રિયા તેનેજ હાથે કરાવીએ."

"હા, મ્હારી પણ તેવીજ ઇચ્છા છે."

"મને એક સંશય ઉભો થાય છે. આપણે બન્ને અહીંથી સાથે જઇશું, ને આપણે બંગલે ઉતરીશું, એ લોકોની નજરમાં અલખ્ખામણું તો નહિ લાગે ? મને એમ થાય છે, કે આપણે લગ્ન થતાં સુધી અલગ રહીએ તો ?"

"તેનો વિચાર કાશીનાં કરીશું, જો કાશી-સ્ટેશન આવ્યું-"

એવામાં તો સીગનલ થઈ, એને ગાડી પ્લેટ-ફોર્મપર આવી-મીસીસ જહોનસન પણ ત્યાં હાજર હતી. અને ગોર પણ આવ્યો હતો. વિધુત વેગી ગાડી ત્યાં અટકી-ને પેસેન્જરો ઉતરવા લાગ્યા.

---

## પ્રકરણ ૯ મું.

### ગુણવંતી પાછી પિતાના નગરમાં.

બનારસના સ્ટેશનપર ગાડી આવતાં ગુણવંતીએ પ્લેટ-ફોર્મપર નજર કરી. અને ગોરની પરસ્પર દૃષ્ટિ થઇ ગઇ. ગોર દોડતો ગાડી કને આવ્યો. સ્નેહ-અંતરે ભેટયાં-જયન્તીલાલે આવકાર આપ્યો. શરીર સુખાકારીના સમાચાર પુછ્યા-બનારસના સ્ટેશને ગાડી ત્રાન્સફર કરવાની હતી, એટલે સર્વે પેસેન્જર ઉતરી પડતાં હતાં, ને તે રીતે ગુણી તથા જયન્ત પણ ઉતરી પડયાં-જયન્ત બહાર આવ્યો, એટલે ગોરે તેના હાથમાં તાર મુકયો-ગુણી ચમકી. જયન્તના મનમાં સંકોચ થયો. તાર ઉખેડીને વાંચતાં જયન્ત ચમકયો.-

"રમા સીક છે." જયન્ત બોલ્યો-

"એકાએક બિમાર શાથી થઇ હશે?"

"બાળક છે, અને તે એકલી મુઝાતી હશે, માટે-

"આપણે તાકીદે જવું જોઇએ-

"હું એમ ધારૂં છું કે હું એકલોજ ટ્રાન્સફર્ડ ટ્રેનમાં જાઉં, અને તમે ગોર સાથે પાછા આવો તો! વળી તમારા કહેવા પ્રમાણે સાથે જવાનો અપવાદ દુર થશે."

"શું વળી આપણે છુટાં પડીશું!"

"ગોર છે તો પછી શી હરકત છે!"

"જરાએ ચિન્તા ન કરો, આપ કહો તો ગુણવંતી બ્હેનને લઇને હું ત્યાં આવીશ. એ મ્હારી બહેન છે. તમે લગારે ચિન્તા કરશો નહિ. હું મ્હારા જીવ પેઠે તેમને સાચવીશ—એ તો હું તમારે ત્યાં અમદાવાદ આવ્યો હતો, એટલે તેઓ બ્હેન સપડાઈ ગયાં, દુઃખિ થયાં; પણ હવે તમારે જરાયે ચિન્તા ન કરવી. હું તો એટલી વિનંતિ કરૂં છું, કે આપ પણ ઉતરી પડો—એકાદ દિવસ રહીને પછી રવાના થાઓ"—

"ના—મ્હારૂં મન એમ કહે છે કે, હું અમદાવાદ જાઉં. ગુણવંતીના પિતાની કાલે પુન્યતિથી છે. તેમને પોતાના પિતાનું શ્રાધ કાશીમાંજ કરવા ઇચ્છા છે, તો તમારે તે વિષે ગોઠવણ કરી આપવી; બ્રાહ્મણ—ભોજન કરાવવું; ને સહિસલામત અમદાવાદ આવવું; હું ત્યાંજ રોકાઇશ. પહેલાં તો પરબારૂં મુંબઇ જવાની ગોઠવણ હતી—પણ રમા અમદાવાદમાં સીક છે, તો ત્યાં ઉતરીશ—ત્યાં તમે આવશો, એટલે ઘટતી ગોઠવણ કરીને પછી સૌ સાથે મુંબઇ જઇશું.

"જો લગ્ન પ્રસંગ અમદાવાદ મળે, તો સૌથી સારૂં! મુંબઇની ગડબડ પતી જાય, ને શાન્ત રીતે મુંબઈ જવાય—

"હા, જો બનશે તો હું તેવીજ તજવીજ કરીશ."

"ત્યારે હવે મ્હારે એકલીનેજ અહીં રહેવું ઠર્યું! આપ હમણાંજ બીજી ટ્રેનમાં પધારશો?"

"હા–કારણ કે બીજી ટ્રેન તો કાલેજ મળે–તમારે જે જોઇએ, તે લઇ લ્હો–થોડાં કપડાં ને એક બિછાના સિવાય વધારે ભારની જરૂર નથી. તેમ દાગીના કે પૈસા પણ ખપ જેટલાજ રાખજો–પછી જેમ મરજી!"

"એકાદ બે દિવસ સારૂ વધારે શા માટે જોઇએ, આશરે સો રૂપિયા રોકડા લઇશ–ને વાપરવા જેટલી બે ચાર સાડી–ચોળી ને ગરમ કપડાં તથા એક બિછાનું લઇશ–પણ ટ્રેનમાં હરકત તો નહિ આવે!"

"તમે લેડીઝ કમ્પાર્ટમેંટમાં બેસજો–બી. બી. સી. આઇ રેલ્વેમાં સગવડ સારી હોય છે; ને ખાસ કરીને ફર્સ્ટ કલાસની ગોઠવણ ઉત્તમ છે, એટલુંજ નહિ, પણ તે લાઇનિ એટલી તો લાયક ને સુંદર છે કે અકસ્માત યા બળાત્કાર બનવાનો એક પણ કેસ હજી સુધી બન્યો નથી–વળી માણસો ને દેશ સઘળો આપણો–એટલે ચિન્તા નહિ રહેશે."

"અને સાથે હું છું કની!" ગોરજીએ હિમ્મત બતાવી.

"ત્યારે હવે વાર ન કરવી જોઇએ. ગાડીને ઉપડવાને હજી અરધો કલાક બાકી છે–"

"તેટલામાં આપ નાસ્તો કરી લ્હો. હું પુરી, દુધ તથા અથાણું લાવેલો છું. આપ પરબારા જવાના હતા, તેથી એટલું કરાવી લીધું છે."

"આપના ઉપકારમાં આવવું પડશે!"

"વાહ! આમ બોલો છો ભાઇ? તમારા જેવા ગૃહસ્થ ને ઉદારચિત યજમાનની સેવા કયાંથી!"

"એ પણ ઠીક છે, આપ નાસ્તો કરી લ્હો; હું તો ઘેર જઇને નિરાંતે જમીશ. હું માણસો મારફતે સામનની ગોઠવણ કરૂં છું" ગુણીએ કહ્યું. જયન્ત અને ગોર વેટીંગ રૂમમાં ગયા. ગુણીએ

પોર્ટરને હુકમ કર્યો, અને પોતાને જોઇતો સામાન લઇને બીજો સામાન પેક કરાવી, બીજી ટ્રેનમાં મુકાવ્યો. ગુણી ગુણવંતીના નમ્ર વચનો ને રૂપાળા મોહક ચ્હેરાથી અંજાઇને પોર્ટરો પણ ઉમંગથી કામ કરવા લાગ્યા. ગુણી સાથે કંઈ કંઈ બ્હાને વાત કરવાનો ઉત્સુક બન્યા—જાણે કેમ કોઇ ભક્તો દેવીને પગે પડવાને તેઓ ભાગ્યવંત થયા હોય! પા કલાકમાં સઘળું કામ પુરૂં થઈ ગયું, અને પોર્ટરોને બે બે આના વધારે આપીને રાજી કર્યા. ગુણવંતી વેટીંગરૂમમાં ગઇ, જયન્તે નાસતો કરી લીધો, અને ગુણીના સેવીંગમાંથી સો રૂપિયાની નોટ કહાડી આપી; ગુણીએ તે લેતાં કહ્યું.

"મ્હારી કને ટીકીટ છે, તે તો ચાલશેજ!"

"હા—તમને બે દિવસ સુધી ચાલશે, માટે તાકીદ રાખજો.

"વારૂ, ત્યારે સો રૂપિઆ બસ છે—"

"ને વધારે ખપ હશે, તો અહીં ક્યાં તમારૂં પુન્ય ઓછું છે! ગોરે વધુ હિમત આપી—

"ચિન્તા નહિ—ગોરજી! હવે હું ગુણવંતીને તમારી પાસે રાખું છું, સંભાળજો—તેમને પસંદ પડે તે સગવડ રાખજો—ને તે કહે તે પ્રમાણે, ગોઠવણ કરી આપજો. તમે અમદાવાદ સાથે આવજો. લગ્ન પ્રસંગે તમારેજ સર્વે કામ કરવાનું છે. માર્ગમાં સંભાળજો. અહીંથી નીકળો, ત્યારે તારથી ખબર આપજો. હું અમદાવાદ સ્ટેશને હાજર રહીશ."

"લગારે ચિન્તા ન કરો. ગુણી બ્હેન મ્હારા જીવ સાટે છે."

"ત્યારે હવે હું રજા લઇશ."

"ગોરજી? તમે મ્હારા સામાન પાસે ઉભા રહો, તો જયન્તિલાલને હું ગાડી સુધી મુકી આવું."

"હવે ત્યાં સુધી શા માટે!—

"હું તો આવીશ–"

"જાઓ–જાઓ બ્હેન ! હું અહીં ઉભો છું–"

જયન્ત ને ગુણવંતી પાસેના પ્લેટફોર્મપર જવા ચાલ્યાં.

"વ્હાલા ! વળી પાછો વિયોગ થવા સર્જીત હશે, કે ?"

"જે થાય, તે સારાં માટે ! તેં મને લગ્ન સંબંધી વાત કરી, તે મ્હારા લક્ષમાં આવી. આપણે સાથે જવામાં સાર નહિ. નાહક લોક દૃષ્ટે પડવું પડે. હું અમદાવાદ જઇને તમને ઉતરવા માટે જુદીજ ગોઠવણ કરીશ. વળી ગોર કાશીનોજ છે, ને તે સાથે હશે, એટલે ચિન્તા નહિ. જો બનશે, તો અમદાવાદમાંજ લગ્ન કરીશું, ને પછી મુંબઇ જઇશું."

"એમજ, ત્યાં ન્યાત–જાતની વધારે ગડબડ નથી. વળી આપણુને કશો દેખાવ તો કરવોજ નથી–"

"ત્યારે તું વ્હેલી વળજે, પ્રિયા ! પિતાના નગરમાંથી નીકળવું કદાચ નહિ ગમે–પણ—"

"જાઓ–મ્હારે નથી રહેવું–હું તો તમારી સાથેજ આવું છું."

એટલું બોલીને ગુણી, જયન્તને ગળે વળગી પડી; અને ચોધાર આંસુ પાડતી હુસકાં ખાવા લાગી–જયન્તનું બોલવું તેને ભારી થઈ પડયું.

"ઘેલી રે ઘેલી ! વળી આમ નાદાન થાય છે ! જરા ડાહી થા. જો લોકો આ તરફ આવ જા કરે છે–માફ કરજે, મ્હારી ભૂલ થઈ."

"શું મેં માફ મગાવવા ને ભૂલ કબુલ કરાવવા કહ્યું હશે !"

"ના–ના, પ્રિયા ! તું ઓછું ન લાવ ! સમજીને કંઇ કહેવાનું હોય ! મ્હારા કહેવાનો અર્થ ઉલટો કાં કરે છે ?"

"કાશી મને અકારી થઇ પડી છે; પણ પિતાજીની છેલ્લી ધર્મ–ક્રિયા માટેજ, નહિ ગમતું હોવા છતાં. હું રહું છું–"

"તે શું હું નથી જાણતો! ચાલ-હું જોઉં છું." ટ્રેન કને આવતાં જયન્તે કહ્યું. બન્ને જણ પોતાના કમ્પાર્ટમેંટમાં ગયાં. ગુણીએ જયન્તના ખોળામાં માથું મુકી દીધું. જરા વાર સુધી રડી-ને પછી પોતાની મેળેજ ઉઠીને બોલી-

"વ્હાલા! દુઃખ ન લગાડશો-મ્હારો એવો સ્વભાવજ છે. જો મને ન વિસારશો-"

"એકાદ દિવસ માટે તું પણ સાવધ રહેજે-લોકો આપણી કેળવણીપર દોષ ન મુકે, તેની સંભાળ રાખજે-પ્રેમ તો હૈયામાં છે; ને તેજ રીતે શરમ-ધર્મ પણ હૈયામાંજ રાખવો-અન્તર ઉછળે, તોપણ બીજાંને વાત ન કરવી. મુર્ખ લોકો ઘેલછા માને-"

"આપની શિક્ષા માનીશ-" એટલું કહીને પ્રેમ ભાવનાં ગેલ કરવા લાગી-સીગનલ થઇ-જયન્તે પ્રેમ-ચુંબન કર્યું. ગુણીનું હૃદય ભરાઇ આવ્યું, અને તે હડીલાઇથી ઉતરી-ટ્રેન ચાલી. બન્નેની પરસ્પર દૃષ્ટિ પ્હોંચી, ત્યાં સુધી પરસ્પર જોઇ રહ્યાં. જયન્ત અમદાવાદ, ને ગુણી કાશીપુરીમાં ગઇ.

---

## પ્રકરણ ૧૦ મું.

### અસુખી સંસારનો અનુભવ-ગુણવંતીનો અફસોસ!

**कुग्राम वासः कुलहिन सेवा**
**मुर्खंच पुत्रं विधवाहि कन्या,-**
**कुभोज्य क्रोध मुखश्चभार्या,**
**विनाग्नि नैचेत् दहंती कायाः**

કૂલટા ને કંકાસીયણુ સ્ત્રીનો સંસાર કૂટીલ છે–દાહક છે, પાપીષ્ટ છે! જેના ઘરમાં ક્રોધ–મુખી સ્ત્રી છે, તેને દિવસ–રાતનો મહા સંતાપ છે. તેનું જીવન આપદ્‌કાળનો કુંભ છે! તે વિદ્વાન છતાં મતિમૂઢ બની જાય છે. તે આબરૂદાર છતાં હલકો પડી જાય છે–ગોર મહારાજની એવીજ સ્થિતી છે. પોતે ગરવો, ગુણી ને વિદ્વાન છે. સર્વે વેદ પારાંગત છે–પ્રતિષ્ટીત છે–કાશીની પાઠશાળાના પ્રવીણ પંડિતોની પંક્તિમાં બેસનારો છે. કાયસ્થ જ્ઞાતિમાં વખણાયલો, વિશ્વાસુ અને નામાંકિત છે. પણ ઘરમાં કૂલટા સ્ત્રી હોવાથી તે કેવળ નિરાશ થઈ ગયો છે. તેને એક દુઃખ નથી; એટલુંજ સંકટ નથી–મુખબંધમાં જણાવ્યા પ્રમાણે કુટમ્બ–સુખથી અભાગી છે. પુત્ર છતાં તે કેવળ મતિહીન છે. એક કન્યા છે, તે વિધવા છે અને સ્ત્રી છે, તે કૂલટા છે. ગુણીયલ ગુણવંતીને તે પરોણા દાખલ પોતાને ત્યાં લઈ ગયો તો ખરો, પણ તેના સંતાપનો પાર રહ્યો નહિ. ગુણી એક કુળવાન પિતાની પુત્રી ને કેળવાયલી રૂપવંતી કન્યા છે. ગોરને તે મહા પંડિત તરીકે વિવેકની નજરે જુએ છે–તેની મર્યાદા એક વડીલ કરતાં વધારે જાળવે છે–અને ગોર તેમ માન્યા પછી પોતાનું ચલણ ઘરમાં કોડીભાર નથી, એમ પ્રકટ થાય, તો મરવું પડે, એમ તે માનતો હતો; ને તેથી પોતાની હાલતનો પ્રકાશ પાડવા માટે માર્ગમાં ગાડીની અંદરજ તેણે ગુણીને કર્મ કથા કહેવા માંડી હતી.

"ગુણવંતી બ્હેન! તમે મારે ત્યાં પધારીને અમને પાવન કર્યાં."

"ગોર? તે તો તમારી લાયકી છે; હું કોણ માત્રમાં! હું તો તમને તસ્દી દેવા આવી છું; તમે મ્હારા વડીલ બન્ધુ છો; વળી આપણો કુટમ્બ સંબંધ છે, ને વિશ્વાસ તથા ઘર જેવુંજ છે, તો પછી આવવામાં શી હરકત હોય! પણ વારૂ! ગોરજી? હાલ પિતાજીના બંગલામાં આપણા સાહેબ રહે છે કે?"

"ના, બ્હેન! સાહેબ તો વિલાયત જવાના છે, ને તેથી ખરીદેલો બંગલો વેચી નાખવાના છે. ગઈ કાલે હું તે તરફ ગયો હતો, ને બિચારા માળીએ હાય નાખીને મને કહ્યું, કે વૃદ્ધાવસ્થા સુધી મોટા ભાઇની નોકરી સુખથી કરી-પણ હવે તો કોણ જાણે જાતે જન્મારે કેટલા ધણી થશે."

"આપણો રામસિંહ ભૈયો ત્યાં છે કે?"

"હા. હજી તમને યાદ કરે છે. મડમની તેનાપર બહુ પ્રીતિ છે, કોઇ પણ જુનાં માણસોને તેણે હજી કહાડયાં નથી. ગુણવંતી બ્હેન! આપ સુખી થઈ ગયાં છો, ને પ્રભુએ તમને યોગ્ય પતિ આપ્યો છે, તો તમે અહીં તમારા પિતાનાજ મકાનમાં કાં નથી રહેતાં?

"દીકરીઓ સાસરેજ શોભે!"

"હું જાણું છું, કે તમને અહીં રહેવું લગાર દુઃખ ભર્યું થાય!"

"હા, ગોરજી! એ રીતે. એક તો જયન્તીલાલનો ધંધો મુબાઇમાં, ને બીજું પિતાની ગેરહાજરીમાં મને તેના ઘરમાં એકલું રહેવું દુઃખદ થઈ પડે."

"ખરી વાત છે. ત્યાં તમે સુખી થશો."

"જેવી પ્રભુની મરજી-તમે તો સુખી છો કની?"

"બ્હેન! મ્હારી કર્મકથા લાંબી છે. તમે કાશીમાં ઉછર્યાં છતાં મ્હારા ઘરથી અજાણ્યાં છો." ગોરને ભાવતું હતું, ને ગુણીએ પુછ્યું.

"શું આપ અસુખી છો?"

"બ્હેન! સુઘડ સ્ત્રી, એ સંસારનો શણગાર છે. મ્હારે ભાગ્યે એક વિચિત્ર નંગ સાંપડયું છે. તમે મ્હારાં પુત્રી વા બ્હેન જેવાં છો, તમારી કને વાત છુપાવવાની જરૂર નથી, એટલે કહું છું કે હું સંસારથી સુખી નથી. પુત્ર મુર્ખ છે, કન્યા એક વિધવા છે, સ્ત્રી કંકાશિયણ અદેખી ને પાતકી છે. ઘરમાં અખુટ ભંડાર છતાં

સુદામા જેવી નિર્ધનતાનો દેખાવ કરે છે. ઘરમાં સરસ્વતીનો વાસ છતાં અભણ ને જંગલી અવસ્થા જાહેર કરે છે. આ દુઃખે હું કોઇને મ્હારે ઘેર લઇ જતો નથી. મને ભય છે, કે તમારી સેવા સાંગોપાંગ સફળ નીવડશે કે નહિ!"

"ગોરજી? ચિન્તા ન કરો. હું કંઇ પરાઇ નથી—મને તો જે હશે, તે ચાલશે. તમારી હકીકત હું સમજી. તમે સંકોચાશો નહિ. મ્હારે માટે ગોરાણીને ખાસ તસ્દી આપશો નહિ!"

"હું તમને જુદાંજ રાખીશ. મ્હારા ઘરના બીજા ભાગના એકાંત ખંડમાં ઉતારો આપીશ—"

"જો એમ હોય, તો આપણો બંગલો માગી લઇએ. તે ખાલીજ છે. એટલે કે સાહેબે વાપર્યોજ નથી, તો બે દિવસ ત્યાં—"

"ના, હું ત્યાં નહિ જવા દઉં! જોકે મડમ સાહેબ તો તમારૂં નામ સાંભળતાં તરતજ હા પાડે, પણ મ્હારાં ભાગ્ય ક્યાંથી, કે મ્હારી પર્ણકૂટી પવિત્ર થાય!" એટલી વાત કરે છે, એવામાં મીસીસ જ્હોન્સનની ગાડી સામી મળી—ગુણીને જતી જોતાંજ પોતાની ગાડી ઉભી રાખીને તેણીને બૂમ મારી—ગુણીએ ગાડી ઉભી રાખીને જોયું; ને મડમને જોતાંજ તેણી પણ નીચે ઉતરી પડી—

"જોયું, અંતરાત્મા કેવો સાક્ષીભૂત છે? મડમની વાત કરતાંજ તે મળી ગયાં—" ગોરે કહ્યું—

"મેં તાર કરાવ્યો હતો, તેથી સ્ટેશનપર આવતાં હશે. તમે ઉભા રહો—હું તેમને મળું!" ગુણી પેલી મડમ કને ગઈ. મડમ ગાડીમાંથી ઉતરીને સામે આવી ગુણીને ભેટી પડી—

M. Oh lo! Miss Gunwanti, I was just coming over to the station to see you. Where will you put up? Are you alright?

G. Oh yes, thank you, madam? I shall put up at my religious preceptors. Mr. Jayantilal has gone to Ahmedabad: and I have to perform the ceremonies of my father's death. I shall see you later on.

M. Why not come to my Bungalow? You may have its use any length of time, as we are shortly going home. Or, why not put up at your Bungalow?

G. Oh! I do not like to go there, madam. I only mean to stop a day here.

M. Then, where and when will you see me?

G. Well, I think we shall see each other in Bombay. When are you going to England?

M. The first week next month.

G. Well, in that case, I shall join you immediately. I am free from the marriage ceremonies. Pray let me know when you go to Bombay. As I do not stop here long. I fear I cannot see you here now. I can never forget your various obligations, madam. God only can repay you for them.

M. Never mind that, are you happy now?

G. Yes, thank you; very willing with my affianced husband, was very cordial, thanks to

you all. I shall soon marry and be one of the happiest wives.

M. Bless you, be happy. If convenient and you find time to run over to us before noon, I shall send you my carriage. My husband will be very glad to see you.

G. Thanks, give my best compliments to him.

M. Well, good-bye.

બન્ને જણ શેકહેન્ડ કરીને સ્નેહથી છુટાં પડયાં—મડમ તેને બંગલે ગઇ, ને ગુણી ગોર જોડે ઉતારે ગઇ—

દ્વારિકામાં શ્રીકૃષ્ણ ભગવાનને ત્યાં પરમભક્ત સુદામાજી મળવા માટે ગયા; તાંદૂળ આરોગીને ભગવાને તેને નવ—નીધ ને અષ્ટમાં સિદ્ધી અન્તરિક્ષ આપ્યાં; પણ સુદામો નિરાશ થઇ પ્રત્યક્ષ ભેટ કરીને ચાલ્યો; અને ખેદ કરવા લાગ્યો કે, "રે ભાગ્યદેવી ? આખરે પ્રભુ દર્શનથી પણ ત્હારૂં દરિદ્ર ન ગયું ! હત્ ત્હારૂં ભાગ્ય બળે !" આમ મનને કહીને તે પોતાને પંથે પડગો; એવામાં ગુરૂ સંદીપ જે પોતાના મૃત—પુત્રને સજીવન કરાવવા માટે ભગવાનની કને દિક્ષાની દક્ષણા લેવા આવ્યા હતા; તેઓ કુટુમ્બ સહિત મળ્યા. સુદામે પ્રણામ કરીને પોતાની પર્ણકૂટીમાં પધારવા વિનતી કરી. ગુરૂએ પોતાના શિષ્યની વિનતી માન્ય કરીને સંગાથે ચાલ્યા. માર્ગમાં સુદામાને સંકલ્પ થયો કે, "રે પ્રભુ ? ગુરૂજી પધારે છે તો ખરા, પણ પર્ણકૂટીમાં પાથરણાનું ઠેકાણું નથી. નિર્ધનતા ને દરિદ્રતાના પ્રતાપે એક ટંકનું અન્ન કે ફરાળ નથી. સ્ત્રી અને બાળકોને પહેરાવવાને સારૂં વસ્ત્ર નથી, અને ઘરમાં સુંદર ચોક નથી; બાળકો ભૂખ ને દુઃખમાં તરફડે છે. પિતા પોતાના મહાન મિત્રને ત્યાંથી કંઇક મિષ્ટાન મેવા લાવશે, એમ વાટ જોઇ

રહ્યાં હશે; આવી દશામાં હું ઘેર જઇશ. ત્યારે બાળકોનું શાન્તવન અને ગુરૂજીનો સત્કાર શી રીતે કરીશ? અફસોસ.” નિર્ધન ઘર અને કર્કશા સ્ત્રીનો સંસાર બુરો છે. જો કે સુદામાને તો નિર્ધનતાજ વરી હતી; સ્ત્રી તો સુશીલા હતી—ગોરને લક્ષ્મી વરી હતી, પણ ઘરમાં રંડા ખરાબ હતી. આ વિમાસણમાં ગોર મહારાજ ગુણવંતીને પોતાને ત્યાં લઇ જતાં સુદામા પેઠેમ સંકલ્પ—વિસંકલ્પ થતો હતો કે, “હે પ્રભુ? મ્હારી લજ્જા તારા હાથમાં છે. થોડા કલાક સ્ત્રીને સબુરી આપજે; અને મ્હારી પત જાળવજે!” આમ કરતાં ગોરનું ઘર આવ્યું; ગાડી બીજે દરવાજે ઉભી રાખી. ન ધારેલી રીતે ગુણવંતીનું આવાગમન થયું હોવાથી, અને ઉતારાના માળને તાળું દીધેલું હોવાથી તે બીજે દરવાજેથી ઘરમાં કુંચી લેવા ગયો. ગુણવંતી ગાડીમાંજ બેઠી હતી—આજે સારે ભાગ્યે ગોરાણીને મન થઈ આવ્યું તે યજમાનને ઉતરવાના માળની કુંચી લઇને સાફસુફ કરવા આવી ચડી. દરવાજા કને ગાડી ઉભેલી દીઠી—અંદર એક સુકુમાર બાળાને બેઠેલી દીઠી. પુનેમની ચંદ્ર જેવી ઉજવળ ને મેનકાની નમણાઇને લજાવે, તેવી રમણીને જોઇને ગોરાણી તો શિતળજ થઈ ગયાં. જેમ પુન્યપ્રભાના બળે પાતકીઓનાં ગાત્ર ગળી જાય, તેના હૃદયમાંથી પાપની ઉર્મીઓ નાશ પામે, તેમ ગુણીને જોઇને ગોરાણીનો કર્કશ સ્વભાવ નાશ પામી ગયો, અને ભાવ ધરીને જેમ ભક્તજન ભગવાનને ભેટે તેમ ગોરાણી ગુણવંતીને ભેટવા આતુર થઈ રહી. ગુણવંતીના મુખડાપર ઇશ્વરે જાણે મોહનું બાણ મૂક્યું ન હોય! ગોરાણીની આંખ તેપર જતાં તેવણે તેના કર્કશ અંત્તરને ભેદી નાખ્યું ન હોય! પોતાના દરવાજા આગળ આવેલી ગાડી યજમાનનીજ હશે, કારણ કે આજુબાજુ બીજા કોઇનો પડોશ ન હોતો, એટલે તો એમ માનવુંજ જોઇએ. ગોરાણીએ ઘણા હેતથી ગુણવંતીને પુછ્યું—

"બ્હેન! તમે ગોરને ત્યાં ઉતરવાનાં છો કે!" ગુણીએ જાણ્યું કે ગોરે પોતાની ચાકરડીને મોકલી લાગે છે.

"હા, બ્હેન, તમે કોણ છો?"

"હું ગોરાણી છું; ઉતરો બ્હેન, ઘરના કુંચી મ્હારી પાસે છે."

"વારૂ, ત્યારે તો આ ઉતરી–" એમ કહીને ગુણી ગાડીમાંથી નીચે ઉતરી–ગોરાણી તેને સાથે લઇને ઉતારામાં આવી.

"બ્હેન, આપ ઉપર પધારો–સામાન ઉપર મોકલાવું છું. અને ત્યાં આવીને હું ઝાડી–ઝટકી માળ સાફ કરી દઉં છું."

ગુણવંતી માળ ઉપર ચડી–ગોરાણી નીચેજ ઉભી રહી–ગોર ઉતાવળે ઉતાવળે પાછો અહીં દોડી આવ્યો–ગોરાણી કુંચી લઇને ઉતારે ગયાં છે, એમ ખબર મળવાથી દોડતો આવ્યો. તેના મનમાં ધ્રાસકો પડયો, કે રખે ગુણીને અપમાન કરે! પણ અહીં તો ગુણીની તેજ–પ્રભાએ તેણીને નમ્ર બનાવી દીધી હતી, વિવેકની પૂતળી કરી દીધી હતી–પુન્યશાળીનાં પગલાં ભગવતી જેવાંજ હોય છે. તેના નસીબમાં અકરમીનો સત્કાર પણ સરજેલો હોય છે. અદેખાં પણ તેને જોઇને અંજાય છે. ગોર દોડતો દોડતો ગોરાણી કને આવ્યો; અને ઉતારાનું બારાનું ઉઘાડું જોઇ બોલ્યો–"બ્હેન કયાં?"

"તે તો ઉપર ગયાં." આ શબ્દ સાંભળતાંજ ગોર અંદર ગયો, ને ગોરાણીનો હાથ પકડીને દાદર કને ઉભો રહી ધીમે સાદે બોલ્યો–"જો, સાંભળે છે કે? આ વખતે તું મ્હારી લાજ રાખજે–બીજે દહાડે તું મને બમણી ગાળો દેજે, તું મને હલકો પાડજે, ખાટાં–મીઠાં બે વચનો તાણીને કહેજે, પણ આ વેળા બોલીશ નહિ. આ બાઇ આપણા યોગેન્દ્રલાલ ઠાકોરની કન્યા છે; અને જયન્તીલાલ ભાઇની જોડે પરણનાર છે. એ કેળવાયલી, ડાહી ને સુશીલ છે. તે આપણા ઘરનો ભવાડો ન જાણે, હં! તું કહીશ તો, બીજે દહાડે હું ત્હારા

ચરણુ તળાંસીશ—હું પાઘડી ઉતારીને ત્હારે પગે પડું છું, કે બે દિવસ તું ત્હારા મિજાજને ઠેકાણે રાખજે—મ્હારી લાજ રાખજે ! ” આ રીતે ઉતાવળા શબ્દોમાં ગોર પોતાની કર્કશ સ્ત્રીને વિનવવા લાગ્યો. ગોરાણીએ માત્ર માથું ધુણાવ્યું—ગોરને નિરાંત વળી; અને કુંચી આપીને બોલી.

“ જમવાનું શું કરવું છે ? ”

“ હું પુછીને કહીશ—હમણાં તો વહુને વાશીદું કહાડવા મોકલ—” ગોરાણી ઘર તરફ ગયાં. ગોર સામાન ઊંચકીને ઉપર મુકવા લાગ્યા—ગુણવંતીએ માળ ઉપરના કઠોડા પાસે ઉભીને દાદર નજીક થએલો નાટક જોઈ લીધો—સાંભળી લીધો. તેને ગોર ઉપર દયા આવી—સંસારમાં લાયક વરને લાયક વહુ ન મળવાથી, અથવા કજોડાં ને સ્વભાવનાં અસરખાપણાંવાળી જોડી મળવાથી કેવા ઉત્પાત થાય છે. તેનો તેણીને પ્રત્યક્ષ અનુભવ થયો. વિક્રાળ વાઘણ જેવી પ્રચંડ રાક્ષસણી કને નિર્મળ મનનો મુનિ જેવો ગોર કેવી કાકલુદી કરતો હતો ! પોતાની લજ્જા સંભાળવાને કર્કશ પત્નિને કેવો વિનવતો હતો ! અરેરે ? આવા સંસારમાં વિદ્વાન પુરૂષનું જીવન કેવું કૃપ બને છે ! ગૃહસ્થ સંસારમાં કપાળે ચોટયા કાન કેવી કઠોર સ્થિતીમાં મુકે છે ! નાદાન, સ્વચ્છંદી ને કલહણી કૂલટાઓથી પુરૂષોને કેટલો ભય રહે છે ! અફસોસ ! ” ગુણી પોતાના ગોરની ભલાઈ ને નમ્રતાપર દયા ઉશ્કેરવા લાગી—એવામાં ગોરની પુત્રવધુ આવી. આ જુવાન અબળા એક રત્નરૂપ હતી—ઘરમાં તેની જોડી કોઇ ન હતી—વહુનું નામ કુંવરવહુ હતું. સાસુએ તેણીને પઢાવીને મોકલી હતી—કુંવરમાં એટલી સમજશક્તિ હતી, કે સાસુએ પઢાવી ન હત, તો પણ તે કંઇ વિવેકને અળગો કરત નહિ. તે વિવેકનો ધુમટો તાણીને માળ ઉપર ચડી; ને ગુણવંતીને પગે પડીને બોલી.” “બા ? આપ સારી પેઠે છો

કે ? થાક બહુ લાગ્યો હશે, હું હમણાં મેડી સાફ કરી આપું છું પાથરણું નાખી આપું છું." એમ કહી વાસીદું વાળવા લાગી. ગુણી તેણીની નમ્રતા ને વિવેક જોઇને હેરત થઈ ગઈ—આશ્ચર્ય પામી—ગોરે ગાડીવાનને ભાડું દઇને રવાના કર્યો—અને ઉપર આવીને બોલ્યો, "બ્હેન ? આ મ્હારા પુત્રની વહુ—કૂળવાન માબાપની કન્યા છે—અમારા રંક ઘરનું રત્ન છે."

"હા, ગોરજી ! બાઈ કોઇ ગુણવાન ને કુળવાન છે. વિવેકી ને નમ્ર છે."

"વહુ, બેટા ? ગુણવંતી બ્હેનની બરદાસ્ત કરજો—આપણે ત્યાં તેમનાં પવિત્ર પગલાં થયાં છે; તેથી આપણે ભાગ્યશાળી થયાં છીયે."

"ગોરજી ? તમે હવે કેટલો વિવેક કરશો ? તમારી મ્હારાપર કૃપા છે, એજ આશિરવાદરૂપ સંતોષ ને સત્કાર છે."

"વારૂ, હું હવે રસોઈની તૈયારી કરાવું છું, હમણાં આવું છું—વહુ તમારી સેવામાં હાજર છે."

"ચિન્તા નહિ, પધારો." ગુણીએ ગોરને રજા આપી. ગોર ગયા—અને વહુએ મોંપરથી ઘૂમટો દૂર કર્યો.

"ખરેખર તમે તો નૃસિંહમહેતાની દીકરી ગુણીયલ કુંવરબા જેવાજ છો, હો બ્હેન ?"

"હુ તો એક ગરીબ માબાપની કંગાળ દીકરી છું. બ્હેન ? ભાવી પ્રમાણે સારા સસરાને ત્યાં આવી છું."

"સાસુ—સસરાની સેવા કરવી, પતિની આજ્ઞા ઉઠાવવી, અને કુટમ્બમાં માનીતું થવું, એ આપણું કૂળવધૂનું મુખ્ય કર્તવ્ય છે."

"આપણા પુન્યથી એ ટેવ મને મ્હારી માતા તરફથી સંપુર્ણ પડેલી; પણ બ્હેન, ગમે તેવો સોદાગર સવાર સરસ હોય, તોએ ઘોડાપર આધાર ! ગમે તેવો કારિગર કુશળ હોય, પણ

પદાર્થપર આધાર ! ગમે તેવો ઉસ્તાદ હુશિયાર હોય, પણ ગાનારપર આધાર–ગમે તેવી વહુ ચંચળ હોય, પણ કાં તો સાસુ કે કાં તો પતિપર તેમની કીર્તિનો આધાર રહે છે.”

“ તોપણુ ચાલાક સ્વારની વાત નિરાલી છે–અલબત લંગડું ઘોડું તો શક્તિ જેટલુંજ કામ કરે, પણ ચાલાકીની વાત ન્યારી છે.”

“ જેવું ભાવીમાં માંડયું હોય, તેવુંજ થાય.”

“ તમે તો સાસરામાં સુખી છો કે ?”

“ હા, બ્હેન ! મ્હારાં સાસુનો શાન્ત સ્વભાવ, મ્હારી નણંદની મીઠી માયા, ને મ્હારા સસરાની વિશુદ્ધ શિતલ પ્રકૃતિથી હું સદા સુખી રહું છું. મને અહીં એવું તો ગમે છે કે પિતાગૃહ જેવુંજ ! પિયર જવું જાણે ગમતુંજ નથી–મ્હારા પતિ પણ વિદ્વાન છે.”

કુંવરવહુની ચતુરાઈ જોઇને ગુણીને વધારે વધારે માન ઉત્પન્ન થતું ગયું. ગુણી, ગોરનો સંતાપજનક સંસાર સારી રીતે જાણી ચુકી છે, તે છતાં વહુની લાયકી ને ગંભીરતા જોઇને ઘણું આનંદ પામી–વાત એટલેથી પડતી રહી–ગોર પાછા આવ્યા–અને સ્નાન–ભોજન માટે ગુણીને લઇને પોતાની ભોજનશાળામાં ગયા—

---

## પ્રકરણ ૧૧ મું.

### સ્ત્રીઓનો સુઘડ સંસાર ! બે ઘડીનો વિનોદ.

કેળવણી એ ગુલાબનું ફુલ છે. તેના રંગની, સુગંધની અને રૂપની વિવિધ ખુબીઓ કેળવણીના જુદા જુદા સ્વરૂપમાં રહેલી છે. ગુલાબની પાંખડી–પાંખડીએ સુગંધ છે; તેમ કેળવણી એવી સુગંધથી સંમિશ્ર છે. ગુલાબમાં કાંટા છે, પણ તે કોમળ કાંટા એક અંકુશ

રૂપ છે. પ્રેમીઓને તે ખુંચતા નથી. જેને ગુલાબની કદર છે, અગત્ય છે, ઉપયોગ છે, તે કાંટા તરફ જોતાં નથી. એ કાંટા તો તેનાં વિરોધી અજ્ઞાની જનોનેજ ખુંચે છે.

ગુણવંતી યથોચ્છિત ભોજન લઇને પરવારી; ગોરની સાથે સંકેત કર્યા પ્રમાણે હવે પિતાજીની પુન્ય-તિથિ ઉજવવા માટે તૈયારી કરી. બ્રહ્મભોજન ને શ્રાદ્ધ તૃપણ વગેરેનો બંદોબસ્ત કર્યો. પુત્રી તરીકે પિતાને પિંડ દેવાનો વાંધો આવ્યાથી ગોરે મંત્રમૂર્તિમાન ગોત્ર દ્વારા શ્રાદ્ધ કરવા ઠરાવ્યું-ગોર તે સંબંધી સામગ્રી લેવા નગરમાં ગયા; અને ગુણવંતી પોતાની કર્કશ ગોરાણી તથા કલહણી વિધવા કન્યા સહિત કુંવરવહુ જોડે વાર્ત્તા-વિનોદ કરવા બેઠી—વિતંડાવાદ શરૂ થયો. કોઇ પણ પ્રકારે વખત પસાર કરવો જોઇયે-જેના સમાગમમાં આવ્યાં, તેઓની પ્રકૃતિ અનુસાર પ્રસંગ કહાડવો જોઇયે-સંસારની એવી રીત છે, કે દરેક માણસે ચાલતી ચર્ચામાં પરસ્પર રાજી રાખવા હા-જી-હાં કરવું પડે છે, પછી જોઇયે તો ભલે મૂર્ખ વાત માટે હોઠમાં હસવું આવે:—

"ગુણવંતી બ્હેન? તમે ભાગ્યશાળી તો ખરાં! તમારામાં કંઇક ચમત્કાર તો ખરો; વિખુટા પડેલા પતિને સેંકડો ગાઉ પરથી પાછા ખેંચી લીધા."

ગોરાણીએ જાતે જન્મારે આજેજ આ ભલાઈનાં વચનોનો પોટલો ઉપાડયો. "એ સર્વ કેળવણીના પ્રતાપ." વહુ વચમાં બોલી—

"અમારાં વહુ લગાર ડાહ્યાં ને શાણાં છે. પોતે બે ચોપડી શીખ્યાં છે કની, તે ગુણી બ્હેનને ડહાપણ દેખાડે છે-પણ ધૂળ! મોટાંની વચમાં ડાહ્યાં ડમરાં ન થવું, તોયે ચતુરાઈ દેખાડવા દોડે, એ તે કેળવણી કે?" વિધવા કન્યા લાડકી બોલી-ખરેખર ગોરની

આ પુત્રી લાડકીજ હતી. ગુણવંતી આ સાંસારીક નાટક શાન્તપણે જોવા લાગી.

"લાડકી બ્હેન? ભાભી નણંદને બને છે, તો ઠીક!" ગુણીએ ટહુકો કર્યો.

"વિધવા નણંદ લાડકાંજ હોય!" કુંવર વહુએ ઠણુકો કર્યો.

"હા! હમે ઓશીયાળાં ત્યારેજ તો! હજી તો સારૂં છે કે માબાપ જીવતાં છે; નહિ તો તમે એટલે પણ ઉભાં રહેવા દો તેવાં નથી."

"બ્હેન કંઈ ભણેલાં છે કે?" ગુણીએ બીજી વાત ઉચ્ચારી-

"બળ્યું ભણવું-સ્ત્રીયોને વળી ભણીને શું કરવાનું હતું? આપણે ક્યાં મડમોની પેઠે રળવાનું છે! ઘરનાં ઝાડુ, પાણી, દળણાં, ચાલણાં ને રાંધણ-સીંધણમાંથી પરવારતાં નથી-તેને ભણતર શું કામ જોઇએ? મ્હારી લાડકીના બાપે ઘણું મથન કર્યું, પણ મેં તો સાફ ના કહી; તોયે રાંડ વાંચતાં લખતાં શીખી! જો મ્હારૂં માન્યું હોત, તો કદીએ રાંડીને બાપના ટપલા ને ભાભીનાં મેણાં ખાત નહિ! આ વહુ પણ ભણેલી છે; તેની મને ફિકર છે. સારૂં છે કે મ્હારો બોઘલો દીકરો ભણ્યો નથી:—"

"તે તો ઘણું ભણે તેવો છે, પણ વહુએ આડી વિદ્યા લઈ લીધી તે!" લાડકી રીસમાં બોલી.

"ગોરાણી? શું તમે એમ ધારો છો કે, કેળવણી આમ ચોરી શકાય?"

"અમારે તો એમજ થયું. પણ જે થાય તે સારાં માટે! જો મ્હારો દીકરો ભણેલો હોત, તો નક્કી કોઇની નજર પડત; કાં તો વહુ વ્હાલો થઈ જાત, નેં કાં તો હમને વાંઝીયાં કરત!"

"તમારી કેટલી અજ્ઞાનતા છે, ગોરાણી? શું વળી વિદ્યા ભણવાથી વંઠી જવાતું હશે? જો તેમ હોત તો કોઈ કેળવણી લ્હેત નહિ. કદાપિ કયાંએ એવું બન્યું હશે, તો તે અધુરી કેળવણીનો પ્રતાપ હોવો જોઇએ. કેળવણી શબ્દમાંજ એવો અપવાદ કે અવગુણ નથી. મૂર્ખ લોકો ચલકાટ માટે સોનાને ઓપ ચડાવે છે! શું તેને ઉજાળે, તો વધારે ચળકાટ ન મારે! પણ આવડતનો ઉલટો ઉપયોગ કરે છે. ભણવું એ કંઇ ખરી કેળવણી નથી. એ તો માત્ર કળા છે. વાંચવું, લખવું કે ભરવું-ગુંથવું એ સર્વ કળા છે. કેળવણીનો ખરો અર્થ બ્હોળું જ્ઞાન છે. જેમણે સૃષ્ટિનો વિવેક જાણ્યો, તેજ ખરી કેળવણી પામેલું ગણાય. કેળવણી એ એક જાતની મેળવણી છે. સીતાફળનાં છોડાં તે સીતાફળ નથી. આંબો તે કંઇ કેરીનો રસ નથી. ભણતર એ કંઇ ખરી કેળવણી નથી. સીતાફળની મીઠાશ જેમ તેના માવામાં છે, આંબાની ખરી ખુબી તેના રસમાં છે, તેમ કેળવણીની ખરી ખુબી તેના તત્વ-વિવેકમાં છે. જે સ્ત્રી ખરેખરી કેળવાય છે, તે કાંઇ વાંચવા-લખવાથીજ પંકાતી નથી; પણ પોતાના વ્યવહારને વધારે કેળવાયલો કરી દેખાડે છે; તેજ ખરેખરી કેળવાયલી છે. ખોટા ભપકા, અને વૃથા અભિમાન એ કેળવણીનું તત્વ નથી. એ સોનું નથી, પણ ઉપરનો ઓપ છે."

"બ્હેન? એવી એવી વાતો અમે ન સમજીએ! અમે તો ટુંકુ ને ટચ એટલું જાણીએ, કે ભણવા-ગણવામાં માલ નથી-ભણેલી સ્ત્રી કાં તો રંડાય, કાં તો વંઠી જાય, ને કાં તો મરી જાય!"

"આ તમારા કેવળ ખોટા વિચાર છે-જો એમ હોત, તો દુનિયાની કરોડો સ્ત્રીયો ભણેલી છે; તે કેમ સુખી ને જીવિત છે? પ્રાચીન કાળમાં સ્ત્રીઓ કયાં ગુરૂ-ગૃહે ભણતી ન્હોતી! કાશીમાં કયાં પાઠશાળા નથી! વિદ્વાન ગાર્ગીય અને સરસ્વતીએ પોતાની સહવિદ્યાથી

મોટા મોટા પંડિતોને મ્હાત કર્યા છે, એ વાત શું તમે જાણી નથી? ભણવું એ મેં કહ્યું તેમ કળા છે; પણ તેનો વિચાર કરવો એજ ખરી કેળવણી છે. સારા સારા વિચારનો સંગ્રહ કરીને, તેની એક મનહર માળા ગુંથવી; ને તે માળા પહેરીને પોતાના સૌભાગ્યને શણગારવું—એ માળામાં વિવેકનાં માણેક અને નીતિનાં નીલમ જડાવવાં એજ સૌભાગ્યવતિ રમાનો શણગાર છે.

"એ બધાં પોથી માંહેનાં વેંગણ!"

"હીરા ઝેરી છે, એમ જાણીને કોઈ ખરીદે નહિ, તો પછી તેના આબની કિંમત શી થાય? કેળવણી ખરાબ છે, એમ સમજીને જો કોઈ લ્હે નહિ, તો પછી આ સંસાર સુખી થાત કેમ? અંધારૂં છતાં દીવા વગર બેસનાર તો અંધજ હોય?"

"બ્હેન! તમે વાત કહી, તે બધી ખરી; પણ તે મોટાને શોભે!"

"ખરૂં પુછો તો મોટાં તે ખોટાં! જેટલાં ધનવંત છે, તેના ઘરમાં તો પોલમપોલ ચાલતું હશે. તેવાં બૈરાં તો વગર ભણેલે ભણેલાં; ને મુર્ખ છતાં ડાહ્યાં છે. તેમને વગર માગ્યે સલાહ મળે, વિદ્વાન તેને ત્યાં પગ ઘસતા જાય, અને પંડિતાઓ તેને પ્રવીણ કરે! વિદ્યાનો ખપ તો ગરીબને છે, મધ્યમ વર્ગથીજ આ જગતમાં વિદ્યાનો ફેલાવો થાય છે. કોઈ પણ શ્રીમંતે અમુક કળાની કે વિદ્યાનાં તત્વોની શોધ કરેલી સાંભળી છે! જ્યાં જુઓ ત્યાં મોટા રાજદ્વારી માણસો, કે પંડિત—પુરાણીઓ યા તત્વ—વેત્તા કે કળાબાજ લોકો તે સઘળા અસલ ગરીબ સ્થિતિનાજ હશે. મોટાને પૈસાથી કામ થાય છે, ગરીઓનો પૈસો વિદ્યા છે; ને તે પૈસો મેળવવા માટે વિદ્યા—કળાને ખિલવવી પડે છે. માટે ગરીબ લોકોએજ વધારે કેળવણી લેવી જોઇએ. આપણે ગરીબ સંસારે કરકસરથી, પણ મર્યાદા ને સુવિચા-

રથી સંસાર ચલાવવો જોઇએ. ને તેમાં જો આવડત ન હોય, તો બીજાની નજરમાં આવડત વગરનાં ને ફુવડા લાગીએ. જેના ઘરમાં સુઘડ નાર તેના ધણીનો અવતાર સફળ છે. તે સ્ત્રીયો ગરીબાઇમાં એક સુખનું સાધન ને દુઃખમાં દિલાસારૂપ થઇ પડે છે. તેમની આવડતથી ધણીને ઘણી સહાયતા મળે છે. કેળવાયલી સ્ત્રીનાં બાળક સુઘડ મનહર ને કુશળ થાય છે. તેનામાં વિવેક, નીતિ, મર્યાદા, ધર્મ, નિપુણતા, કાર્યદક્ષતા, અને પ્રવિણતા વધારે હોવાથી સારાં માણસો પણ તેને ત્યાં પોસાય છે. વિદ્યા એ તો એકલાંનું સાથી છે. તમારી લાડકી હજી પણ અભ્યાસ કરે, તો તેની વિધવા અવસ્થા ઘણી આનંદથી પસાર થાય. સારા સારા ગ્રંથો વાંચીને જ્ઞાન મેળવે; ને તે વડે તે પોતાના મનને આડુ અવળું જતું રોકી શકે ! કેળવણી એ એવો તો એક પ્રકાશ છે, કે અજ્ઞાનતાના અંધારાને જ્ઞાનના પ્રકાશથી દૂર કરી શકે છે. કેળવણીનો ખોટો ઉપયોગ કરે, તો તે લાંછનરૂપ છે, પણ જો તેને સમજીને વાપરે, તો તે અખુટ ધનનો ભંડાર છે, સંસાર તારક નાવ છે. સારી નઠારી અવસ્થામાં સહાયકારક મિત્ર છે. આ સાધન વડે તે ત્રિલોકમાં પુજાય છે. હૃદય સદા કલે- રહે છે. નિંદા, કપટ, અને લંપટતા ન્હાસી જાય છે. નીતિ, ધર્મ, ને સંપના સાથી થાય છે. મ્હારૂં માનો તો લાડકીને સંસ્કૃત જ્ઞાન આપો. વિદ્યા તો તમારા ઘરનીજ છે. તમારી કુંવર વહુ ડાહી ને શાણી છે. તમારો બોઘલો મુર્ખ છે, પણ યાદ રાખજો "કે આ ડાહી વહુ તેને શાણો બનાવશે—"

"બ્હેન ? હું કોણ માત્રમાં—વળી મને કાં ઘંટીના બે પડ વચ્ચે ઘઉંના દાણા પેઠે મુકી!"

"તું ડરે છે શાને બ્હેન ? સાસુ તો વડીલ છે. તે તો સદા એ વચન કહેવાનાંજ ! જો આપણા પર તેનો અંકુશ ન હોય, તો

આપણે ઉદ્ધત બની જઇએ. જો કે વડીલો સમજે કે વહુ ચતુર છે, તે છતાં પૂઠ પાછળ વખાણ કરે, પણ મ્હોડે તો અવગુણજ ગાય! એમ થવાથી આપણને હારી ખાવાની જરૂર નથી. ઉલટું વધારે શીખવાનું, અનુભવવાનું ને કેળવણી લ્હેવાનું મન થાય છે. જે જે ખામીઓ જાણવામાં આવે—કહેવામાં આવે, તે શિક્ષણ તરીકે માનીને સુધારવી. જે સ્ત્રી નાસીપાસ થઇને વિરોધ કે કલેશ કરે છે, તે કદી પણ સુધરતી નથી. જો તેપર વચનો માન્ય કરે છે, કઠોર છતાં ગુણ-ગ્રાહી થઇને પોતાના મગજમાં રોપે છે, તે સ્ત્રી ભવિષ્યમાં બહુજ સુખ પ્રાપ્ત કરે છે. આ લોકમાં કીર્તિ—ને (શાન્તિ) પામે છે, ને પરલોકમાં પણ તેની પ્રશંસા થાય છે. તમને મ્હારી ભલામણ છે, કે શાંત ચિત્તે સહનશીલતા ધારણ કરશો, તો વિદ્વાન પતિનાં છેવટ સુવચન પામશો, ને જગતને તમે વિવેક વડે વશ કરી શકશો."—

"અને હવે હું જો વધું શીખું તો શીખાય કે નહિ, ગુણી બ્હેન?" લાડકીને ઉંડી અસર થઈ, ને તે બોલી.

"શા માટે ન શીખાય? ત્હારે હવે કામ શું છે? ત્હારે તો ત્હારૂં જીવન એમાંજ ગુંથવું જોઇએ. ત્હારા પિતા વિદ્વાન છે. ત્હારા ઘરમાં સરસ્વતીનો વાસ છે. જો તું શીખીને વિદ્વાન થાય, તો મ્હારે તને તું મંગાવે, તેવાં કિંમતી ને સારાં સારાં પુસ્તકો મોકલવાં—

"તો હું જરૂર શીખશ-આ? હું ખાત્રા આપું છું, કે હું જરૂર શીખશ-તમારા જેવી તો નહિ થઈ શકું? પણ-"

"મ્હારા કરતાંયે ચતુર થઇશ. હોંશ ને ઉલટથી તું જો આરંભ કરીશ, તો ઇશ્વર ત્હારાપર પ્રસન્ન થશે. સ્ત્રીઓપર પ્રભુને બહુ હેત છે, અને એ કોમળાંગી હોવાથી પ્રભુ તેને ઝટ સહાય થાય છે; વધરે

ટળવળાવતો નથી–તું આ જન્મમાં વિદ્યા વડે સુખી થઇશ, ને બીજા જન્મમાં તું કોઈ પુરૂષની ભાગ્યદેવી નીવડીશ–"

"ગુણવંતી બહેનની ઇચ્છા છે તો તું નકી ભણજે જા,"હવે હું તને વચન દઉં છું–" ગોરાણીને ગળે વાત ઉતરી ગઈ.

સત્સંગથી પાષાણુ તરે છે, એ વાત સિદ્ધ થઇ. છેવટે કુંવરવહુ બોલી.

"હું ઘણી ખુશી થઇ, કે તમે સર્વે મળવાથી ને આ પ્રસંગ નીકળવાથી સારૂં પરિણામ આવ્યું; ને તમને તથા મને લાભ થયો.

આ ચર્ચા ચાલે છે, ત્યાં ગોર આવ્યો. લાડકી ઉતાવળી ઉતાવળી ઉઠીને ગોરને ભેટી પડી–ને બોલી.

"બાપા? ગુણવંતી બહેનના આગ્રહથી હવે હું ભણવાની છું. તેઓ મને સારાં સારાં પુસ્તકો મોકલશે."

"ત્હારી બાની સંમતિ છે કે?"

"હું પણ રાજી છું. ગુણી બહેને આજે અમને બરાબર સમજાવ્યું."

"ગુણી બહેનનો ઉપકાર થયો. પારસમણીથી લોખંડ પણ સુવર્ણ થાય. ચિન્તામણી રત્નરૂપ ગુણી બહેન તો ખરેખર ઇચ્છીત ફળ આપીજ શકે!"

"હું ભાગ્યશાળી કે મ્હારા ઉપદેશથી આ પરિણામ આવ્યું."

"સારા ને સાફ અંતરની એ ચમત્કારીક ખુબી છે."

"ગોરજી! હવે આપણા કામનું શું થયું?"

"સઘળો બંદોબસ્ત થઈ ગયો છે."

"ઠીક ત્યારે તો હવે હું ઉતારામાં જાઉ છું. મને શી આજ્ઞા છે?"

"આજ્ઞા ! બહેન ? તમારે અમને આજ્ઞા આપવી જોઇએ. ચાલો, હું તમારી સાથે ઉતારામાં આવું. તમે મને કંઇક શિક્ષણ આપો, સારી સારી વાતો સંભળાવો." લાડકી બોલી.

"લાડકીને તો ગુણી બ્હેને જાદુ કર્યું લાગે છે." ગોર હસ્યા.

"ગુણવંતી બ્હેનના ગુણજ એવા લાગે છે." જા, બેટા ? બહેન જોડે વિનોદ કરો." ગોરાણી બોલી.

"રાત્રે સર્વે ઉતારામાં આવજો. આપણે કથા સાંભળીશું. ગોરજી કથા સંભળાવશે." ગુણી બોલી.

"હા–પધારો–હું આવીશ." ગોરે ખાત્રી આપી. સર્વે છુટાં પડયાં. અને સંકેત પ્રમાણે રાત્રીએ સર્વે એકઠાં થયાં. ગોરે સાવિત્રી ચરિત્રનું આખ્યાન વાંચી સંભળાવ્યું. ગુણવંતીએ સાવિત્રી ચરિત્રનાં ઢાળીયાં ગાયાં, ને મોડી રાત્રે સર્વ નિદ્રાવશ થયાં. પ્રભાતમાં યોગેન્દ્રલાલની વાર્ષિક ક્રિયા કરી. બ્રહ્મભોજન માટે તૈયારી કરી. મણિકર્ણીકાના ઘાટપર જ્યાં શ્રાદ્ધ–તૃપણ થતું હતું, ત્યાં ગોર ગયા. ગંગા ઘાટપરનાં સાધુ–સંતજનોને ગુણીના કહેવા પ્રમાણે દક્ષણા આપી, અને બપોરે સર્વ બ્રાહ્મણોને ભોજન કરાવ્યું. સાંજે ગુણવંતી પોતાની ફરજમાંથી છુટી થઇ; અને ગોર સાથે અમદાવાદ ઉપડવાની તૈયારી કરવા લાગ્યા. એકાદ દિવસના સહવાસમાં ગુણીએ સ્વગુણથી ગોરનાં ઘરનાંઓને વશ કરી લીધાં. ઉત્તમ સ્ત્રી કેળવણીનો એ એક ચમત્કાર છે.

---



---

# પ્રકરણ ૧૧ મું.

## ગુણવંતીનાં હિત-વચનો.

" ગુણવંતી બ્હેન ? વ્હેલાં વ્હેલાં કોઇ દહાડો આવજો. સુખમાં પડીને સંબંધીને ભૂલી ન જશો ! " ગોરાણીએ કર્કશ-વચનો બદલે ભાવની ભક્તિ બતાવી.

" હું હવે અભ્યાસમાંજ વખત ગાળીશ, હોં, ગુણી બ્હેન ? " લાડકી બોલી.

" હું ઘણીજ ખુશી થઇશ-હવે તો પ્રભુ મેળવશે, ત્યારે મળીશું; પણ ગોરાણી ? મ્હારી તરફથી છેવટના બે બોલ સ્મરણમાં રાખજો- તમે તો વૃદ્ધ છો. સંસારી વિટંબનાઓ વેઠી છે. સાસુના હાથ તળે શિક્ષણ મેળવીને, અને બાળકોને ઉછેરીને બીજાનાં બાળકોપર સત્તા ચલાવવાનો સમય આવ્યો છે; તોપણ મ્હારે એટલુંજ કહેવું છે, કે સ્વભાવ કંઇ સમાન રહેતો નથી. દરેક માનવની પ્રકૃતિ જુદી જુદી હોય છે. ભલે તે વિદ્યા-કળામાં કુશળ હોય, ભલે તે ધાર્મિક કે વિલાસી હોય, ભલે તે દાની કે માની હોય, ભલે તે તાપસી કે મહાત્મા હોય, તોપણ પ્રકૃત્તિમાં એકાદ અપવાદે નિવાસ કરેલો હોય છે, એ દુર્લક્ષણ જો સુધારવા ધારે, તો માનવોમાં કુદરતે એવી શક્તિ આપી છે, કે તે સુધારી શકે ! લોકો કહે છે કે " મેલ જાય ધૂવે, ને આદત જાય મુવે ! " જો કે એ પ્રયત્નશીલ માણસોને લાગુ પડતી કહેવત નથા. તમારો સ્વભાવ લગાર તામસી હશે; અને અલબત ઉપરીનાં ઉપરીપણાનો અંકુશ સ્વચ્છંદી મનને આકરો તો લાગતો હશે, તો પણ તાબાનાં માણસો ઉપર નમ્ર રૂઢીએ ઉપરીપણું ચલાવવામાં આવે, તો તેથી તાબેદારોનેતો મેવડો ફાયદો થાય છે.

સત્તાની કને શાણપણ ચાલતું નથી. સત્તાધીશ માણસ ગમે તેવી હલકી પ્રકૃત્તિનો હોય, તો પણ હાથ નીચેનાં માણસોએ તેને ચલાવી લ્હેવો પડે છે; ને ઉપરી સ્વચ્છંદ રીતે પોતાની ખરી કે ખોટી ધારણા પાર .પાડી શકે છે; જો કે સેવકો જાણે છે, કે આ કાર્ય ઉલટું છે; પણ સુલટું સુચવવા છતાં ઉપરીને ગમતુ નથી; જો તે વેળા સમજીને કામ લેવામાં આવે, તો મોટો લાભ થાય છે. કામનું કામ સુધરે છે, માણુસો કલ્યાગરાં થાય છે, પોતાના મનને શાંતિ મળે છે, ને જગતમાં કીર્તિ થાય છે. મનને નઠોર બનાવવું, કે નિર્મળ બનાવવું, આપણા હાથમાં છે. સુખ માનવું, કે દુઃખ માનવું, આપણા હાથમાં છે. તમે ગૃહ-રાજ્યનાં સત્તાધીશ છો. વહુ, દીકરી ને બાળક સર્વે તમારી રહેણી-કરણી ને જુલ્મી ઝોહાકીના દોરપર અથવા નીતિ ને નમ્રતાના તંત્રપર ચાલનારાં છે. એ સમયે જેટલું સુખ કે દુઃખ મેળવવું હોય, તે મેળવી શકાય છે; તો તમને મ્હારી વિનંતી છે કે દુષ્ટ મનને મારીને, વિકારોને ટાળીને, સંપથી, સલાહથી, વિચાર ને વાણીથી વહિવટ ચલાવવો. ગોરને ભલી સલાહ આપવી. વિધવા કન્યાને જન્મારો કહાડવાનો છે. હજી તે યુવાન વયમાં ઝુલે છે. તેને જ્ઞાન માર્ગે દોરવવી—અને તમારી પુત્રવધુ, ખરૂં કહું તો તમારા ઘરનું જે રત્ન છે, તેને તમારે હેત પ્રીતથી સંભાળવી. કુંવર વહુ સાથે મ્હારે માત્ર બે ઘડીનો પરિચય છે, પણ એક કવિ કહે છે છે કે—

સુઘડનાર સંસારમાં, ત્રિલોક તારક નાવ;
કૂળ વધુ કૂળવંતી તો, ભગવત ધરશે ભાવ.

તેમ "માણુસ વસીએ જોઇ, ને સોનું કસીએ લઇ." કુંવર વહુ ગરીબ સ્વભાવની, નમ્ર, વિદ્વાન, ને ડાહી છે. તેને જો હેતથી પાળવામાં આવશે, તો તમારૂં ઘર વખણાતું થશે. તમારો પુત્ર બુદ્ધિહીણ છે. એકનો એક પુત્ર હોવાથી લાડમાં ઉછેર્યો છે. ભણાવ્યો

ન હોવાથી છતે દીકરે ગોરનાં પાંડિત્યને કલંક લાગશે; હજી તેનું વય કંઈ મોટું નથી. બચપણમાંથી લગ્નની ધુંસરી ગળે વળગાડી, તે ઉપરથી અભ્યાસ અળગો થતો નથી, માટે તેને પણ કેળવણી આપો. બીજું નહિ તો તમારા ઉપાધ્યાય તરીકેના ધંધાને લગતું ક્રિમાણ શીખવાડો કે યજમાન વૃત્તિ કરી ખાય–ગોરાણી? ક્ષમા કરજો. હું તો તમારી દીકરી લાડકી જેવી છું. તમે મ્હારાં માતા સમાન છો. તમને હું બોધ દઉં છું. એ મને ઘટીત તો નથી–ઉલટું સંકોચાવા જેવું થાય છે. તમારી અવસ્થા ને અનુભવ આગળ તો હું એક જંતુ જેવું પ્રાણી ગણાઉં! પણ મને જે કંઇ લાગ્યું, તે મેં કહ્યું છે. ને તેમ કહેતાં જો હું વધારે પડતું બોલી ગઇ હોઉં, તો મને માફ કરજો. પ્રભુએ મને તમારો ભેટો કરાવ્યાથી સંસાર શિક્ષણમાં હું કંઇ નવું નવું શીખી છું, ને આ મ્હારી છેલ્લી ભેટ આપણા સંબંધને ટકાવી રાખે, એવી પ્રભુ કને વિનંતી કરૂં છું. મ્હારે માટે તમે જે તસ્દી લીધી છે, ને મને માયાની નજરથી જોઇને તમે આનંદમાં રહ્યા છો, તે માટે હું સઘળાંનો ઉપકાર માનું છું."

"ગુણી બ્હેન? તમારા બે દિવસના સત્સંગથી અમારૂં હૃદય પવિત્ર થઈ ગયું. અમારો કંકાસ ટળી ગયો—અમારો ભવ સુધરી ગયો. તમે મ્હારાં પુત્રી જેવાં હોય, તો મને એકવાર ભેટો!"—આમ કહીને ગોરાણીની આંખમાં આંસુ આવી ગયાં. રૂપાળી, ડાહી ને ગરવી ગુણવંતીને પણ માતૃ–ભાવનાની અસર થઇ. તેણી ગોરાણીને ભેટી. "તમે જાણે મને માતા પેઠેમ સાસરે વળાવતાં ન હોય!" ગુણી હર્ષાશ્રુ પાડતાં ધીમે સ્વરે બોલી—

આહાઃ! બે ઘડીના પ્રેમની કેટલી મજબૂત અસર થઈ જાય છે. સત્ય પ્રેમ ને સત્સંગનો કેવો આત્મભૂત સંયોગ પ્રત્યક્ષ જણાય છે.

" બ્હેન લાડકી ? બ્હેન કુંવરબા ? તમે આવજો, હોં ! હું જાઉં છું. તમે તમારો ધર્મ બરાબર સંભાળજો. લાડકી ! તું માતાજીને સહાય કરજે. બ્હેન કુંવરબા ? તમે સાસુજીની સેવા કરજો."

" તમે વહેલાં વળજો—" સર્વે જણાં આનંદથી ભેટયાં. એવામાં રામસિંહ ભૈયો ગુણી બ્હેનને મળવા ફાળ ભરતો આવ્યો. બીજી તરફથી ગોર ગાડી લઇને ઉતાવળા ઉતાવળા આવ્યા.

" બ્હેન, જલદી કરો–ગાડી ઉપડવાનો વખત થવા આવ્યો છે."

" હા, ચાલો—પણ પેલું કોણ ?" ગુણીએ રામસિંહ તરફ નજર કરીને કહ્યું.

" ગુણવંતી બ્હેન, કહાં હય ?" રામસિંહે દૂરથી ગોરને બૂમ મારી. ગુણીને રામસિંહની પરસ્પર દૃષ્ટિ થઇ. ભલો ને ભોળો રામસિંહ ભૈયો ગુણી કને જતાંજ ચોધાર આંસુડે રડી પડયો. ગુણીને પણ બહુજ લાગી આવ્યું. તેને પોતાના પિતાના ધીગતા વખતમાં રામસિંહ ભૈયો એક વિશ્વાસનું પાત્ર હતું, ને ગુણીનો તે એક માનવંત રખવાળ હતો.

" રામસિંહજી સારી પેઠે છો ?" ગુણીએ નીચી નજરે તેને ધીમેથી પુછ્યું.

" બ્હેન, આપ તો અચ્છે હોં ? મયે તો ઠીક હું."

" હા, હું સારી પેઠે છું. તમને મેં બહુ યાદ કર્યા. ગોરે તમારા કુશળ સમાચાર મને આપ્યા—

" બહોત દીનસેં મુલાકાત ભયી ! ગોરજી મહારાજકા અહેસાન હય, કે વો મુજકોં વારંવાર આપકી ખબર દેતે હય ! પિતાજી સિવા હમરો જીવન નિરર્થક હો ગયો ! જીંદગીમેં એક માલેકકી નોકરી કરકે અવશાન દેખાં–અવશાનપર નર્કકાદ્વાર દેખા–પુનર્જન્મકા સિતારા

દેખા–ઇતનેમેં આપકા દર્શન દેખા–અબ કયા ભય! બસ, મયેં પુન્યવંત ભયા–પાપ ટલ ગયા–મ્હેન? દેવી? કૃપા રખનાં–અબ મેરા તો જીવન પુરા હુવા–તુમ સુખી રહો! દીર્ઘાયુ હો–સૌભાગ્યવતી હો!" પિતૃભાવનાએ રામસિંહે ખરાં અંતઃકરણથી ગુણવંતીને આશીર્વાદ આપ્યો.

"રામસિંહજી? પ્રભુએ મને રખડાવી હતી, પણ પાછી ઠેકાણે પાડી છે, હવે મારાં ભાગ્ય! પણ હું તમને વિનતિ કરૂં છું કે, તમે મ્હારા બચપણામાં લાલન બહુ કર્યું છે. તમે વૃધ્ધો વયના છો, તો મ્હારે ત્યાં આવીને જીવન પુરૂં કરો. મ્હારા ભવિષ્યના ભરથાર તમારી છેવટની સ્થિતી સારી રીતે સંભાળશે–પાળશે."

"ક્ષમા કરો, બ્હેન! કાશીપુરી ઓર ગંગાઘાટપર યહી પાપી દેહ, ગંદી કાયા પતન કરનેકે લીયે સેંકડો કોસપરસેં આદમી યહાં આતે હય; ઓર મયેં બુઢાપેમે દુષ્ટ મુંબાપુરીમેં દેહ પતન કરૂં! રામ રામ રામ! તુમ્હરા ચાહ હય, વો પ્રભુકી કૃપા સમાન મયઁ જાનતા હું. અબ રામ રામ, ગાડીકા વખત હો ગયા. આપ સિધારો. કુશળ સમાચાર પઢાતે જાઓ."

"લ્હો, આ નજીવી યાદગારી લ્હો." એક મ્હોર ગુણીએ આપી. રામસિંહે આનાકાનીથી લીધી—અને ગુણી ગાડીમાં બેઠી–સર્વે છુટાં પડયાં, અને ગોર સહિત ગુણવંતીએ બનારસ સ્ટેશનનો માર્ગ લીધો.

---

# પ્રકરણ ૧૨ મું.

## રેલ્વે ટ્રેનમાં બે રૂપસુંદરીઓ ! દીલ પર દીલ.

બનારસથી અમદાવાદ સુધી જવાને બે ટીકીટો લેવામાં આવી. ગોર, ઇન્ટરમીડીએટ ક્લાસમાં બેઠો. ને ગુણવંતી ફર્સ્ટક્લાસ લેડીઝ કુમ્પાર્ટમેન્ટમાં બેઠી. સ્ટેશનપર આજે ઘણીજ ગીરદી હતી. ગોરને ટિકીટ લ્હેતાં, ને સામાન ચડાવતાં બહુજ મુશ્કેલી પડી હતી. બનારસના મહારાજાની કુંવરીને સાસરે વળાવવા માટે સ્ટેશનના પ્લૅટફૉર્મનો અરધો ભાગ જનાના માટે બંધ કરી લીધો હતો. અને અરધા ભાગમાં યાત્રાળુ પેસેન્જરો તથા બીજા લોકોની પુષ્કળ ગરદી હતી. ટ્રેનને ઉપાડવાનો ઘંટ થયો, અને ગુણવંતીના વર્ગમાં એક યુવાન પારસી બાનુ આવીને બેઠી. ગાડી ઉપડી, અને બન્ને બાનુઓની એક નજર થઇ. પારસી બાનુ બહુ ઠરેલ ને ઉચ્ચ કુળવાન પિતાની પુત્રી હતી. કેળવણી પામેલી હતી. તે આજકાલની લેભાગુ નકલી સુધારાવાળી નહતી. તે મુંબઇની કેટલીક પારસી છોકરીઓ જેવી અધુરે ઘડે છલકનારી, નાકની ડાંડીપર મિજાજના વાંદરાને લટકાવનારી, કોઇક છકેલ-બ્હેકેલ ને અળખામણી એબીયલ ન હતી. બાપના ઘરમાં પુરૂં પાધરૂં ખાવાનું નહિ, અને ઠણુકામાં મરી જનારી, કાળી કુબડી પણ દરજીના હુન્નરથી ને અમેરીકન ટૅટ્સ કુંપનીની સહાયતાથી રૂપ વડે ખિલતી ખોટા ભપકા ને દેખાવડા દમામમાં પટકનારી નહતી.

વાંચનાર? આ બાનુનું નામ મીસ પીરોજા પેસ્તનજી ઉદવાડેવાળા હતું-નીલમ ને માણેકની મૂળ શિક્ષાગુરૂ હતી.-ગુણવંતીનો નમણો ને મધુરો, ચ્હેરો ખરેખર જોનારને મોહ પમાડતો હતો. તેની મેના

જેવી નાકની નમણાઈ ને ચકોરી જેવી આંખ મુનિવરને ચળાવતી હતી. તેના પર સરસ્વતી દેવી પ્રસન્ન હતી એટલે વિદ્યાની પ્રભાથી તેનું કપાળ બહુ ચળકતું હતું. પીરોજા બહુ મળતાવડા સ્વભાવની, ભલી ને દીલગુર્દ બાનુ હતી. એ ઘણા શુદ્ધ માણસોના પ્રસંગમાં આવી હતી—એટલુંજ નહિ પણ જુદી જુદી જાતનાં કુળવાન કુટમ્બો સાથે પ્રસંગ પડયો હોવાથી તેનામાં અનુભવનું તત્વ સ્થાયી થયું હતું. રેલ્વે ટ્રેનમાં એકલી વખત ગાળવા કરતાં બીજું સાધન શોધતી હતી, તેવામાં જો ગુણવંતી જેવી સહિયરનો સમાગમ થાય, તો તે કંઈ પડતો મુકે તેવી ન હતી. ગુણી લગાર શરમાળ સ્વભાવની હતી. વળી કોઇની સાથે ઓળખાણ પિછાણ વગર એકદમ તેને ગળે પડે તેવી ન હતી. એ માત્ર પ્રકૃત્તિનું કારણ હતું. આ સહવાસની અછત ને સ્વભાવનાં બન્ધનનું કારણ હતું, એટલું છતાં તે અંગ્રેજી કેળવણી પામેલી હતી, એટલે દેશી સ્ત્રીઓની પેઠે માણસને જોઇને સુગ લાવી પાછી હઠે તેવી ન હતી. પીરોજા ઘડીભર ગુણવંતી તરફ જોઈ રહી ગુણવંતીનું મોં મલકયું, ને પિરોજા પાસે આવી—બોલી.

"બ્હેન, આપ કયાં જશો?"

"હું અમદાવાદ જવાની છું–"

"આપ હીંદુ બાનુ લાગો છો!—"

"તમને શું શંકા લાગે છે?" ગુણીએ હસીને કહ્યું.

"આજના સુધરેલા જમાનામાં વર્ણાશ્રમ ભેદ દબાઇ રહેલો છે. મુંબઈમાં પારસીઓ અને ખોખાંવાળા સુધરેલા વણીક જુવાનો, પારસી બાનુઓ અને કપોળ બાનુઓ એકદમ પારખી શકાતાં નથી. પોલકાંની ફેશન પારસી–હિન્દુને એકત્ર કરી શકે છે."

"પારસી બાનુઓ તો માથે સફેત રૂમાલ બાંધે છે કની?"

"આજ કાલની સુધરેલી પારસી બાનુઓએ માથાબાનું કહાડી નાખ્યું છે, અને કેટલીક પારસીઓમાં ખપવા જતી હીંદુ બાનુઓએ સૌભાગ્યનો ચાંલ્લો દુર કરી દીધો છે."

"એવી કઇ કોમ છે વારૂ?"

"ગુજરાતી હીંદુઓમાંજ તો!"

"અને ત્રીજી કઈ કોમ?"

"કાયસ્થ–મોટે ભાગે સુરતી બાનુઓમાં સુધારાએ કંઇક વધુ ઘર કર્યું છે."

"આપનો આ જાતી અનુભવ હશે!"

"હા. રત્નલાલ ઝવેરીનાં પુત્રવધુ નીલમ ને તેની બ્હેન માણેકની હું શિક્ષાગુરૂ હતી, ગુજરાતીમાં કિન્ડરગાર્ટનની કેળવણી મ્હારા હાથે આપી હતી—"

"આપનું નામ?—"

"મ્હારૂં નામ પીરોજબાઇ પેસ્તનજી ઉદવાડેવાલાં."

"આપનું વય?" ગુણીએ તેનું શરીર જોઇને શંકાથી પુછ્યું.

"ચાલીસ વર્ષ. શરીરનો બાંધો ઠુંકો હોવાથી આપને શંકા થઇ હશે."

"હા. નીલમ બ્હેનને ઘેર આજે બે બાળક છે. તમે જ્યારે તેને બાળકપણમાં શીખવાડયું હોય, તો પછી તમારી ઉમર વધુ હોવી જોઇએ, એટલું છતાં બાંધો એવો નાજુક ને મજબૂત છે, કે તમને કોઈ એટલી વયનાં ગણી ન શકે!"

"ત્યારે તમે નીલમબાઇને ઓળખો છો?"

"હા. તેઓ જ્યારે બનારસમાં હતાં, ત્યારે મીસીસ એની બીઝટની આજ્ઞાથી તેઓ મને સંસ્કૃત શીખવતાં હતાં. તેઓ અમારાં ન્યાતીલાં છે."

"મને લાગે છે, કે તમારો ચહેરો મેં કયે જોયેલો છે. તમે જાણે મ્હારી ઓળખાણમાં આવો છો. કદાચ મેં તમને મુંબઇમાં જોયેલાં હોય—"

"ના, હું બનારસમાંજ ઉછરી છું. મુંબઈ હજી મેં જોયલુંજ નથી—"

"ત્યારે કદાચ તમારો ફોટો મ્હારી નજરે પડયો હોય, અથવા તો મળતા ચહેરાની બાનુને મેં જોઇ હોય!"

"કદાચ કોઈ મેગેઝીનમાં જોયું હોય તો—

"યેસ! હવે મને યાદ આવે છે. મેં Men and Woman નામના મેગેઝીનમાંજ તમારો ચ્હેરો જોયલો છે. માફ કરજો, બ્હેન? હું નામ તો વિસરી ગઇ છું, પણ મને યાદ છે કે એક કાયસ્થ જ્ઞાતીની જુવાન બાનુ પહેલ વહેલી એ કોમમાં મેટ્રીક થઈ, તેની નોંધ લેવામાં આવી હતી–ને નીલમ બ્હેનને મ્હોડે પણ, હું જો ભુલતી ન હોઉં, તો એ વાત સાંભળી હતી–તમારૂં નામ શું બ્હેન?

"મ્હારૂં નામ ગુણવંતી—"

"યેસ! એજ; તમારૂં લગ્ન કયાં થયું છે?"

"લગ્ન થયું નથી, વિવાહ મળ્યો છે."

"એટલે?"

"તમે ન સમજ્યાં? Betrothal ને અમે વિવાહ કહીએ છીયે."

"અમે તેને અદરાયલાં કહીને બોલીએ છીયે. ત્યારે તમે હાલ કયાં સીધારો છો?"

"હું અમદાવાદ જાઉંછું–મ્હારૂં લગ્ન ત્યાં થનાર છે."

"તમે એકલાંજ છો?"

"ના, મ્હારી સાથે મ્હારો ગોર છે!"

"ગોર તે કોણ, બાનુ ?"

"ઉપાધ્યાય। ક્રિયા-કર્મ કરાવે તે બ્રાહ્મણ—"

"હમારા લોકો જેને અધ્યારૂ યા મોબેદ કહે છે તેજ કે ?"

"હા—મ્હારા પિતા ગુજરી ગયા. હાલ હું કુટમ્બમાં એકલીજ છું. મ્હારા ભરથાર મ્હારી સાથે હતા—પણ જરૂરી તાર આવવાથી ગઈ પરમ દિવસે તેઓ અહીંથી અમદાવાદ ગયા છે."

"તમારા પિતા ગુજરી ગયા પછી તમે લગ્ન કરવાનો વિચાર કર્યો, વારૂ ?"

"ના—મ્હારા પિતાજીની હૈયાતીમાંજ વિવાહ તો મળ્યો હતો."

"તમારા સ્વામી અમદાવાદમાંજ રહે છે ?"

"ના—તેઓની ઓફીસ મુંબઈમાં છે. અમદાવાદમાં તો માત્ર નિવાસ છે."

"લગ્ન તો પસંદગીનું છે કે ?"

"એ પ્રશ્ન કેમ કરવો પડયો।"

"હિન્દુઓમાં તો માબાપો વરે છે કની ?"

"જો સમજુ ને સુધરેલાં માબાપો હવે કન્યાને કેળવણી લ્હેવાની છુટ આપે છે, તો વરાવવાનો લાયક વિચાર નહિ કરતાં હોય ?"

"તેથીજ મેં પ્રશ્ન કર્યો."

"ભાગ્યને આધીન સર્વે વાત છે. પણ તમે પારસી છતાં તમારી ભાષા શુદ્ધ સાંભળીને મને નવાઈ લાગે છે." ગુણીએ અસલ વાત ઉડાવી, ને પીરોજાને બીજી વાતપર વાત ચડાવી.

"હું મોટે ભાગે હિન્દુ સંસારમાં વસી છું. ગુજરાતી કેળવણી બહારગામ લીધી છે. અમદાવાદ ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં મેં અભ્યાસ કર્યો છે, ને અત્યાર સુધી હિન્દુ બાળાઓનેજ મેં શિક્ષણ આપ્યું છે."

" આપ મુંબઇનાંજ વતની છો ?"

" ના–અસલ તો અમે ઉદવાડેનાં! હાલ મુંબઇમાં રહીએ છીયે."

" આ તરફ કેમ આવવું થયું ?"

" નામદાર બનારસના મહારાજાની કુંવરીની સાથે ટયુટર તરીકે મ્હારે રહેવાનું હોવાથી, વીરપુર મહારાજા તરફથી હું અહીં આવી છું–અસલ વાત એમ છે કે મ્હારે રત્નલાલ ઝવેરીના કુટમ્બ સાથે ઘણું સારૂં છે. નીલમગવરીને લીધે હું ત્યાં વારંવાર પ્રસંગોપાત જતી હતી–તેની બ્હેન માણેક પણ મ્હારા હાથેજ શીખી હતી–માણેકના વર કુન્દનલાલને વીરપુર કુમારે પ્રાઇવેટ સેક્રેટરીની જગ્યા આપી, ને તેઓ ત્યાં ગયાં; માણેકગવરી પણ કેટલેક દિવસે ત્યાં ગયાં. અને મને તે રાજ્યમાં નોકરી અપાવી–વીરપુરના મરહુમ મહારાજાને બનારસના મહારાજા સાથે ઘણીજ ઘાડી મિત્રાચારી હતી. મરનાર મહારાજાની હૈયાતીમાં કુમારનું વેશવાળ થઈ ગયું હતું, ને તે પછી મહારાજા ગુજરી ગયા, ને કુમાર ગાદીએ બેઠા; તે દરમ્યાન વિવાહ થઇ ગયો; આ રાણીબાને ગુજરાતી કે અંગ્રેજીનું જ્ઞાન ન હોવાથી કોઇ લાયક બાનુની શોધ કરતાં માણેકગવરીએ મહારાણીને કહીને મ્હારો શિક્ષક તરીકે બંદોબસ્ત કરાવ્યો. યુવરાણી પિયર મળવા આવ્યાં, તેની સાથે થોડા દિવસ હું પણ આવી હતી. હાલમાં કુમાર સાહેબની તબીયત મગજની નબળાઇને લીધે બિમાર હોવાથી હવે અમે સર્વે વીરપુર જઇએ છીએ."

" ત્યારે તો આપણે અમદાવાદ સુધી સાથેજ રહીશું."

" હા. મને પણ ઠીક સથવારો મળી ગયો—તમને જોઇને હું બહુજ ખુશ થઇ—"

" અને મને પણ બેવડો આનંદ થયો–કેટલેક દરજ્જે તમે પિછાણદાર કહેવાય; કેમકે નીલમ બ્હેનનાં શિક્ષાગુરૂ તે મ્હારાં વડાં ગણાય—"

"જેમ માનો તેમ. તમારો વિવેક ને લાયકી છે; સારાં માણસનો સહવાસ ક્યાંથી?

"બ્હેન! તમે ખરેખર લાયક છો; વર્તમાન પત્રો કહે છે કે મુંબઇની પારસી જુવાન બાનુઓના આજ કાલના રોબ અને ભપકા, મિજાજ ને ઠણુકાના પાર નથી–સુધારો તો નાકની દાંડી પર રાખે છે, એ શું ખરી વાત? તમારામાં તો તેવું કંઇજ નથી."

"બ્હેન? જમાનાનો રંગ તરેહવાર છે. આજે અંગ્રેજી સુધારાએ હિન્દની ચોમેર વાવટો ઉડાડયો છે. દરેક કોમ વધતા ઓછા પ્રમાણમાં સુધારાની સાથે ઘસડાયલી છે—જો તમે અંગ્રેજી કેળવણી પામ્યાં ન્હોત, તો આપ જુવાન વય સુધી કુંવારાં રહીને મોટી મુસાફરી એકલાં કરી ન શકત! ખરૂં કહીએ, તો અંગ્રેજી રાજ્ય એક રામ રાજ્ય છે. મુગલ શહેનશાહત સાથે સરખામણી કરીએ, તો બ્રિટીશ રાજ્યની બલિહારી છે; નહિ તો આપણે જુવાન બાનુઓ બેધડક ઘરની બહાર નીકળી શકીએ કે?"

"બેશક–અંગ્રેજી રાજ્યની બોલબાલા! પણ એ શહેનશાહ–તે હિન્દને બહુ અંજાવી દીધી—લગાર કોમળ વધારે બનાવી દીધી."

"હિન્દમાં સ્ત્રીઓનો દરજ્જો જે ઘણો નબળો હતો, તે શહેનશાહત જેટલો વધારી આપ્યો, એ પ્રતાપ અંગ્રેજ રાજ્યના."

"બેશક, હિમ્મત અને સત્યતા પ્રકટી ખરી; પણ તેનો સારો ઉપયોગ થાય તો! આજ કાલ નકલી સુધારો ને ખોટો આડંબર બહુ વધી પડયો છે."

"જુના વિચારના લોકોને સ્ત્રીઓની લીબરટી ગમતી નથી, કારણ કે આજ સુધી સ્ત્રીઓ પ્રીજનર તરીકે રહેલી હોવાથી કેટલાક અદેખા અને બીન કેળવાયલા લોકોની આંખને ગમતું નથી; પણ ખરેખર સુધારો લગાર હદ બાહેર વધી પડયો છે ખરો—સુધારાની

વ્યાખ્યા ને વ્યુત્પત્તિ કરીએ, તો હાલનો સુધારો બગાડાનું રૂપ ગણી શકાય!"

"તમારો મુંબઇનો ને દેશાવરનો અનુભવ બહુ હોવો જોઇએ. હિન્દમાં મોટું શહેર મુંબઇ ગણાય. સુધારામાં અને વિદ્યાકળામાં, તેમજ વિલાયત સાથે, ને બ્રિટીશ પ્રજા જોડે વધારે પ્રસંગમાં આવનાર મુંબઇની પ્રજા છે. તમે કહેશો કે કઇ દેશી પ્રજા વધારે કેળવાયલી, સુધરેલી ને સુધારાને નામે નકલી–બનાવટી તથા દેખાવડી છે?"

"પારસી કોમ સુધારાના પવનમાં વધારે ઘસડાતી જાય છે. તેઓ નકલ કરવામાં એકકા છે, પણ એ સુધારો દિવસે દિવસે ભારે પડી ગયો છે અંગ્રેજોનો સંસાર પાકો છે. પારસીઓ તેની નકલ કરવા જતાં થાપ ખાય છે, અંગ્રેજ સ્ત્રીઓ પ્રેમનાં લગ્ન કરે છે, પણ લગ્ન કરનાર પોતે પોતાની સ્થિતી પરિપકવ કર્યા પછીજ લગ્ન કરે છે. એ દેશ શિતળ, વિદ્યાકળામાં પ્રવિણ ને હુન્નરમંદ છે. ત્યાંની પ્રજા મોટી ઉમર થતાં સુધી પોતાની શારિરીક સ્થિતી, ને મન કબજે રાખી શકે છે. મોટી વયનાં થતાં સુધી, અથવા લાયક વર ન મળે, ત્યાં સુધી કદી પણ મનને મોકળું કરતાં નથી. જો કે તે ખરચાળું વધારે છે, અને સ્ત્રીઓ ઘણીજ સ્વતંત્ર તથા ઉડાઉ મનની છે; તેમજ દેશી આંખે તેનો સંસાર સ્ત્રીઓના મહારાજ્યને હાનિકારક છે; અને તેના રીતરિવાજ શોખને શરણે થયલા છે, કે જે દેશી લોકોને તે પરવડતા નથી; તોપણ તેમની રહેણી–કરણી નિયમીત છે. તેમનો ખરચ તેની આવડત ને કમાણીપર તે કુદે છે, તેઓ પ્રેમ–લગ્ન કરે છે. જેમના પર જે સ્ત્રી પ્રેમ પ્રેરે છે; તેઓજ વરે છે. તેઓ જોકે ઘણી જુવાન વયની હોઇને ઘણા જુવાનોના પ્રસંગમાં આવે છે. એકાન્તમાં ફરવા હરવા જાય છે. મિત્રતાના શુદ્ધ લક્ષણો વડે તેઓ

હાસ્ય વિનોદ કરે છે, પણ ભ્રષ્ટ મિત્રાચાર ધારણ કરતાં નથી–મન નબળું કરતાં નથી. તેઓ આપણા લોકો જેવા નબળા મનના નથી. જો કે તે હવસી યાને કામાંધી ઘણાં કહેવાય છે; પણ પ્રેમને અંગે ને તે પણ જીવન દોરી સંધાયા પછીજ છુટથી આલિંગન–ચુંબન કરે છે. હમારા પારસીઓએ એ ધોરણે સુધારાનો પંથ ખુલ્લો કર્યો છે; પણ આ દેશમાં પરવડી શકે તેમ નથી. હિન્દમાં કમાઇના સાધનો ઘણાં થોડાં છે. ઇશ્ક અને શોખ માટે પૈસો જોઇએ. પારસી કોમ ગરીબ છે. જો કે સાહસીક, ઉદ્યોગી ને દેખાવડી હોવાથી થોડી સંખ્યાએ મોટો ઉછાળો મારી રહેલી છે; ને મુઠી ભર સાહસિક ધનવંતોની ઉદ્દારચિત્ત સખાવતથી દુનિયાના ચારે ભાગમાં ઝળકી રહી છે; પણ મોટો ભાગ ગરીબ વર્ગનો છે; કે જેને હાલનો સુધારો પરવડી શકે તેમ નથી. વળી અંગ્રેજી કેળવણીનો મહિમા વધી પડયો છે, પણ ઉપયોગ ઘટી પડયો છે. અંગ્રેજ બાનુઓ મોટા મોટા પગારો મેળવી શકે છે. કાં તો ઘરે બેઠે હુન્નરો ખિલવીને ધન મેળવી શકે છે, ને તેથી તેઓને ફેશન પરવડે છે. પારસીઓમાં તેવું કંઈ નથી. કેળવણી આફરી થતી જાય છે, કિમ્મત ઘટતી જાય છે. એક મેટ્રીક કે ગ્રેજ્યુએટ પારસી બાનુ પોતાના દરજ્જા પ્રમાણે એક વકીલ કે ડાકટરને પરણવા માટે, બહુ બહુ મથન કરે છે; પણ સઘળી કન્યાને કયાંથી તેવા વર મળી શકે? ને કદી મળે, તો તે સઘળા સારી કમાણી કરનારા કયાંથી હોય? ગરીબ કન્યાને ઉચ્ચ કેળવણી લેવાનો શોખ! એ શોખને અંગે સારા ઘરની ઇચ્છા! ગરીબ ને શ્રીમંત એક બાજવે! કન્યાઓને આ લગની લાગી, ત્યારે પરવારતા પારસી જુવાનો ગ્રેજ્યુએટ થઇને ભપકાભેર 'રીત' માગવા નીકળ્યા છે. રીતમાં સમજો છો કે? કન્યા અને નાણું એ માગે છે. કન્યાને ભણેલો, ધનવંત, રૂપાળો, શોખીન ને 'લવ' કરે તેવો વર જોઇએ–જુવાનોને રૂપાળી, ઠણકાવાળી, અંગ્રેજી શીખેલી અને

પોતાને મફતના મલીદા ખવરાવે, તેટલું આઇતું ધન લાવે, તેવી વહુ જોઇએ છે. હવે તમે હિસાબ કરો, કે ગરીબ ને શ્રીમંત બન્ને પક્ષનાં સ્ત્રી પુરૂષોમાં આ પવન ફેલાય, તો પછી આજનો સુધારો પારસી કોમને કેવો આકરો થઈ પડવો જોઇએ? વળી Love શબ્દનો અર્થ સમજતાં નથી–હિન્દની હવાને લીધે વયમાં આવતાં કન્યાઓની શારિરીક સ્થિતિ પરવશ પડી જાય છે; એ વેળા જુવાન કન્યાઓને માબાપો અંગ્રેજી નોવેલો વાંચવા દે, બહાર ગમે ત્યાં છુટથી ફરવા હરવા દે, અને કન્યાઓ 'લવ' કરતાં કોઈ છંદીલા હરામી ઓલીદરાજ ને ભપકાદાર જુવાનના ફંદામાં ફસી જાય, અને કદાચ ભૂલે કરે તો તેમાં નવાઇ શી? એ કન્યાઓ કંઈ અંગ્રેજ કુમારિકા જેવી પકી ? દરેલ હોતી નથી. ભોળી બાળા મોટા ઘરની ને પ્રેમી પતિની લાલચે સાહ્યબીવાળા દમામમાં ને ઝેરી જીભડીના વૈભવમાં લોભાઇ જાય છે. આ સ્વત્રંતા તથા સ્વચ્છંદને લીધે અનેક જુવાન બાળાઓની નીતિ–રીતિપર અપવાદ આવતો હશે! મ્હારી કોમની છુપી એબ મ્હારે જાહેર કરવી તો ન જોઇએ, પણ હવે તો કોમે હદ કુદાવ્યાથી જાહેર છાપાઓમાં બહુ ટીકા થાય છે. શોખ વધ્યા, કમાણી ઘટી, ધન ખૂટયું, ત્યાં ખાનાર વધ્યા! એક બાપને ચાર કન્યા હોય, ને બાપ બસો રૂપિયાયે દરમાયો કદી કમાતો હોય, તો પણ તે કન્યા કે તેના માબાપ સુખી નથી. કેળવણીના ખર્ચમાં, સુધરેલી ફેશનના ઉડાઉ ખર્ચમાં અરધો પગાર ઉડે! ઘર ભાડું, પારસી ભાઇનાં ખાણાં, નાટક–ચેટક, ને સર સખાવતમાં રકમ જાય, એમ કરતાં મારવાડીના દેવામાં ઉતરવુંજ પડે, ને કરજના બોજા તળે દબાવું પડે! સંસારનો ગુજારો ચલાવતાં દીકરીઓને એ પાંચ હજારની રીત ક્યાંથી આપે? ને લગ્ન તે શી રીતે થાય? જ્યારે જુવાન કન્યાઓના સાપરૂપ બારાથી માબાપો કંટાળે, ત્યારે છોકરીઓ 'લવર' શોધવા નીકળે;

તે લોભના આકળા થોભને લીધે કદાચ ભૂલ ખાઇ જાય, હરામીયો તેનો લાભ લઇ જાય, માબાપો પણ લાચારીએ આંખ આડા કાન કરે, અને છોડીઓને એવી હદ બાહેર છુટ આપે; આમ થવાથી બદીનો પ્રવેશ થાય છે; પણ ફેશનમાં ધસડાયલા પારસીઓ હવે ફેશનમાં ફસાઇ પડયાથી, નથી છોડી શકતાં, કે નથી ફેશન બંધ કરી શકતાં. જો આ રીતે કેટલાક વર્ષ મામલો ચાલશે, તો પારસી સંસાર પાયમાલ થશે. આપઘાતનો પવન અમારી કોમમાં વધારે છે. તેનું કારણ ફેશનની શીસિઆરી ને રીતની ભીખના વેપારીનો વધારો થવાથીજ, અફસોસ! એમ થવાથી લાયક કન્યાને લાયક વર આડાં અથડાઇ જાય છે; જેને જોઇએ, તેવું ટાંકણાસર મળતું નથી. પારસી કન્યાઓ અંગ્રેજી કેળવણી લીધા પછી તો જાણે તેનો દીમાક સાતમે આસમાને ચડી જાય છે. તેઓ જાણતાં નથી, કે તેમને મળેલી કેળવણી તેમને જે સંસારની રાણી બનાવેલી છે, તેની ફરજ અદા કરવાના ઉપયોગમાં લ્હેવાની છે; પણ તે તો એમ સમજતાં લાગે છે, કે યુરોપથી આવેલી મડમો જેમ ઇન્ડીયાને પૈસે મજા ભોગવે છે, ને સાહેબો તેમને લાડ લડાવે છે, તેમ આપણા ધણીઓ પણ વૈભવ મેળવી દે; પણ આ દેશ ને આ સંસારને તે માત્ર પ્રતિકુળ છે. સુધારાનાં બીજ સુખી દેખી શકાય છે, પણ તે અંતરમાં કેવા દુઃખી હશે, તેનો અનુભવ થયા વગર ખબર પડી શકે નહિ—ખરચ તે કેટલો? કેવો નકામો? એકવાર સાડી કે પોલકું પહેર્યું હોય, તે બીજીવાર નહિ? બુટની બમણી કિમ્મત પડે, ને થોડો વખત ચાલે, પણ તેજ બુટ જોઇએ! જાપાનીસ માલ માછલાંની જાળ જેવો—ને બીન ટકાઉ છતાં અંગ દેખાય તો ભલે—પણ તેજ જોઇએ—તે સિવાય બીજાં શોખનાં સાધનો ઘણાં જોઇએ—એ બધો હણકો કાં તો બેન્ડ—સ્ટેન્ડ પર કે નોવેલ્ટી થીએટરમાં જોઈ લ્હેવો! આ રીતે ખોટા ખર્ચોમાં પારસી કોમ પાયમાલ થતી જાય છે!!"

"બ્હેન, તમે પરણેલાં છો કે?"

"બહેન, પારસીઓમાં પરણવાનું સહેલું નથી. અમે ત્રણ બ્હેનો છીયે. બાવાજી ગુજરી ગયા છે. માયજી આંખે દેખતાં નથી. બે બ્હેનો મ્યુનિસિપૅલ કન્યાશાળામાં નોકરી છે. તેઓ મ્હારાથી ન્હાની છે; ને તેઓ પણ કુંવારી છે. સ્કુલના પગાર ટુંકા, હરિફાઇ, મસ્કાપૉલિશન, વગ–સગ, લાગ–વગ, ઉપરીઓની મહેરબાની, ને ખુશામતની બાજી રમાય, ત્યાં અમારા જેવી એકમાર્ગિય પારસી બાનુઓથી દરજ્જો ન ચડાય–તમારી વિધવા હિન્દુ બાઇઓ એવાં ખાતાંમાં સ્હેલથી માર્ગ કરી શકે છે. તે લોકોના જેવી ખુશામત અમને ન આવડે, એટલે બન્ને બ્હેનો ટુંકા પગારમાંજ પડી રહી છે. ટયુશન પર ગુજરાન ચાલે છે. અમારા પારસીઓમાં હાલ ફેશને ઘર ઘાલ્યું છે. રૂપાળી, ઠણકાદાર, અને અંગ્રેજી શીખેલી છોકરી તો જોઇએ, પણ સાથે વળી વરરાજાને રીતમાં બે પાંચ હજારનો કોથળો જોઇએ–ગરીબ માબાપનો તો મરો છે, ને તેમ થતાં અનેક કન્યાઓ કુંવારી રહે છે. પછી શારિરીક સ્થિતી જાળવવી, એ તેમની સ્વતંત્રતાપર આધાર રાખે છે."

"આ રીતે જોતાં મુંબઇમાં મધ્યમ પારસીઓની હાલત ખરેખર દયાજનક દેખાય છે."

"પારસી પત્રકારો કંઇ પોતાની હમકોમ માટે થોડી બુમો મારે છે? ગરીબાઈ વધી પડી, ફેશન ઉછળી પડી, કમાણી ઘટી પડી અને ખરચ આંધળો થઇ પડયો–હલકા કે શ્રીમંતને તો કંઇ નહિ, પણ વચલે વાંઢેનાને ભારે પડી ગયું છે. લાજ આબરૂએ રહેવા જતાં મારવાડીઓના કરજમાંથી છુટાતું નથી. એ તો સારૂં છે કે હજી પારસીઓમાં છુપી સખાવત કરનારા ઘણા દિલાવર દીલના શેઠીયાઓ છે; નહિ તો પારસી કોમ કયે દહાડેની પરવારી ગઈ હોત."

"અને હવે તો અમારા હિંદુઓ પણ તમારી દેખાદેખીએ ફેશન વધારવા લાગ્યા છે."

"હા, પણ હીંદુઓ પગ જોઇને પાથરણું તાણનારા છે. તેઓમાં હજી એવી ફેશન વધી નથી, કે કરજ કરીને ભપકો કરે! તેઓ જે કંજુસાઇ કરતા હતા, તેમાંથી છુટા થયા છે ખરા, પૈસો સુંધીને મુકતા હતા, વાપરતા નહતા, તે હવે છુટથી વાપરવા લાગ્યા છે. પણ તેબી જોઈ તપાસીને? આવક ઉપરજ ખરચ; ને ખરચ પણ કંઇ મોટો નહિ. પાંચ રૂપિયા કોટડીનું ભાડું, એક આનો શાક તરકારીમાં–ને સાદું ભોજન–પચીસ રૂપીયામાં એક મધ્યમ કુટમ્બ સારી રીતે નિર્વાહ કરી શકે–અમારે તો બળ્યું આઠ બાર આના બજાર લેવામાં વપરાય–ને બીજો ખર્ચ જુદો–ભાડાં આકરાં ને મિજાજ આકળો એટલે છુટે હાથે ખરચવાનું મન થાય; માત્ર ધીરનાર જોઇએ."

"હીન્દુઓ લાંબી નજરવાળા તો ખરા–ફેશન પસંદ કરે ખરા, પણ પગ માથું માપીને પાગડી જોડા મુકે! વળી કપડાંઓમાંયે વધારે ખરચ નહિ–મોટા શાહુકારોની વાત તો મોટી–પણ ગરીબ તો સાદા એ દાગીના કરીને દીલ રીઝવે! કાંકે કોઇ દહાડો અડીભીડીએ કામ આવે, કપડાંનો ખરચ ગરીબોને ભારે પડે! હું તો સાંભળીજ વાત કરૂં છું, હેં બ્હેન? મને તો નીલમ બહેને કાશીમાં કંઇ કંઇ પ્રસંગોપાત વાત કરેલી હતી—"

"નીલમગવરીનું ઘર તો તવંગર કહેવાય. મને તો તમારી કાયસ્થ કોમ–યાને સુરતી સ્ત્રીઓની ફેશન વધારે ગમે છે. તેમની ઓઢવા–પહેરવાની રીત બહુ પસંદ કરવા જેવી છે—"

"પણ ચાલ–ચલણ સારી હોય, તો શોભે! ઉપરનો ભપકો અંદરના અંતરને સેડવતો હોય, તો સારૂં નહિ!"

"પાંચે આંગળી કંઈ સરખી હોતી નથી. જ્યાં જોઇએ, ત્યાં માટીના ચુલા છે. તોપણ મુંબઇમાં ખ્હોળી પ્રજા, સ્વતંત્રતા ઘણી, પરવા નહિ, દેશવિદેશનાં લોકો, કોઇ કોઇને જાણે નહિ, પછી ગમે તે રીતે છુટથી વરતે! કોણ જાણે કે કોણનો દીકરો, ને કોણની દીકરી! માત્ર જાણે તે જાણે–પણ મુંબઇની ભૂમિકાજ એવી છે કે ત્યાં માણસોની આંખ્યો ઓડે હોય છે—ને મિજાજ કપાળ ઉપર રહે છે. પરશુરામની ભૂમિકા ખરી કની, નિર્દય અને નિર્લજ—"

"એમજ છે–જેટલી દયા ને ભલાઇ ત્યાં વાસો કરે છે, તે કરતાં લુચ્ચાઇ અને દગલબાજી વધારે દેખાય છે. ચોર, લુટારા, દગારા, અને દુરાચારી જેટલા મુંબઇમાં વસે છે, એટલા કોઈ સ્થળમાં ન હશે. જોકે મહાન વિચારના, ને વિદ્વાન પણ મોટી સંખ્યામાં છે, પણ કાળાં મેંઢાં ઘણાં!"

"એટલે! કાળાં મેંઢાં તે કોણ?"

"મોટા માણસમાં નામ ખપાવે, ને ગરીબની ગરદન મારે તે! મુખમાં રામ ને પેટમાં છુરી રાખે તે! બહેલી ભગત કહેવાય તે. મીઠી મીઠી વાતો કરે, ને જ્યાં ત્યાં બુરી નજર કરતા ફરે તે! જાહેરમાં મોટા કહેવાય, ને અંદરખાને કોઇનાં ઘર ફોડે તે! મિત્રતા બાંધીને મુખ પંપાળે, અને દીલ દઇને ડહામ દે! ટ્રસ્ટી થઇને પૈસા હજમ કરે, ને પરધનના માલેક થઇને કોઈનું ઘર વંઠાડે તે!"

"પછી બીજાનું ઘર મારવા જતાં પોતાનું ઘર મરાઇ જતું હશે તે?"

"એમજ તો–શેઠ ફરે પરઘેર, ત્યારે શેઠાણી બોલાવે સ્વઘેર! પણ બહેન, આપણે વાત કરતાં છેક જમીનના ઉંડાણમાં ઉતરી

પડયાં. છેક તળીયાના કીચડમાં જઇ પડયાં, હવે આપણે બીજી વાત કરીએ. તમે મુંબઇમાંજ રહેશો કે?"

"હા જ તો! મારા સ્વામી ઇનિજીનીયર છે, ને તેમની ઓફી-સજ મુંબઇમાં છે, અને બંગલો પણ વાલકેશ્વર છે, પછી અમદા-વાદમાં કેમ રહેવાય?"

"તમે ભાગ્યશાળી કે તમને મનગમતો વર મળી ગયો—"

"જેવી પ્રભુની ઇચ્છા-પુર્વનો સંબંધ હશે એટલે તુટેલો દોરો પાછો સંધાઈ ગયો—નહિ તો નીલમ બહેનનો વર કોણ જાણે ક્યાં ઘસડી જાત?"

"કોણ, નવલરાય? તે તો બિચારા રેલ્વે અકસ્માતમાં નદીની અંદર પડી ગયા ને?"

"હા. હું સાથેજ હતી—"

"ત્યારે શું તે બહાર નીકળ્યા?"

"કહે છે કે હોડી મળી ગઇ—ને કિનારે નીકળ્યા; પણ પછી ક્યાં ગયા, તેનો પત્તો નથી."

"અરે અરે, બિચારી નીલમ અભાગિની તો ખરી—ધનવંત ઘરમાં ને કેળવાયલા પતિના સંસારમાં ગઇ તો ખરી, પણ સુખી ન નીવડી."

"ધણીનાં આચારણ સારાં નહિ તે!"

"ખરૂં પુછો, તો તેમાં સઘળો વાંક નીલમગવરીનો છે. તેમણે પ્રથમથીજ નવલરાય સાથે મન વિછોડયું. મોજ શોખ મેળવવા અને સ્વતંત્ર થવા માટે સસરાજીની કૃપા મેળવી—અને પતિ—પ્રેમની દરકાર ન કરી, એટલે સ્વભાવિક નવલના ઇચ્છા વિમુખ થઇ. આ પ્રતીપે બન્ને જણનો સંસાર દુઃખી નીવડયો—

"હા–લોક ચર્ચા એવી છે ખરી, કે નીલમ બહેન સુધરેલાં અને શોખીન હોવાથી, ને તેમનો વર એકાન્તવાસી ને શરમાળ હોવાથી બન્નેના અસરખા સ્વભાવને લીધે અંત્તરાય પડી ગયો છે. ખરી વાત છે કે અભાવનું અન્ન મીઠુંજ લાગતું નથી; પછી તે મીઠું હોય તોયે શું!"

"હા, ત્યારે બિચારી નીલમ છતે ધણીએ દુઃખિ થઈ ગઈ. સારે ભાગ્યે તેને એક પુત્ર–સંતાન થયું!"

"ગમે તેટલું વૈભવ સુખ હોય, પણ જ્યાં પતિ–પ્રેમ તજાયો, ત્યાં બીજું સઘળું સ્ત્રીને મન તો સ્મશાન જેવું છે. જે સ્ત્રીઓ પોતાના પતિનો પ્રેમ જીતી શકી નથી, તેનામાં ખરેખરૂં સ્ત્રીયત્વ છે, એમ કહીજ શકાય નહિં; મ્હારા ગુરૂ શાસ્ત્રીએ મને એક વેળા કૈકેયનો દાખલો આપ્યો હતો–રામાયણના નાયક રઘુરામની સાવકી માતા દશરથ રાજાને પ્રિય હતી; પણ તેણે જ્યારે દશરથની કનેથી રામ વનવાસ જવાનું વચન માગ્યું, ને દશરથના પ્રાણ ત્યાગ થયા, ત્યારે ગુરૂ વસિષ્ઠે એવી સ્ત્રીના અવિચારીપણા માટે બહુ ખેદ કર્યો હતો, અને એવી પ્રેમાળ પણ મધુ–વિષરૂપ મદિરાપાન વાળી પ્રેમાંગનાઓ માટે તિરસ્કાર બતાવ્યો હતો. એવી સ્ત્રીઓનો પ્રેમ પણ નિરર્થક ને ઘાતકી સમજવો. શુદ્ધ પ્રેમમાં એક અણુમાત્ર પણ રજ-કણ ન હોવી જોઇએ."

"વાહવા—તમારા કહેવા પરથી હવે મને એજ કૈકેયની વાત યાદ આવે છે. Indian Ladies Magazine માં તેનો એક લેખ છે–મ્હારી કને તેનો છેલ્લો અંક આવ્યો છે." એમ કહીને બેગમાંથી ગુણીએ માસિક કહાડયું, ને પોતેજ વાંચવું શરૂ કર્યું.

---

# Kaikeyi-a Character Sketch from the Ramayana.

It is with mingled feelings that I take up the subject of Kaikeyi. Her childish haste of judgment, her foolishness in listening to the malicious counsels of a spiteful maid, proclaim her to be a wrong, misguided woman. But after all, she defeated her own ends, and the result was ruin, for herself and for her dear ones. The pity of it is great and the pathos that uuderlies all human things calls for our sympathy, and we find that while we condemn her for her rashness, we cannot but be sorry for her.

A characteristic of our human nature is that we pay small heed to little things; we ignore them, but we eventually find that they rise up and stand in judgment and that their consequences are far reaching. Even so is it exampled in the history of Kaikeyi.

એ વિનોદમાં રાત્રી વિતી ગઈ. પ્રભાત થવા આવ્યું; ગુજરાતની સરહદ ને સીમાડાનો ભવ્ય દેખાવ નજરે પડવા લાગ્યો. વીરપુરની યુવરાણી કિશોરનન્દિની દાસીએ પીરોજાને સાદ કર્યો; અને તે રાણીના સ્પેશીયલ રીઝર્વ્ડ કમ્પાર્ટમેંટમાં ગઈ. ગુણવંતી એકલી પડી;

એટલે ઉજાગરાએ તેણીનાપર હુમલો કર્યો. નિદ્રા આવી ગઇ; અને હવે પ્રેમનાં બિન્દુનું પાન કરીને સુખનાં સ્વપ્નાં જોવા લાગી–સ્વામીની સોડમાં સંતાઇને કામ–રતિના વિલાસની પ્રેમ–ભક્તિનું ગાન ગાવા લાગી. ટ્રેન અમદાવાદ લગભગ પહોંચવા આવી.

---

## પ્રકરણ ૧૩ મું.

### એકલા માણસની અગવડ–એક વિચાર !

"પિતાજી? ગુણવંતી બ્હેનને તમે તો તેડવા ગયા હતા, ને એકલા કેમ આવ્યા ?" રમાએ જયન્તને પુછ્યું.

"તું તો મને કહેતી હતી, કે હવે હું એમની જોડે બોલવાનીજ નથી. તને એકલી મુકીને તેઓ ચાલ્યાં ગયાં હતાં, તેથી તું રિસાઇ હતી કની ?"

"હા જ તો ! જ્યારે તે અહીં આવશે, ત્યારે તેની વાત છે."

"બાઇને તમે કાશીમાં મુકી આવ્યા, એ ઠીક તો ન કર્યું." મોજી મહારાજે તમાકુ ખાતાં ખાતાં કહ્યું.

"યોગેન્દ્રલાલની છેલ્લી ક્રિયા કરવા માટે જ્યારે તેણે આગ્રહ કર્યો, ત્યારે મને ફરજ પડી. એમના દયામણા ચ્હેરા તરફ જોઇને મને દયા આવી."

"તો આપને એક દિવસ ખોટી થવું હતું."

"રમાની માંદગીનો તાર આવ્યા પછી મ્હારાથી કેમ રહી શકાય !"

"હું તો નિરોગી છું, પિતાજી." રમા હેંસી પડી.

"તેથી હું વધારે ખુશી થયો, બેટા; ભલે મને વહેલું આવવું પડયું; પણ એમ કરવાનું કારણ તો એજ કની કે હું કદાચ વધારે રોકાઈ રહું!"

"હા-રમા બ્હેન દરરોજ કજીઓ કર્યા કરે; ને આપ ત્યાં નિરાંતે—"

"હું કંઇ એવો મૂર્ખ નથી. શું મને મ્હારી દીકરી વ્હાલી નથી! એ તો લાચારીએ હું ગયો. કારણ કે જો હું ગયો ન્હોત, તો એ બિચારી ગુણવંતીપર શું શું વેળા વીતી જાત!"

"ખરેખર, પણ નવલરાયનો પત્તો મળ્યો?"

હશે. કોઇપણ સ્થળે જમીનપર હશે-ડૂબ્યો તો નથી."

"એમ કે! મૂર્ખ તો ખરો!"

"ખરેખર મૂર્ખ! તેની નિષ્ટા સારી નહિ. કોઈ પણ રીતે ગુણવંતીને જાળમાં સપડાવવાની તેની ઇચ્છા!"

"જે થાય તે સારાં માટે! શરમ રાખનાર શામળો છે."

"એ સર્વે મ્હારી ભૂલથી થયું, જો પત્રમાં ભૂલ થઇ ન્હોત, તો આ પરિણામ ન આવત. તોયે ગુણવંતીએ તો રઢ લીધેલી, કે હું રૂબરૂ મળ્યા વગર રહેવાની નથી-પણ પેલાએ તેને આડે રસ્તે દોરી; અનાથ ગુણવંતી નિરૂપાય થઇ પડી, ત્યારે તેની સાથે ચાલી-પેલાનો વિચાર એવો કે દૂર દેશાવરમાં લઇ જઇને તેની મનોવૃત્તી ચળાવવી! સ્ટુપીડ!"—

"ધારો કે આશરા વગરની ગુણીબાએ મન નબળું કર્યું હોત, તોયે શું નવલ લગ્ન કરી શકત? તમે કહેતા હતા કે નીલમ તો તેનાં શિક્ષા ગુરૂ હતાં-એ શું ભૂલી ગયાં હશે?"

"એ સઘળો પ્રસંગ મોં કને આવે, તે પહેલાં તો કુદરતેજ તે પાપીને પ્રાણી પીતો કર્યો-"

"કરે તે ભરે, ને વાવે તેવું લણે, એ વાત ખોટી નથી, સાચને કદીએ આંચ ન આવે, જેને રામ રાખનાર તેને કોણ ચાખનાર છે, વારૂ ?"

"ત્યારે હવે ગુણવંતી બ્હેન અહીં નહિ આવે ? તેને ચોર ચોરી ગયા ?"

"આજ આવવાં જોઇએ; પણ હજી સુધી તાર કેમ ન આવ્યો ?"

"ઓ–આવ્યો–પેલો તારવાળો સિપાઈ—મોજી મહારાજની નજર તારવાળા પર પડી; અને ઉતાવળો ઉતાવળો બોલી ઉઠયો, સર્વે દરવાજા તરફ ગયાં–જયન્તે તાર વાંચ્યો; અને હસતે મુખડે બોલ્યો—

"રમા ? ત્હારાં ગુણી બ્હેન આવ્યાં !"

"ક્યાં છે ? મને તેની પાસે લઇ જાઓની ?"

"તું તો રિસાયલી છું ને !"

"ના–મને લઇ જાઓ." રમા કોટે વળગી—"

"વારૂ, ચાલો–હમણાં ટ્રેન આવશે. તાર લગાર લેટ થયો, મોજી મહારાજ ? એક કલાકમાં તેઓ સ્ટેશનમાં આવી પહોંચશે. તેઓને પરભારાં સાબરમતી કિનારાના બંગલામાં ઉતારવાનાં છે. માટે તમે પણ મ્હારી સાથે ચાલો. ત્યાં સઘળી ગોઠવણ તૈયાર રાખી છે કે ?"

"રસોઇઓ તથા રામો બન્ને ત્યાં ગયેલા છે."

"મોજી મહારાજ ? સંભાળજો, હં ! પેલા મુંબઇવાળા દલાલનું લફરૂં લાગેલું છે. તે રાંડનો આપણી પૂંઠે પડયો છે. પેલા ભૂલ ભરેલા કાગળને વળગીને તેની છોકરીને આપણે ગળે ઓળવવા મથન કરે છે."

"જખ મારે—આવતી કાલનો દિવસ ગયો, એટલે બસ છે. આપણે ક્યાં ધામધુમ કરવાની છે ! ચિન્તા ન કરો."

"રત્નલાલ શેઠને મેં ખાનગી પત્ર તો લખ્યો છે. તેમણે વચન આપ્યું છે, કે પોતાને ત્યાંજ લગ્નારંભ કરવો–ને તેથી જો આપણે એકદમ અહીં કામ કરી લઇએ, તો તેને ઘણું મોટું દુઃખ થાય. એ માટે તેને જાણ કરવી છે. વળી નવલ ઘેર નથી, તેથી ગુણી તરફથી વરઘોડીયાંને કન્યાદાન કોણ આપે ? એ પણ પ્રશ્ન છે."

"અને એ પ્રશ્ન તો અહીં પણ અગવડ ભરેલો છે."

"હા–જો કે અમદાવાદમાં કાયસ્થનાં ઘર થોડાંજ છે, અને મ્હારો આગલો સસરો રામપ્રસાદ આપણાપર બહુ પ્રેમ રાખે છે; તો પણ સુમતીનો સ્નેહાર્દ્ર હજી સુકાયો નથી; ત્યાં તેમની મદદ લ્હેવી અયોગ્ય લાગે; તેમણે તો આ વાત જાણ્યા પછી ઘણો આગ્રહ કર્યો. રમાપર તો તે જીવ–પ્રાણ આપે છે; અને તેમના મનમાં આપણી પ્રત્યે કશો રાગ નથી."

"સમજુને રાગ ન હોય ! એ તો અજ્ઞાનીજ એવું રાખે. તેની દીકરી મરી ગઈ, તે કંઇ કોઇએ હાથે કરીને મારી નાખી નથી. વળી રમા બ્હેન હૈયાત છે, એટલે તો રામપ્રસાદભાઇ મીઠી નજરે જુએ પણ છે. અને બીજી રીતે પણ માયાળુ સ્વભાવના છે. તમારી તરફ તેમનો ચાહ સારો છે."

"હા; પણ હવે લગ્ન પ્રસંગ ઉકલવાને કોની મદદ લઇયે?"

"મને યાદ આવ્યું, આપણા કુન્દનલાલભાઇ વીરપુરમાં નજીકજ છે–તાર કરો, માણેકબાઈ સાથેજ આવે !"

"હા, એ ઠીક યાદ કર્યું—તાર જતાં બિચારા ફાળ ભરતા આવશે."

"અને વળી તમારા તાજા ઉપકાર તળે દબાયલા છે–"

"મોજી મહારાજ ? બીજી કોઇ પણ વખતે એ વાત તાજી કરશો નહિ; એટલુંજ નહિ; પણ કોઇને મ્હોડે એ વાત કરશો નહિ.

એ મ્હારા મિત્રે મને ઘણું ખટાવ્યું છે, વીરપુર મહારાજનું કામ મને સોંપ્યું છે. જે રકમ મેં હાલ આપી છે, તે સિવાય એક પાઇ પણ તેણે લીધી નથી; તો પછી મારવાડીને આપેલી રકમ માટે કંઇ કહેવાય ખરૂં? અને શું એ રકમ આપીને તેઓને નીચું જોવરાવવાનું છે કે, હમેશનો દબાયલો રાખવાનો આપણે વિચાર કર્યો છે? ના—કદી નહિ—જો તે ધારે તો મને સ્હેજે એ રકમ આપી શકે—પણ હવે તે વાત જવા દઇએ. અને આપણે સ્ટેશન તરફ જઇએ, વખત પણ થવા આવ્યો છે." જયન્તે ઘડિયાળ જોયું—ને સ્ટેશન પર જવાની તૈયારી કરી—

"હું પણ તમારી સાથેજ આવીશ, પિતાજી" રમા મોટે સાદે બોલી.

"ત્હારે પણ આવવું છે! હા, ત્હારે તો ન ચાલે."

"ગુણવંતી બહેનને રમા લેવા ન આવે કે?"

"એ તો બાપાજીનાંજ સગાં—કંઇ હમારાં નહિ તો!" રમા ભમર ચડાવીને ઉંચા સાદે બોલી—જયન્ત હસ્યા—જરા સંકાચાયો—

"રમા? તું તો ગુણવંતીને બહુ ચાહે છે, ખરૂં કની?"

"હા—પણ તે ચાહે ત્યારે ખરૂં."

"આપણે ઘેર આવે, તે તો આપણને ચાહેજ તો!"

"પણ તે તો હવે અહીંજ રહેશે કની?"

"હા; પછી આપણે સૌ મુંબઈ જઈશું."

"પણ તેના વર કંઈ મુંબઇ આવશે?" નિર્દોષ રમા શું જાણે, કે ગુણી પરણેલી યા કુંવારી છે. તેને શું ખબર કે ગુણી તેની સાવકી મા થનાર છે!

"તેનો વર પણ આપણી સાથે આવશે–તે અહીંજ પરણવાનો છે. ચાલ–જો વખત ચુકી જઈશું, તો ગુણવંતીને મળ્યા વગર રહી જઈશું." જયન્તે ગુણીને આડી વાતે ચડાવી.

"ત્યારે તો ચાલો, જલદી જઈએ—" રમાએ જયન્તની આંગળી પકડી. મોજી મહારાજ ગાડી લાવ્યા–ને ત્રણ જણ તથા ઘરનો પટેલ એટલાં જણ ગાડીમાં બેસીને સ્ટેશન તરફ ગયાં.

---

## પ્રકરણ ૧૪ મું.

### સ્નેહ–મંદિરની મિત્ર–મુર્તિઓનો મેળાપ.

"હલ્લો! મિ૰ કુન્દનલાલ? સાહેબજી" જયન્તે, સ્ટેશનના પ્લૅટફૉર્મપર આવતાં કુન્દનને જોઇને હાથ લાંબો કરી કહ્યું—

"ઓ:! સાહેબજી મિ૰ જયન્તીલાલ!" કુન્દને શેકહેન્ડ કરતાં કહ્યું.

"આપ ક્યાંથી? આમ ઉતાવળા ઉતાવળા કોની શોધ કરો છો! કંઇ માણેક ભાભી ગુમ તો નથી થઇ ગયાં!" જયન્ત હસી પડ્યો.—

"ગુમ થયાં હતાં, તેની તો શોધ કરી આવીને આપે બગલમાં બેસારી છે કની?" કુન્દને હસતાં મશ્કરી કરી.

"તેને માટેજ અહીં આવ્યો છું. આજની ટ્રેનમાં તેઓ આવનાર છે."

"અં હં:! શાબાસ, ત્યારે તમે તો અર્જુન—"

"એટલે! મેં કંઇ સુભદ્રા પેઠેમ હરણ કર્યું નથી."

"ગાય વાળે તે ગોવાળ–પરિક્ષિતે જેમ કળિના કરમાંથી ગાય છોડાવી હતી, તેમ તમે આ કાર્ય કર્યું; તેથી તમે—"

"ઠીક, પણ આપનું પધારવું કેમ થયું? કયારે આવ્યા? કયાં ઉતર્યા છો?"

"સવારેજ મેલમાં આવ્યો છું. વેટીંગમાંજ છું યુવરાણી સાહેબ બનારસથી આવે છે, તેને લેવા આવ્યો છું; તરત વીરપુર પાછું જવાનું છે, પણ આપનાં લગ્ન તો થઈ ગયાં કેની?"

"તમારા વગર કરીશ, એમ? સારૂં થયું, કે તમે અહીં મળી ગયા; હમણાંજ હું તમને તાર કરવાનો હતો—આવતી કાલેજ લગ્નનું મુહુર્ત છે—"

"દિવસ, તિથી, વાર, ચોઘડીયાં, ગ્રહ કંઇ જોશો કે લગ્નજ કરશો? એટલા બધા તે ઉતાવળા શું થાઓ છો? હવે કંઈ હાથ આવેલો માલ કોઈ લૂટનાર નથી. ભાણામાં પડેલો કંસાર બીજો કોઈ ખાનાર નથી." કુન્દને હસતે મુખડે મસ્કરી કરી.

"ટ્રેનને જરા વાર છે. તમે વેટીંગરૂમમાં આવો; હું તમને કેટલીક ખાનગી હકિકત કહું!" જયન્ત, કુન્દનને હાથ પકડીને વેટીંગ રૂમમાં લઇ ગયો. મોજી મહારાજ રમાને લઇને સ્ટેશનના પ્લોટફાર્મપર ફરવા લાગ્યો–રમાને સ્ટેશન, ડબ્બા, ઇનજીન વગેરે બતાવવા લાગ્યો. સ્ટેશનથી માહિતગાર કરવા લાગ્યો.

"કહો, મિત્ર! આપની ઉતાવળનું કારણ કહો."

"કારણ તો તમારા લક્ષમાંજ હશે. ઇશ્વરલાલ દલાલ ગળે પડે છે, તે નાહક સંતાપ કરે છે. વિવાહ સંબંધમાં ભૂલથી પત્રની અંદર સ્વિકાર થઇ ગયો છે. તેનો લાભ લેવા માગે છે."

"એ ભૂલ કરે છે. એમ તે કંઇ બને! ધારો કે કદી પત્ર લખ્યો

તો એ જ્યાં સુધી ન્યાત-રિવાજ પ્રમાણે લ્હેણું-દેણું થયું નથી, ત્યાં સુધી વિવાહ નકી થયલો મનાય કેમ!"

"તોપણ કદાચ તકરાર થાય, એ બ્હીકે હું ઉતાવળ કરૂંછું."

"એ બ્હીકે તો તમારે કશી ઉતાવળ ન કરવી, બાકી વખત જોઇને વરતવું ઠીક છે, કેમકે એ જવાન કન્યા છે. વળી અહીં તેનું કોઇ નથી. તમારા ઘરમાં તમારે લગ્ન વગર રાખી મૂકવી, એ લોકાપવાદ વ્હેરાવા જેવું છે; માટે તાકીદે લગ્ન કરવામાં ખોટું નથી."

"પણ હું એકલો શું કરૂં? બીજાનું કામ થાય, મ્હારૂં કામ તે મ્હારાથી કેમ થાય? રીત પ્રમાણે કન્યાદાન સંસ્કાર થવો જોઇએ, અને તેનું તો ઠેકાણું નથી."

"રત્નલાલ શેઠને ખબર આપી?"

"ના, તેમણે મને વચન આપેલું છે, કે એ કામ હું કરીશ; પણ મુંબઇમાં જઇને ભવાડો કયાં કરીએ?"

"તોપણ તેમને તારથી આ સંબંધી હકીકત લક્ષપર મુકવાની જરૂર છે."

"તો હમણાંજ તાર કરીએ."

"આપનાં અર્ધાંગના પધાર્યા પછીજ તાર કરીએ."

"વારૂ; પણ તમારે જાતે અહીં રોકાવું પડશે, ને માણેક ભાભી તથા છોકરાંઓને બોલાવવાં પડશે.-"

"પણ રાણીનું પાપ સાથે લઇ જવાનું છે. તેનું શું થશે હું એમ કરૂં તો? હાલ રાણી સાથે જાઉં; ને તાર કરીને છોકરાંને સ્ટેશનપર બોલાવું-રાણી સાહેબને લેવા માટે દિવાન સાહેબ આવશે, તેને રૂબરૂમાં મળીને પાછો સઘળાંની સાથે સવારમાં અહીં આવી પ્હોંચું; કે બન્ને કામ સરે!"

"હા, એ પણ ઠીક છે; ત્યારે માણેકભાભી છોકરા સાથે સ્ટેશન પર આવે, એવો તાર કરીએ."

"હા—એમજ કરીશું. દિવાન સાહેબ પર પણ તાર કરીશું, કે તેઓને સ્ટેશનપર આવવાની ગોઠવણ કરી આપે–"

"જો ગાડી આવવાનો ઘંટ થયો—ચાલો—" જયન્ત ને કુન્દન બહાર આવ્યા.

"ભાઇ, ગાડી આવે છે." મોજી મહારાજ બોલ્યા.—

"પિતાજી ? તેમાં ગુણી બ્હેન બેઠાં હશે, કે ?" રમા નજીક આવીને બોલી—કુન્દને તેને હેતથી તેડી લીધી.

"રમા બ્હેન કે ? મને ઓળખે છે, વારૂ !"

"કુન્દનલાલ કાકા—કેમ ન ઓળખું ?"

"બ્હેન ? ત્હારી સાવકી માને લેવા આવી છું કે ?"

"સાવકી મા ? સાવકી મા તે કોણ ? હું તો મ્હારી ગુણવંતી બહેનને લેવા આવી છું."

"ગુણવંતીને ત્હારા પિતાજી પરણશે તે !"

"ગુણવંતી બહેનના વર તો બીજા છે."

"ના. તે તો હજી કુંવારાં છે, તારા પિતા પરણનાર છે."

"ત્યારે તો ઘણું સારૂં—અમે બન્ને સાથે રહીશું, વાતો કરીશું, ને મજા કરીશું. મને તે બહુ ગમે છે—મને તો તે પ્રાણ સાટે રાખે છે."

"રમા તો ગુણવંતી જોડે ઠીક હળી ગઇ છે, જયન્તીલાલભાઇ !"

"હા, તે મ્હારી સાથેજ બનારસમાં હતી ખરી કની ?"

"હું સાથે હતી, તે પટાવી ફોસલાવીને અહીં મોકલી દીધી; ને પિતાજી પાછા છુપા છુપા મળવા ચાલ્યા ગયા હતા—હા, વળી !" રમાએ ગુસ્સો બતાવીને કહ્યું. સર્વે હસી પડયાં. જયન્તને એ વાત લંબાવવાની કે રમાના મનપર માઠી અસર કરવાની બાબત ગમી નહિ.

તે છુટો થઇને દૂર ચાલ્યો—એવામાં ગાડી આવી પ્હોંચી—પ્લેટફોર્મ પર લોકોની પુષ્કળ ગીરદી હતી—ગોકુળ—મથુરાંથી વળી વૈષ્ણવી સંપ્રદાયના* મહારાજ યાત્રા કરીને આવતા હતા, તેને લ્હેવા માટે વૈષ્ણવોનું *મંડળ એકઠું થયું હતું. વળી વીરપુર કુમારનાં રાણીને લેવા માટે પણ કુન્દનલાલ જોડે રાજના ખવાસ—ખવાસણો ને બીજા નોકરો આવ્યા હતા—તેમ બીજા નાગરિકો પણ ઘણા હતા—ગાડી ધીમે ધીમે સ્ટેશનમાં આવી. કુન્દન પોતાની ડયુટીપર ગયો—જયન્તીલાલ પોતાની પ્રેમાળ પ્રિયાને મળવા હર્ષથી દોડયો—

યુવાન, રૂપાળી, મનોહર, મળતાવડી, પ્રેમાળ, ને પરદેશથી આવતી પ્રિયાને ભેટવા માટે પતિ કેટલો આતુર હોય છે? કોઈ પણ ડાક્ટરે આ હર્ષનો અંદાજ કહાડયો હશે ખરો! આ હર્ષાવેશમાં લોહીનું કેવું જોરભર ફરવું થતું થશે? એ વેળાનું સરક્યુલેશન કેટલી ઝડપે ડાબી બાજુથી જમણી બાજુ જઇને કાળા રંગપરથી રાતા રંગનું થઇને રગેરગમાં પ્રવેશ થતું હશે!

ગુણવંતીએ બારીમાંથી ડોકીઉં કર્યું, તેવા પોતાના પ્રિય ભર્ત્તારને જોયો—જયન્તની નજર ગુણીપર પડતાં એકદમ તે દોડયો, અને કુન્દન પણ તેજ કમ્પાર્ટમેંટ કને દોડી આવ્યો; કેમકે પીરોજા તેજ બારીમાં ઉભી હતી. પીરોજાની જોડે ઉભેલી કુમારિકા પોતેજ વીરપુરની રાણી હશે કે શું? શું તેણે જનાનો કહાડી નાખ્યો હશે? એમ કલ્પીને ગુણવંતીને કુન્દને બે હાથ જોડયા, ને પીરોજા કને ગયો—જયન્ત હસી પડયો. ગુણી સમજી કે પોતાના મેળાપનું હાસ્ય આવ્યું છે; ગાડી ઉભી રહી, એટલે તરત દરવાજો ઉઘાડીને જયન્તે અંદરથી ગુણીનો હાથ પકડીને શેકહેન્ડ કરી—કુન્દન તો શરમાઇજ ગયો; તેણે પીરોજાને પુછયું; 'આ બાનુ કોણ?'

"તે તો કોઈ કાયસ્થ બાનુ છે." એવામાં તેની નજર જયન્ત

પર પડી, ને જાણ્યું, કે એ તો મિત્ર–પત્નિ છે. ગુણવંતીનું રૂપ જોઇને કુન્દન તો હેરતજ થઈ ગયો, ને પીરોજા જોડે જતાં જતાં બોલ્યો.

"તમને મુબારકબાદી આપું છું, જયન્ત ? ભવ બદલ્યો,, પણ સુધાર્યો !" જયન્ત હસ્યો–ને ગુણીને કહ્યું.

"એ મ્હારા મિત્ર કુન્દનલાલ ! વીરપુર મહારાજના પ્રાયવેટ સેક્રેટરી, યુવરાણીને લેવા માટે આવ્યા છે—" ગુણીએ શીર નમાવ્યું.

"પણ રમા ક્યાં ?" ગુણીએ પ્રશ્ન કર્યો.

"જો આવી–" મોજી મહારાજ રમાને તેડીને દોડતો આવ્યો.

'ગુણી બ્હેન ક્યાં ?" રમાએ જયન્તને દૂરથી પુછ્યું.

"આ રહી બા ? આમ આવો !" ગુણીએ બારીમાંથી બન્ને હાથ લાંબા કર્યા; ને રમાને તેડી લીધી–

"તમે કેવાં લુચ્ચાં છો ? એકલાં એકલાં મીઠી મીઠી સાકર જેવી વાત કહીને મળ્યાં–ભેટયાં, પણ મને યાદ કરી નહિ, કે ? તમે તો તેવાંજ છો. પટામણાં ને ફોસલામણાં છો !" રમાએ લાડકડા શબ્દે નિર્દોષ ભાવે કહ્યું–ગુણીએ તેને છાતી સાથે ચાંપી–ને બોલી.

"બ્હેન ? માફ કરજે–હવે હું ત્હારાથી અળગી નહિ થાઉં."

"તો ચાલો મ્હારે ઘેર–હું પણ છુટી નહિ પડું !"

"મોજી મહારાજ ? સામાન સર્વે ગાડીમાંથી લઇ લ્હો–"

"ગોર હજી કેમ ન આવ્યા !"

"અરે હા ! વાતચીતમાં તેમને તો ભૂલી ગયાં—મોજી મહારાજ ? ગોરનો પત્તો કહાડો—" મોજી મહારાજ હુકમનો અમલ કરે ત્યાં ગોર આવી પ્હોંચ્યા—જયન્તે બે હાથ જોડયા.

"આશિર્વાદ, ભાઇજી ! રમા બ્હેન, કયાં ?"

"આ રહી ! તમે તો માસીબા માંદાં હતાં, ત્યારે આવેલા, તે !"

"હા, ! તું સારી પેઠે છું કની !"

"ગોરજી! તમે મોજી મહારાજ સાથે સામાન ઉતરાવીને ગાડીમાં મૂકો. હું થોડું કામ કરી લઉં-" એટલું કહી ગુણવંતીનો હાથ મકડીને વેટીંગ રૂમમાં ગયો, રમાએ ગુણીની આંગળી પકડી-સ્વરૂપા સુંદરીના ચ્હેરા તરફ માયાના મોહક ભમરા જોઈ રહ્યા. કેળવણીમાં રૂપ એ દુધમાં સાકળ જેવું છે. આરસીમાં રત્નના પ્રતિબિંબ જેવા પ્રકાશ છે. કુન્દન પણ મોહવશ થઇ ગયો-કુદરતની પ્રસન્નતા ને મિત્ર જયન્તના ભાગ્યપર આફ્રીન થયો-કથરોટ જાય ને કોડીઉં સાંપડે, એ દેશી કહેવતપર પાણી ફર્યું. એક રત્ન ગુમાવ્યું; પણ તેના કરતાં સરસ રત્ન મેળવ્યું; એ માટે અંતઃકરણથી મનસ્વી જયન્તને કુન્દને ધન્યવાદ આપ્યો-બહુરત્ના વસુંધરાઃ-

કુન્દને સઘળી ગોઠવણ કરીને રાણીશ્રીનું કામ પૂરૂં કર્યું. સ્પેશીયલ રિઝવર્ડ કમ્પાર્ટમેંટો છુટાં કરાવ્યાં. જનાનાની રીત પ્રમાણે સ્ત્રી વર્ગ અંદર ગયાં-કુન્દન, પાછો જયન્ત કને આવ્યો-ને ફરીને તેણે ધન્યવાદ આપ્યો, તેઓએ મુંબઇ ને વીરપુર તાર કર્યા-ને વખત થતાં બન્ને મિત્રો છુટા પડયા-ગોર તથા મોજી મહારાજે સામાન બહાર ગાડીમાં મુકાવ્યો, ને ગુણી તથા જયન્ત રમા સહિત સાબરમતી તરફ રવાના થયાં. ટ્રેન ઉપડી ગઇ.

---

## પ્રકરણ ૧૫ મું.

### ગુણવંતીનો વિવાહ.

"વિવાહોત્સવ, એ આનંદોત્સવની પરિસિમા છે." જગતમાં સ્ત્રી અને પુરૂષ વડે સર્વ સંસાર સરળ રીતે ચાલે છે. એકલાંનું જીવતર નકામુંજ છે. એક કવિ કથે છે કે,

"નથી સંસારમાં સુખ એકલાને મન"

સ્ત્રી એક સરિતા છે. કન્યા વયમાં આવી, એટલે સ્વાભાવિક સ્વામીને શોધવા મનને માર્ગ આપે છે; ને જ્યાં સુધી તે પોતાના સાથીના સ્નેહને વોરીને ભવિષ્યની દોરી તેની જોડે બંધાતી નથી, ત્યાં સુધી તેનું કોમળ જીવન સુતરના તાંતણા પેઠે કાચું અને અસંબંધ ગણે છે. સુખની સર્વને આશા છે, ને તે માટે કન્યાઓ સદ્દગુણી ને સ્નેહી સ્વામીને મેળવવા માટે અનેક વ્રત્તોપવાસ કરે છે. પિતાના ધનવંત ઘર કરતાં પતિનું રંક ઘર વધારે પસંદ કરે છે. ઇશ્વરે માનવના શરીરની જે ઇન્દ્રિયોમાં ચમત્કાર મૂકેલો છે; તેના ઉછાળાને શાન્ત કરવા માટે સાથીની જરૂર છે. પુરૂષો મન–વ્યાધિ શાન્ત કરવા માંટે મિત્રની જરૂર છે, તેમ દમ્પતીઓને મનેન્દ્રિય શાન્ત કરવા માંટે સ્ત્રી–પુરૂષના સંગમની જરૂર છે; અને તે કામ પરણેલાં સ્ત્રી–પુરૂષથીજ તૃપ્ત થાય છે. એ માટે પરણવાની જરૂર છે. વંશની વૃદ્ધિ કરવાનું જેમ તે એક મોટું સાધન છે, તેમ પુરૂષનાં ઉદ્યોગી મનને શાન્ત કરનાર ઘરરખુ સ્ત્રી સાધન છે. જેના ઘરમાં સુઘડ સ્ત્રી છે, તે સદા સુખી છે. જે દમ્પતીઓમાં સ્નેહ છે, તે નિર્વિઘ્ને સંસાર પાર તરી શકે છે.

ગુણવંતીના વિવાહની ધામધુમ ચાલી રહી. સાબરમતીનાં નિ-ર્મળ નીર વડે સૂર્યને અર્ઘ્ય દેતી કુમારિકા હવે સંસાર–સાગરનો વહાણવટી મેળવવા યાચના કરવા લાગી. નિર્વિઘ્ને લગ્ન સંબંધ પૂર્ણ થવા, અને ચોરીના ચાર આંટા ફરી લ્હેવા અધીરી થઈ રહી. ગુણવંતીની વયનો વિચાર કરતાં; જયન્તની બીજીવારની લગ્ન ક્રિયા તરફ નજર કરતાં, અને બન્નેના એક માર્ગીય સ્વભાવ તરફ જોતાં તેઓને વરઘોડો કહાડીને લગ્ન કરવાનું પસંદ ન્હોતું. વળી વડીલ તરીકે કુટમ્બમાં કોઇ હૈયાત નહતું; અને સુધરેલાં જોડાંને જુના

વિચારનાં ન્યાતીલાં એકઠાં કરીને તેઓની નિંદાખોર જીભડી તથા અદેખી આંખને અળખામણી કરાવવા ઇચ્છા નહતી, એટલે સામાન્ય રીતે ધર્મ સંસ્થા પ્રમાણે વિધી કરીને એ કાર્ય પુરૂં કરવાની ઇચ્છા હતી—

બીજે દિવસે સવારમાં ન ધારેલી રીતે રત્નલાલ ઝવેરી અમદાવાદ આવ્યા, અને અમદાવાદના ધનાઢ્ય શેઠ માધુભાઇ શેઠને ત્યાં ઉતારો કરીને જયન્તને ખબર આપી. જયન્ત ઉતાવળે ઉતાવળે ગાડીમાં બેસીને ગયો. તેને લાગ્યું કે એકાએક શેઠ શા માટે આવ્યા હશે? નવલ સંબંધી કંઇ ખબર મેળવવા, કે દલાલની વાંધાભરી ગડબડનો નિવેડો કરવા આવ્યા હશે; જયન્તે પ્રણામ કરીને કુશળ સમાચાર પુછ્યા. તેજ રીતે રત્નલાલે પણ હસતે મુખડે આશિર્વાદ આપ્યો, માધુભાઇ શેઠે પણ જયન્તને મુબારકબાદી આપી. જો કે તેઓ લગાર ધર્મચુસ્ત ને જુના વિચારના હતા, પણ સુધરેલી સોસાઇટીમાં ફરતાં ફરતાં તેમના સંસ્કાર ઘણા સુધર્યા હતા—ગૃહસ્થાઇનો તે એક નમુનો હતો.

"લગ્નનો દિવસ આજે છે કે?" રત્નલાલે પુછ્યું.

"હા—કુન્દનલાલ પણ કુટમ્બ સાથે આવવાના છે."

"તેમનેજ હાથે લગ્ન કરાવવાનું છે?"

"હા. બીજું કોણ છે?"

"હું તેજ માટે આવ્યો છું; પણ મુંબઇમાં શી હરકત હતી? શું બેલા દલાલથી બ્હીના કે?"

"ના—પણ મામીજી ગુજરી ગયાં, ત્યારે તેઓ કહી ગયાં છે, તેથી આ વિચાર અમલમાં લાવ્યો છું."

"જેમ મરજી, પણ કંઇ ઠાઠથી કે છુપાં છુપાંજ!"

"ઠાઠથી શી જરૂર છે."

"એમ ન થાય–સંભવીત ગૃહસ્થોને બોલાવવા જોઇએ. ગુણવંતીનાં લગ્ન તો પહેલાંજ છે કની ! તમે તો ભલે બીજવર રહ્યા–વળી તમે ને તે એમ કેળવાયલાં જોડાં પરણે, અને સુધરેલું મંડળ હાજર ન હોય ? ચાલો. હું તમારી જોડે બંગલે આવું છું. જે કંઇ સાહિત્ય જોઇશે, તે માધુભાઇ શેઠને ત્યાંથી મંગાવશું."

"ઘણીજ ખુશીથી–તમારૂંજ ઘર છે, અને જયન્તીલાલ પણ અમારાજ છે" માધવધાલ શેઠે આગ્રહથી કહ્યું.

"બોલવામાંજ કે ! મીલોનાં કામ એમને કેટલાં આપ્યાં ?"

"તેમનો વસવાટ મુંબઇમાં એટલે લાચાર—તોપણ હવે લક્ષમાં રાખીશ."

"ત્યારે અમે જઇએ છીએ." એટલું કહીને રત્નલાલ ઉઠયા, ને જયન્ત જોડે સાબરમતી તરફ ચાલ્યા.

ખરા ગૃહસ્થ લોકો પારકાનું સુખ જોઇને બહુ ખુશી થાય છે. તેઓ પારકાને આનંદદાયક સહાય આપવામાં પોતાને ભાગ્યશાળી સમજે છે. પોતે કોઇ પણ પ્રકારે સુખી જોડાંને રમતાં કર્યાં, એ માટે સંતોષ માની લ્હે છે. સાચા સુધારકો વડે સંસારનાં સુખ નજર પર રમતાં થયાં છે, અને એ વડે જેમ જાતિ, ધર્મ, તથા રિવાજ પર અજવાળું પડયું છે, તેમ કેળવણી અને ઉદ્યોગ પણ ખિલવા માંડયો છે. અલબત જેઓ સુધારાને નામે અભિમાન, મદ, અને ભ્રષ્ટતાના નિયમો ગ્રાહ્ય કરે છે, તે ખરા કેળવાયલા નથી; માત્ર નકલી વાંદરાજ છે; પણ જે કેળવણીનાં તત્વ, સંસારની સુખ–પરનાળિકાનો વહેળો, અને સ્નેહની પરિસીમા સાથે દામ્પત્ય ધર્મ અવલોકી શકે છે; ને તે પ્રમાણે પાળી શકે છે, તેજ ખરો સુધારક છે, સુખી છે, સંસારનો હિતાર્થી છે, ધર્મનો પાલક છે, નીતિનો



રત્નલાલ ઝવેરીએ દમ્પતીને આશિર્વાદ દીધો. ભાગ ૫ પૃ. ૧૦૩

નાયક છેઃ બગભક્તો ને ખગ-પ્રવાશી તો ઘણાએ ભટકે છે, કે જે નવા નવા રંગનાં દર્શન આપ્યા કરે છે.

રત્નલાલ બંગલે પ્હોંચ્યો, ત્યાં કુન્દલાલ પોતાની પ્રિયપત્ની માણેક સહીત આવ્યો હતો. તેઓને મળ્યો. અને પછી ગુણવંતીની મુલાકાત લીધી. ખરેખર રત્નલાલ એક લાયક ને ગુણી ગૃહસ્થ હતો; તે ગુણવંતીનું મુખ જોઇને પ્રસન્ન થયો, ને જયન્તને મુબારકબાદી આપી; એટલુંજ નહિ પણ ગુણીને બે સારા શબ્દો કહ્યા.

"ગુણવંતી ? તમે પ્રારબ્ધી છો. જીવતાં રહો."

"આપનો આશિર્વાદ માથે ચડાવું છું."

"ત્હારા પિતાજીની તને અછત પડી છે, પણ મ્હારૂં ઘર તે ત્હારા પિતાનું સમજી લ્હેજે."

"આપનો ઉપકાર છે." ગુણી નીચું જોઈ બે હાથ જોડીને આંખમાં અશ્રુજળ લાવી બોલી.

"માબાપ કંઇ સદાકાળ બેસી રહેતાં નથી. જો આ પ્રસંગ તેમણે જોયો હોત તો સારૂં; પરંતુ ભાવી બળવાન છે. સારાં ભાગ્યે સત્સંગ થઈ ગયો, ને તમારૂં ભાલ ફરી ગયું. હવે સુખી થશો." એટલું કહીને જયન્ત સાથે બહાર આવ્યો. કુન્દન જોડે કેટલીક વાત-ચીત કરી, અને મંડપ બંધાવાનું કહીને ઉતારે ગયો. ત્યાંથી માણસો, કારીગરો, સાહિત્ય સામાન મોકલી આપ્યું. સાંજ પડતાં સઘળા ગૃહસ્થોને આમંત્રણ પહોંચાડી દીધું. રત્નલાલ જાણે પોતાનાં પુત્ર પુત્રીને પરણાવતા જ હોય, તેમ ઉત્સાહથી કામ લેવા મંડયા. ૭ વાગે લગ્ન સમારંભ થયો. અમદાવાદના અમલદાર વર્ગ, નાગર, જૈન ગૃહસ્થો, અને બીજા લાયક તથા સંભવિત સદ્દગૃહસ્થો અને બાનુઓ પણ આવ્યાં. શેઠ શાહુકારોથી મંડપ શોભી નીકળ્યો. રીત રિવાજ પ્રમાણે ગોરે પાણિગ્રહણ સંસ્કાર કરાવ્યો. રત્નલાલે તેનો

ફોટો લેવરાવ્યો. અને થોડીવારમાં ધર્મ કાર્ય પુર્ણ થતાં પાન-ગુલાબ લઇને સાહજન વિદાય થયું; તે પછી થોડીક ધર્મ-ક્રિયા પુર્ણ કરીને ગુણવંતી તથા જયન્તને આશીર્વાદ આપ્યો. ને આ લાયક જોડાં પરણી ઉતર્યાં.

અમે ઇડરીયો ગઢ જીત્યારે, આનંદ ભર્યો.

એ રીતે માણેક તથા કુટમ્બ સંબંધી વર્ગનાં સ્ત્રી મંડળે માંગળિક ગીત ગાયું, અને આર્ય મંડળમાં આનંદ વરતાઈ રહ્યો. કુન્દનલાલે મિત્ર ધર્મ બજાવ્યો. જોડાં પરણી ઉઠયાં અને તરતજ જયન્તે કુન્દનના પુત્ર મણીના હાથમાં રૂપીઓ આપીને રમાનું વેશવાળ કરવા નિમીતે ચાંલ્લો કર્યો, અને મારવાડીની રકમના રૂપિયા ઉપરાંત એક મોતીની માળા માણેકને પહેરામણીમાં આપી. લીલુને પૂણ લાયક ચીજ આપી, ને તે રીતે લગ્ન પુરૂં થયું. રત્નલાલે ગુણવંતીને એક હજારનો હીરા મોતીનો હાર આપ્યો, ને દમ્પતિને આશિર્વાદ દીધો.

---

## પ્રકરણ ૧૬ મું.

### ચંદ્ર-રજનીમાં બે ઘડીનો આનંદ.

વિલાસ ભુવનમાં પ્રેમ ક્રિડા કરનાર દમ્પતીનો આનંદ, સાગર પેઠેમ ગંભીર પણ તરંગ પેઠે ઉછાળા મારે છે. દયા ને મયાથી જેનું દીલ દયાર્દ્ર થઇ ગયું છે, કોમળ કમળની પાંખડી પેઠે જેનું અંતઃકરણ આર્દ્ર થઈ ગયું છે, સ્નેહથી લચલચતી લાગણી મસ્કા જેવી નરમ પણ ચીકાશવાળી બની છે, અને સુખના વિમાનપર જેની નજર ટકી રહી છે, એવી પ્રેમ જોડી પોતાના એકાન્ત ભુવનમાં આનંદ-ક્રીડા કરે છે.

"પ્રાણનાથ? સ્નેહમાં સુખ શું?" ગુણવંતીએ જયન્તના કંઠમાં હાથ નાખીને પ્રેમ હૃદયાવેશે પુછ્યું—

"જે માને તે સુખ–પ્રેમીઓને જંગલમાં પણ સુખ છે. વૈભવ વગર વગડામાં પણ સુખ છે. સારી શૈય્યા વગર પર્વતોની કઢણમાં કરેલી પથારીમાંહે સુખ છે. ગરીબાઇમાંયે સુખ છે; દુઃખમાંયે સુખ છે. કાળ–રાત્રીમાંએ તે નિર્ભય છે. લૂટારાના પંજામાંયે નિર્ભય છે. લડાઇના મેદાનમાંયે તે નિર્ભય છે. પ્રાણ છોડતાંએ તે નિર્ભય છે. રાણી જોસફાઇને નેપોલીયન ઉપર લખેલો પ્રેમ–પત્ર વાંચ્યો છે? આહા? સ્નેહના ઝરામાંથી ઝરતું પર્વત માંહેનું નીતરેલું નિર્મળ પાણી–શિતળતાના શિખરપરથી કેવું રૂપેરી લાગે છે? જેના હૃદયમાં સાત્વિક પ્રેમ છે, તેના ઉદ્‌ગાર કેવા ઉર્મી ઉભી કરનારા હોય છે! વાહવા—

નેપોલીયન બોનાપાર્ટની જાહોજલાલી વખતે સને ૧૮૦૫ ના નવેમ્બર મહીનાની તા૦ ૧૩ મીએ જોસફાઇને નેપોલીયન ઉપર એક પત્ર લખ્યો હતોઃ—

"મારે માટે જે અથાગ પ્યાર તમે ધરાવો, તેની વિગતોથી ભરપુર તમારો માયાળુ લાગણી ભર્યો અને વ્હાલો પત્ર વાંચતાં મારાં સરવે દુઃખો દુર થયાં હોય એમ મને લાગે છે. મને તમારા પત્રે જે ખુશાલી આપી છે, તે જો તમે જાણો, તો તમારી વહાલી પરણેતરને આટલો બધો આનંદ તમારા પત્રથી મળ્યો છે, તે જાણી તમે પણ ખુશી થશો. એક પ્રેમ–પત્રીકા, માણસના દેહની અંદર રહેલા પ્રાણની ખરેખરી તસવીર રૂપ છે, અને તમારા પત્રથી મને જે આરામ થાય છે, તે એટલાપરથી સમજાશે કે, તેને હું મારા હૈડાં સાથે ચાંપું છું. હું એ પ્રેમી–પત્ર હમેશાં મારી પાસેજ

રાખીશ; કેમકે તેનાથી તમારી ગેરહાજરીમાં મને દીલાસો મળશે, અને જ્યારે તમે જોડે હશો, ત્યારે તેજ મારો રસ્તો દેખાડનાર થશે; કારણ કે હું તમારી દૃષ્ટિમાં તમારાજ સુખને માટે જીવતી, વંહાલી અને ભલી જોસફાઇન તરીકે દેખાવા માગું છું. જો તમારા હૃદયમાં સુખનું એક કીરણ દેખાય, અથવા એક પળ પણ તેજ હૃદયમાં દુઃખની જ્વાળા સળગે, તો એજ તમારા સુખ યા દુઃખના કહો કે—સ્નેહ—સંકટના પડછાયા તમારા મીત્રના કલેજામાં પડશે. મને જેમાં ભાગ નહિ મળે, તેવો કોઇ પણ વિચાર તમારા હૃદયમાં જન્મ ન પામે, એવી મારી ઇચ્છા છે. તમારાજ સુખમાં આ જીવનું જીવતર સફળ થશે. તમારા દુઃખમાં પણ આ જીવ તેટલોજ ભાગીદાર થશે. બોનાપાર્ટ, છેલ્લી સલામ. તમારા પત્રના છેલ્લા ભાગમાં જે શબ્દો તમે લખ્યા છે, તે હું કદી ભુલીશ નહિ. તે શબ્દો મારા હૃદયના ઉંડાણમાં ઉતરી કોતરાઈ રહ્યા છે. હા! વહાલા, મારી ઇચ્છા તમનેજ ખુશી કરવાને તેમજ ચાહવાની—ખરૂં કહું તો તમને પુજવાની છે."—જોસફાઈન.

એક પ્રેમાળુ હૃદય વગર આવો પ્રેમી પત્ર બીજું કોણ લખી શકે!

"એજ સુખ કેની? છેવટ તો વિયોગેજ મરવાનું કની?"

"પ્રિયા? દુઃખમાં પણ સુખ તે માત્ર પ્રેમમાંજ છે. સામાન્ય સંકટ શોસાતું નથી; પણ પ્રેમની પીડા સ્હેલાઇથી સહન થઈ શકે છે. દુઃખની પાછળ સુખ છે, જેમ અંધારા પછી પ્રકાશ છે. સ્નેહમાં દુઃખ તો ગુલાબના કાંટા જેવું છે; પ્રેમીને તે કાંટા પ્રિય છે. એ દાહક નથી ચાહક છે."

---

નીઝમ ને માંડુ.



ગુણવંતી ને જયન્ત! ચંદ્રરજનીમાં એ ઘડીના આનંદ. ભાગ ૫ પૃ. ૧૦૭

Beyond the hills of pain, a city lies
So fair and quie't neath its shadowed glow,
For there no breath of passion's restless cries
Doth e'er disturb its water's peaceful flow.
Beyond the hills of pain, a people live
With quiet hearts and ever-watchful eyes,
To staunch the life-blood of the souls who give
Their fairest hopes, but to a world that dies.
For they arc victors with the laurel-wreath
Of conquered pain and ever-yielded wills,
The world and sorrow are their feet beneath
For they have passed the scorching of the hills.
And they can pity the poor shrinking forms
Which faint and falter at the burning blast,
And they can succour them from bitter storms,
With hope, from which the strife of life is past.
Beyond the hills of pain, a vision fair
Doth rise above life's short and fleeting years
Almost too fair for mortal sight to bear
Weakened and dimmed by bitter human tears.
And none but those who live across these hills
Can gaze with clearness on that wondrous sight,
For conquered pain cach restless impulse stills
And lifted eyes are free from earthly blight.
Oh land, beyond the hills, the bitter hills
Of human pain, and mortal agony!
Sweet is thy sunset glow which lalms and fills
The heart with heaven's golden melody.

ZOR BOSE.

" આ વિદ્વત્તા ભરેલું પ્રમાણુ અભ્યાસ કરવા જેવું-સ્મરણમાં રાખવા જેવું છે."

" ખરેખર-મને એવુંજ એક અંગ્રેજી પદ યાદ આવે છે.'

Don't look for the flaws as you go through life;
And even when you find them,
It is wise and kind to be somewhat blind
And look for the virtues behind them.
For the cloudiest night has a hint of light
Somewhere in its shadows hiding;
It is better by far to hunt for a star
Than the spots on the sun abiding."

" વાહવા ! શું સરસ બોધ! ઉદયકાળની પરવા ન કરતાં મનને સામાન્ય સ્થિતીપર રાખવું; વૈભવ, સત્તા પરાક્રમ, અને વિજયના ગર્વને ગાળી નાખવો, અને જગતમાં પોતાનું કર્તવ્ય સમજીનેજ દરેક કાર્ય ફતેહમંદ ઉતારવાં, એજ માનવોનું પુરૂષાર્થ ને જીવનનું સાર્થક છે, અને એજ ખરો સ્નેહ છે. સંસારનાં સંકટો વેઠવામાં ખડતલ માનવ સ્નેહી છે."

" હા-જો સ્નેહનાં સંકટો બેપરવાઇથી સહન ન કરે, તે સહનશીલ નથી. લાલચ, લોભ કે મોહ એ માત્ર એ સ્વાર્થી સ્નેહીનાં અંગભુત છે, પણ સત્ય સ્નેહીની કસોટી તેના સંકટ સમયે થઇ શકે છે."

" અને એવી સ્નેહાર્દ્ર સાધ્વી મેં માત્ર આપણા મિત્ર કુન્દનલાલની ધર્મપત્નિ માણેકને જોઈ!"

" ખરે; આપે મને ગઇ કાલેજ એ વિષે વૃતાંત્ત કહ્યો હતો. તેમનાં પ્રેમી લગ્ન, છેવટ સુખી નીવડયાં-ધન્ય છે, એવી લાયક સ્ત્રીને!"

" મન એક માંકડું છે. મોહને લીધે તે જ્યાં ત્યાં ફાંફાં મારે છે. પ્રેમને નામે મોહનો આવેશ શાન્ત કરવા, ને મોહક આંખને

રિઝાવી, નબળાં મનથી ઉત્પન્ન થતો કામતૃપ્ત કરવા, તથા જીભને મોહક બનાવી અનેક પ્રકારે પ્રેમ–નિમિત્તે મનને શાન્ત કરે છે. અમુક કાળ સુધી, ધાતુપર ચડાવેલો સોનેરી ઓપ ટકે છે; ને પછી અસલ સ્વરૂપ બની જાય છે, તેમ તે પ્રેમ સંમિશ્રણ પદાર્થ પેઠેમ તેલ,–પાણી સમાન છુટો થઈ જાય છે. એક તાર સ્વરૂપ કદાપિ છિન્નભિન્ન થતું નથી. કુદરતની મેળવણી કદીએ છુટી પડી શકેજ નહિ."

"અને એવાંજ પ્રેમી સદાકાળ સુખ–દુઃખમાં આનંદી અને રમ્ય લાગે છે."

"સ્ત્રી જાત લોભી છે. પરસુખપર અદેખું મન વિહ્વળ બને છે, ત્યારે લોભી સ્ત્રીઓ પતિપર જોર અજમાવે છે; ને વૈભવથી લાચાર પતિ ઘસડાઇને નબળા મનની નારનો ભોગ થાય છે. આ પ્રેમના પરિતાપનું લક્ષણ છે."

"વૈભવ મેળવનારી નિષ્પ્રેમી સ્ત્રીઓ, એ પુરૂષના ભાગ્યમાં શ્રાપ રૂપ છે. સ્ત્રીઓનો મોટો આધાર સ્વામી છે; ને તે આધારને ટકાવવા માટે સ્નેહના ટેકાની જરૂર છે. એ ટેકાને શોભાયમાન બનાવવા વિવેકનો રંગ ચડાવવો જોઇએ છે; ને તેના ઉપર જીવન–સ્નેહનું પડ કરવું જોઇએ છે."

"સત્ય કહ્યું. પ્રિયા! પણ સંસારમાં એવી સ્ત્રી તો રઘુરામને સીતાજીજ મળ્યાં–વનનાં સંકટો સહન કરવા છતાં, ઘડી પણ અળગી ન રહેનારી સતી વનવાસમાં રહી. પતિ પ્રેમનાં નિર્મળ સુખો ભોગવવાજ રાજ્ય–વૈભવ તજીને ગઇ. કોમળ અંગની દરકાર ન કરીને કઠણ કષ્ટો સહન કરવા ગઇ–શા માટે? સ્નેહ માટે–આહા પુરૂષને કેટલી શાન્તિ! કંટાળેલો, હારેલો, સંતાપ પામેલો, કે દુઃખિ થએલો પતિ, પત્નિનાં મનહર ને મધુર મુખના વચન સાંભળીને કેવો શાન્ત તથા શિતળ રહે છે! પ્રિયાના પ્રેમનું બળ કેટલા કોષ

પરથી તાર માફક ખેંચાતું જાય છે! અંધારી રાત્રે અનાધાર વર્ષાદની હેલીમાં પંથ કાપતો પ્રેમી પ્રવાસી પ્રાણુ પટકાવતો પ્રિયાને મળવા જાય છે, ત્યારે તેના શરીરમાં ફરતું લોહી કેટલું તીવ્ર ને ઉછળતું હોય છે!"

"અને તે વેળા વલ્લભની વાટ જોઇ રહેલી વલ્લભાની આંખ્યો પોતાના પ્રવાસી–પતિને નિરખવા અધીરી થઇને કેવી એકી ટશે મૃગલી માફક આમ તેમ જોવા લાગે છે!"

"અને તેનો ભેટો થયા પછી તે કેવાં હર્ષાશ્રુ પાડે છે!" એમ કહીને જ્યન્ત પોતાની પ્રિયાને ભેટી પડયો.–

"ના? શું તમે આ રંક દાસીને અવશાન સુધી સંભાળશો?"

"પ્રિયા? તું શાને ક્ષોભ કરે છે! આ મૂર્તિને કાં ન પાળું–સંભાળું!

"શું મુવા પછી પણ સંભારશો? છબી ચીતરાવીને સ્મરણ રાખશો?"

"આમ કહેવાનો અર્થ શું પ્રિયા?"

"હું રંક છું, દીન છું, માબાપ વગરની છું, નિરાધાર છું, આવડતમાં, પ્રેમ–વિચારમાં, માયા ને સુખમાં આપનેજ જાણું છું. સંસારીઓ સાથે રહી નથી. કુટમ્બમાં વસી નથી. સ્ત્રીઓનો સમુહ જોયો નથી. ઘર માંહેની ગૃહીણીનાં લક્ષણો હું જાણુતી નથી. કદાચ મ્હારી વારંવાર ભૂલ થશે, કંઈ કંઇ કામ બગડી જશે, કંઈ કંઇ મ્હારે હાથે નુકશાન થશે, કંઈ કંઈ ગફલત થશે, અને કોઇવાર અજ્ઞાનતાથી અવિચાર્યું બોલાઈ જશે, તો શું તમે ક્ષમા નહિ કરશો? શું બીજાં સાંભળે તેમ મને ધમકાવશો? શું મ્હારૂં દયામણું મોં જોઇને તમને દયા નહિ આવે? શું મ્હારી નાદાનીયત ભૂલ જોઇને તમને મયા નહિ આવે? હું કંઈ જાણી જોઇને તો ભૂલ નહિ કરૂં! મને મિઠાઈ ભાવતી નથી, મને શણગાર કે અલંકારની

પરવા નથી. મને લોક નિંદાની દરકાર નથી. મને બીજાનાં સારા-માઠા શબ્દોનું દુઃખ નથી. મને આ મ્હારા વ્હાલાના પ્રેમની દરકાર છે. મને કૃષ્ણ રૂપ પ્રભુની કૃપાની જરૂર છે. વ્હાલા ? તમે મ્હારા તો પ્રભુ પણ મ્હારો. જ્યાં તમારી છાયા, ત્યાં ભલે ગમે તેટલો સંકટ કે નિંધાનો તાપ પડે—સંસાર અદેખો છે, વળી જુના જમાનામાં નવી કેળવણી નિંધ છે. હું કદાચ સંસારીઓની આંખ-માં અળખામણી લાગીશ, ને તે વેળા જો મ્હારી વ્હાર કરનાર કોઈ ન હશે; કદાચ કોઇ આપના કાન ભંભેરશે, અને મને આપની નજરમાં નબળી કરશે, તો હું કયાં જઇશ, અને શું કરીશ? મે કેટલાંક પુસ્તકોમાં એવું એવું બહુ વાંચ્યું છે.”

“ને તેથીજ તમારા મનમાં નાજુક ને નબળા વિચારો આવે છે. વ્હાલી ? આ જીવન તાર જોડે તને જડી છે. હું ત્હારા આ નમણા ચ્હેરા પર કે આ ત્હારી ગોરી ચામડીપર, અથવા તું મેટ્રીક થઇ તે પર લોભાયો નથી. વારી કોમળ લાગણી, ત્હારી મેનાં જેવી મધુરી વાણી, ત્હારા અનિવાર્ય ને સ્વર્ગીય ગુણો અને ટુંકામાં કહું, તો ત્હારી આ નિર્મળ મૂર્તીમાન કાયાપર હું લોભાયો છું, એક અક્ષર પણ સહન ન કરી શકે, તેવી ત્હારી નાજુક પ્રકૃત્તિ, પતિને લગાર શોકમાં જોઇને અંતઃકરણના છુપા મર્મમાં સંકોચ કરનારી સ્થિતી, અને સ્વામી સાથે માથું મુકનારી અખંડ અવિચળ, અને સંપુર્ણ સ્નેહા-મૃતથી ભરેલી પૂતળી જોઇને હું પરણ્યો છું. તને પરણીને મે મ્હારી આગલી પત્નિનું સુખ ગુમાવ્યું નથી; પણ સુધાર્યું છે. જગત ભલે ત્હારા રૂપને જોઇને મને આશિર્વાદ આપે, પણ હું તો ત્હારા ગુણ-નેજ વર્યો છું, અને એજ પ્રેમ આપણને પ્રભુના પાદાર્વિંદમાં પહોંચાડશે.”

“પ્રભુ મને તેવી બુદ્ધિ આપો. સદાકાળ હું આપના ચરણની સેવામાં રહું, પતિનું માન ને પતિનું ધ્યાન ધરૂં। જગતને દેખાડવા

નહિ, પણ પ્રભુને રિઝાવવા હું સ્વામીની સેવા કરૂં. પ્રલ્હાદજી પેઠેમ ભક્તિ જો પ્રભુ આપે, તો પતિને ભજું; પછી ભલે મીરાં પેઠેમ જગત મને ગાંડી કહે. મીરાંએ તો પ્રભુનેજ ભજ્યા. હું તો પ્રભુ તુલ્ય પતિને ભજીશ."–

"તમારી સાચી ભક્તિ તમને સારૂં ફળ આપશે. ગુણી ને વિદ્વાન પત્નિનાં અવર્ણનીય સુખોની શી કથા કહેવી ! પ્રિયા ? હવે આપણે ખરેખરાં એક સ્વરૂપ થયાં–અર્ધાંગના તરીકે હવે તું ખરી પત્નિ થઈ. વાહવા ! શાબાસ !"

"પણ નાથ ? તમારા મનમાં હવે પછી કોઈ કાળે એવું નહિ લાગે, કે એક ઉછરતી જુવાન બાળા પોતાના પિતાના ગૃહરાજ્યમાં, એક પ્રદેશી પુરૂષને વળગી પડી; તો પતિના ગૃહમાં કાં નબળી નહિ થાય ?"

"આ ત્હારો વિચિત્ર પ્રશ્ન છે. પણ પ્રિયા ? જો ત્હારી એવીજ ચલિત ઇચ્છા હોત, તો મ્હારો ભૂલ ભરેલો પત્ર મળ્યા પછી અને તને ઘટતી સહાયતા મળ્યા પછી મ્હારા સ્મરણમાં ત્હારી વૃત્તિ અખંડ કેમ રહેત ? સ્નેહનાં સાચાં કીર્ણોમાં રજકણો હોતી નથી. કદાચ દુધમાં મેલ હોય છે, પણ સ્નેહ–તત્વમાં ફેર હોતો નથી. પ્રેમીઓ જ્યારે પરસ્પર ખરા અંતઃકરણમાં મળી જાય છે, ત્યારે તેનું ભાન એક સમાધીસ્થ તાપસી કરતાંએ વધારે એકત્ર અને નિર્મળ સ્વરૂપવંતુ બની જાય છે. એ એક અલૌકીક વસ્તુ છે. તમારી લાગણી બહુ નાજુક છે, ને તમે એકલાં છો, એમ સમજીને પોચાં બની જાઓ છો; પણ ના, તમારે તેવું કંઇ કલ્પવું નહિ. ધનવંત પિતાની પુત્રી રંક ઘરમાંયે આનંદ–વૈભવ ભોગવે છે. તમે મ્હારા પ્રાણ સાટે છો. સદા નિર્ભય રહો, તમે મ્હારાં ભાગ્યદેવી છો. હું તે રીતે તમને

નીલમ ને માણેક.



માણેક અને ગુણવંતીના મેળાપ. ભાગ. ૫ પૃ. ૧૧૩

ચાહીશ—" એટલું કહીને જયન્તે ફરીને ગુણીને સ્નેહાલિંગન કર્યું; અને માણેકનો સાદ સંભળાયો.

"પ્રિયા? માણેક આવે છે. હું રત્નલાલ શેઠને મળી આવું, ત્યાં તમે તેમને મળો. એ ઘડીના વાત-વિશ્રામથી તમને ઘણું જાણવાનું મળશે."

"હા, હું ચાહું છું, કે તેમને મળું. તેઓ બહુ માયાળુ ને ભલાં છે."

એટલું કહીને ગુણી અંદર ગઇ, ને જયન્ત બહાર ગયો.

પ્રેમથી વરેલાં વિદ્વાન જોડાં, જેની લાગણી સંસારના માયાવી ચળકતા વૈભવ કરતાં માત્ર મનની તૃપ્તિના વૈભવો મેળવવા સદા તત્પર ને સંતોષી છે, એવાં જોડાંને ધન્ય છે. સુખ-દુઃખમાં સમાન શિતળ સ્નેહથી રહેનારાં દમ્પતીઓ આ જગતનાં કલ્યાણકારી પુતળાં છે. ભગવાનની પ્રેમ પ્રસાદી ગૃહણ કરીને સદ્‌માર્ગે પ્રવર્ત્તનારી સ્નેહશીળ મૂર્તિઓ સદાકાળ અચળ રહો—પ્રેમના અંશોથી એકત્ર થયેલાં પ્રેમી દમ્પતીઓ નિર્ભય, અનિંદ્ય અને સંતોષ વડે પોતાનું સુખ પ્રાપ્ત કરો, ને પ્રભુ તેને સહાય થાઓ.

---

## પ્રકરણ ૧૭ મું.

### માણેક અને ગુણવંતીનો મેળાપ.

"આવો, માણેક બ્હેન!" ગુણવંતીએ આગળ આવીને હસ્તે મુખડે માણેકનો સત્કાર કર્યો.

"નિવૃત્ત તો છો કની!" માણેકે મોં મલકાવ્યું, અને કોચપર બેડી.

"હા; તમે આવવાથી મને તો વધારે આનંદ થયો. માફ કરજો, મને. કશો વિવેક આવડતો નથી." ગુણીએ બેસતાં બેસતાં કહ્યું.

"સો ભણ્યાં તેને સાઠ ભણાવવાનું હોય!"

"હા; પણ જેમ ડાકટરી વિદ્યાનો ઇનજીનીયરને અનુભવ નથી હોતો, તેમ અભ્યાસીને કંઈ અનુભવીઓ જેટલી આવડત નથી હોતી. પ્રદેશમાં, એકાન્ત ઘરમાં, દેશી સ્ત્રીયોના સમુહ વગર અવસ્થા કહાડી, ભણવામાં ચિત્ત રાખ્યું, ને માબાપની છાંયડીમાં મજાહ કરી."

"ઇશ્વરે મનુષ્યની ગુપ્ત શક્તિઓમાં એવું જ્ઞાન કર્યું છે, કે અજ્ઞાન બાળક પણ દુધ પીવાના અવયવો સહજ શોધી શકે છે."

"આપણો હીંદુ સંસાર વિચિક્ષણ છે; અને તેમાં મ્હારા જેવી દોઢ ચતુર તો બિચારી અટવાઇજ જાય."

"એવા માણસોના પ્રસંગમાં બહુ ન આવવું; ને કદાચ કુટુંબ સંબંધને લીધે મળવું પડે, તો વખત વરતીને કામ લેવું. કેટલાંક જુના વિચારનાં માણસો આપણા નવા જમાનાની કેળવાયલી કન્યાઓ તરફ લગાર કરડી નજરે જુએ છે, ને તેમાં કેટલીક જુવાન વિધવાઓ અને નવરી ડોશીઓથી તો તોબાહ! આખો દહાડો ભગવત કથાને નિમિતે એકઠી થાય, ને ગામની કુથલી કરવા બેસી જાય. ભટ તો ભટને ઠેકાણે, પોથી પોથીને ઠેકાણે; ને પુરાણ ચાલે, ત્યારે તો નિંદાનું! ભટજી પણ તેમાં સામેલ થઇ જાય; ત્યાં વળી કોઇ કોઇ માવડીયા, ને બાઇડીવલા બાયલા, પણ ટાપસીઓ પુરવા તૈયાર થાય."

"ખરેખર એવા મંડળમાં તે કેમ રહેવાય! કેમ જવાય, ને કેમ જીવાય?"

"અમે તો જવાનુંજ માંડી વાળ્યું છે. અણછુટકે કાણ-મોકાણે ન્યાત રીત પ્રમાણે ગયા વિના છુટકો નહિ, તેથી જઇએ-અને તોપણ માંહોમાંહે આપણા શરીરની, ભાષાની, વિચારોની, ને વાતોની ઉપર ટીકા કરતાં જાય, ને મોંમાં મોં મુકીને હસતાં જાય-તે

મુગાં મુગાં સાંભળીએ! સો ઢેડમાં એક બ્રાહ્મણ પછી શી પવિત્રાઇ રાખી શકાય?"

"કેળવાયલો વર્ગ કાયસ્થ કહેવાય, ને સ્ત્રીઓમાં આવી ટેવ કેમ?"

"નવા જમાનામાં કન્યાઓ લગાર કેળવાય છે; પણ આજની કેળવણી એવી છે, કે આંખને ભમરપર ચડાવી દે છે. જુવાન મનમાં ફાંટા આવી જાય છે. સ્વતંત્રતાથી ને અધુરી કેળવણીથી યુવાન સ્ત્રીઓ મનમાં વદે છે કે, 'આપણે કોઇની કંઇ પરવા છે? શું પેલી કરતાં હું કમ છું?' આ પ્રકારના વ્યર્થ ને નિરર્થક ફાંટા, કુસંપ તથા વૈર ઉત્પન્ન કરાવે છે-કેળવણી માત્ર વાંચવા લખવાનીજ અપાય છે-ખરી નીતિ ને રહેણી કરણીની મેળવણી થાય; સારા પ્રસંગમાં, સત્સંગમાં, ને સુવિચારની વિદ્યામાં પ્રવીણ થાય; તોજ તે સારી સ્ત્રી નીવડી શકે-ભણ્યાં એટલે દમામ કરવો, અભિમાનનું પુછડું વળગાડવું, ભપકો કરવો, ખરચ વધારવો ને અળગાં રહેવું-એ આજનો સુધારો! સાસુ-સસરાની કે માબાપ-કુટમ્બની દરકાર થોડી; ને તેમાં ગરીબની કન્યા મોટાના ઘરમાં ગઇ, તો પછી જોઈ લ્હેજો તેનો રૂવાબ! મુંબઈમાં તો હદ થઈ છે."

"મુંબાઈમાં વધારે સુધરેલી ને સુશીલ સ્ત્રીયો હશે."

"સુધારાને નામે બગાડો ઘણો છે. આપણી હીંદુ જ્ઞાતીમાં આજકાલ કેળવણી અધુરી, પણ ભપકો બહુ વધી પડયો છે, સાધારણ માણસની સ્ત્રીઓને પણ ઘાટી નોકર જોઇએ."

"કસરત વગર શરીર કેમ સારૂં રહે, વારૂ!"

"કસરતમાં માત્ર, આ મંદિરથી પેલે મંદિર જવું, એટલુંજ!"

"કહે છે કે એ નિમિત્તે માત્ર સ્ત્રીઓ બહાર ફરવા નીકળી શકે."

"એ ખરૂં, પણ હવે કંઇ ફરવા હરવા જવાને બીજા બન્ધન નથી. આ નિમિતે જતાં, લોક–ચર્ચા બહુ બુરી બોલાય છે, તો પછી કોણુ કોઇનો હાથ પકડવા ગયું છે!"

"શુ બધાં માણુસો એવાં હશે?"

"એમ કંઈ પાંચ આંગળીઓ સરખી હોતી નથી; પણ સામાન્ય રીતે ધર્માંધીઓ માટે નિંદા થાય છે."

"એ તો પક્ષાપક્ષીની રીતજ છે. સુધારાવાળા ધર્માંધીઓને નીંદે, ધર્માંધીઓ સુધારાવાળાને નીંદે; પણ એકંદર રીતે?

"એકંદર રીતે સુધારાને નામે બગાડો–મુંબઇના ખર્ચ મોટા તે મોટા માણુસને પરવડે, પણ તેની ચાલ જોઇને ગરીબ ભપકો કરવા જાય છે, તે ભારે પડે છે. મોહમાયાને નામે મુંબઇ પ્રખ્યાત છે. આંખને નવું નવું રૂચે છે. મોંને નવું નવું ભાવે છે, ને મનને નવું નવું ગમે છે—પુરૂષો તો મજુરો છે. સ્ત્રીઓ નવરી છે. ભલા ભુલેશ્વરના વેરા ને કાપડીયાની દુકાનો–ને ભલાં મંદિરો–એકને જોઇને બીજાં કરે, ને એ રીતે નવા નવા વેરતાંજ જાય. એક ફેશન પર બીજી નીકળી, કે જુની રદ્દ થાય. બારીક કાપડ પર મારો, ને બે ચાર વેળા પ્હેર્યું, કે ટાંકો તુટયોજ છે, કપડું ફાટયુંજ છે, છ આને વાર છીંટ ને બાર આના દરજીની મજુરી, તેવી ચોળીઓ મહિનામાં છ જાય; છાયલનો તો સુમાર નહિ, કહો, ધણી તે કેમ ઉભો થાય!"

"પણ ધણીને ગમતું ન હોય તો તેવું ચાલે!"

"ધણીઓને રિઝવવામાં મુંબઇની છેલછબીલીયો કંઇ કમ નથી. લગાર માથે આડો સેંથો તાણીને ચાર વાળ ઉભા કરી, સાબુથી મોં ધોયું, ને પોલકું પ્હેર્યું, કે ધણી રીઝ્યા રીઝ્યા! જાણે રંભા પરી જોડે ઇંદ્રભુવનમાંજ ઉભા! લાડ કરીને ધણીને રિઝવ-

વામાં વાર શી ? નાટકમાં નાટક ! લગાર મોહમાં નાખીને ધણીને કહે કે,

'પેલી મેનાં જોઇ કે ? તેણે કેવી સરસ મોતીની બંગડી ને નેકલસ પહેર્યો છે ? શું હું નહિ પહેરૂં ! મને જોઇને તેઓ ટીકયા કરે છે. મારવાડીને સમજાવો, પછી થોડે થોડે હફ્તે નાણાં દઇશું.'

ભલો ને મોહક ભમરો ચળિત થઇ જાય, ને આખરે ખરચ ને કરજમાં ડૂબીને ધણીયાણીનો ઠણુકો વધારી તે સ્ત્રીને સ્વચ્છંદી બનાવે છે, પછી ભલે પોતાને સીવ્હીલ જેલ ભોગવવી પડે ! અભણ નહિ પણ ભણેલી, ભણેલી પણ ગણેલી નહિ, તેવી સુધારાવાળી સ્ત્રીઓનો મુંબઇમાં આવો દોર છે, ને ધણી તો એક ચોર છે, બિચારા મોહમાં ને love માં તણાતા જાય છે. love એટલે શું, તે જાણે તેની બલા; પણ સુધારાના શિખરપર ઉડતી ધજાનો એ માત્ર નામનો લેખ છે."

"પણ તે કેટલાક દિવસ નીભશે ?"

"ઉછાંછળાં મનનાં માણસોને તેનો શોચ શો ? આજ પહેરે, ને કાલે પાછું જતું કરે ! વિચારવંત માણસો તો એવું કંઇજ નહિ; ને તેવાં લાયક જોડાં કંઇ મુંબઇમાં થોડાં નથી. થોડે પૈસે, પણ સુઘડ સ્ત્રીના સંસારથી તે સુખી છે."

"એ માત્ર સ્ત્રી કેળવણીપર આધાર છે."

"આજની સ્ત્રી કેળવણી કરતાં અજ્ઞાનતા સારી છે. વિશેષ કરીને હીન્દુ કેળવણી શાળાઓમાં સારી અપાતી નથી. છોકરા ને છોકરીઓને સરખુંજ જ્ઞાન અપાય છે; તેથી હીન્દુ કન્યાને ઘણી ખોટ જાય છે. ન્હાની ઉમરે લગ્ન થાય, તેથી ભણતર અધુરૂં રહી જાય છે. એ માટે તો એક મ્હારી માતાજીને નામે કન્યાશાળા સ્થાપવામાં આવી છે, ત્યાં નિયમિત કન્યા કેળવણી અપાય છે. તોપણ ન્યાતથી

તોબાહ ! એવાં તો નિંદાખોર અને કેટલાંક અદેખાં છે કે સરસ ને મફત શિક્ષણ આપવા છતાં પોતાની કન્યાઓને શીખવવા મોકલવાને હઠીલાં થાય. માત્ર અદેખાઇના બળે સારો લાભ ગુમાવે છે. અમે તો ખાસ શિક્ષક રાખીને શીખેલાં છીયે. અમારાં એક શિક્ષક મીસ પીરોજા ઉદવાડેવાળાં બહુ કુશળ હતાં."

"હા. તે તો મ્હારી સાથેજ આવ્યાં. બનારસથી મ્હારી જોડેજ બેઠેલાં હતાં. બાઇ બહુ સારાં ને મળતાવડાં છે. વીરપુર યુવરાણી સાથે પ્રવાસમાં હતાં; તમારૂં ને નીલમ બહેનનું નામ આપીને મને તમારા સદ્‌ગુણો માટે ઘણી વાતો કરી હતી; પણ નીલમ બ્હેન કેમ છે ?"

"નીલમ બહેનના વર નવલરાય તમારી તરફ આવ્યા, તે પછી મોટાં બહેનની તબીયત બરાબર સારી રહેતી નથી."

"તેમના શા સમાચાર છે?"

"હાલમાં મને કંઈ ખબર મળી નથી, બેન."

"તેમની મનશક્તિ ઘણી નબળી છે. તેણે મને પ્રવાસની વાત કરી, ત્યારેજ મેં તેમને ઉપદેશ કર્યો હતો–પણ તેમનું ચિત્ત ભ્રમિત હતું–અફસોસ ! નીલમ બ્હેન સારા કુળવાન કુટમ્બમાં વર્યાં; પણ સુખીજ ન થયાં–કોઇ કહે છે કે બ્હેનનો વાંક ને કોઈ કહે છે નવલરાયનો–"

"બે હાથ વિના તાળી તો ન પડે; પણ મ્હારા વિચાર પ્રમાણે નવલરાયની નબળી શક્તિનુંજ આ પરિણામ હોવું જોઇએ--"

"ઘોડેસવાર જો લગામ પકડીને મનગમતી ચાલ ચલાવા ધારે, તો ઘોડાની શી મકદૂર કે તોફાન કરી શકે ! સ્ત્રીઓ ગમે તેવી ભલી ને ડાહી હોય, પણ સરદારની સત્તા આગળ તેનું શું શાણપણ ચાલે !"

"ખરેખર કશું નહિ. સારૂં છે કે રત્નલાલ શેઠ વિશાળ દીલના છે; એજ મોટી બ્હેનનો આધાર છે."

"હા-પણ હવે બ્હેનનું ચિત્ત સંસારપરથી ઉઠી ગયું છે. ગુરૂશ્રીની કથા સાંભળે છે, ને આનંદમાં રહે છે."

"બાળકોને કેળવણી આપવા પાછળ લક્ષ દે છે કે?"

"એજ તેણે મુખ્ય કામ હાથ ધર્યું છે. છોકરા બાપુ માટે એક ખાસ માસ્તર રાખ્યો છે. રતન માટે મડમ રાખી છે, ને વળી તે છોડી પાઠશાળામાં જવા ઉપરાંત ગુરૂ કનેથી પણ જ્ઞાન મેળવે છે."

"આપણા મણીપ્રસાદ ને લીલુ બ્હેનનો શો અભ્યાસ ચાલે છે?"

"મણી લગાર ચાલાક છે. હમણાં વીરપુરની સ્કુલમાં શીખે છે, અને લીલુ ઘર કામમાં ગુંથાણી છે. પણ બ્હેન? મ્હારે તમને એક થોડીક સુચના કરવી છે. તમારાં વખાણ મેં બહુ સાંભળ્યાં છે. તમે મેટ્રીક પાસ થયા છતાં, ને અંગ્રેજી કેળવણીનો એકાન્ત સંસ્કાર છતાં, ગુણ ને નમ્રતાએ તમારા પર એટલી તો કૃપા કરેલી લાગે છે, કે તમારા રૂપને તેમજ કેળવણીને તેણે દિપાવી છે. બ્હેન? હું તમારાં વખાણ નથી કરતી, પણ ખરા અંતઃકરણથી કહુ છું; અને જયન્તભાઈ ભાગ્યશાળી, કે તમારા જેવું કિમતી રત્ન મેળવી શકયા છે; પણ સંસાર બેરંગી છે, અને સાવકાંની તો નિંદા સાતમે આસમાને ચડે છે, માટે—

"માટે મ્હારી રમાને ઓછું પડે? માણેક બ્હેન? રમા એ તો મ્હારો પ્રાણ છે. હુ તેની સાવકી મા નથી; તે તો મ્હારી ન્હાની બ્હેન છે. જ્યારે હુ તેને લાયક બનાવું તોજ મેં કેળવણી લીધી કામની છે. રમા મ્હારૂં તન છે. જીવ સાટે તેને પાળવી પોષવી ને ઉછેરવી છે. જે ચીજ રમાને ગમે તે મને નહિ. હુ એ તો સારી પેઠે સમજું છુ, બ્હેન? કે રમા નિર્દોષ છે. તેણે માતાનું સુખ

જોયું નથી. આપણાં દેશીઓ સાવકી માતાઓને ઘણી ક્રુર કહે છે; પણ મેં તો પ્રતિજ્ઞા લીધી છે કે **સાવકી માતા તરીકે રહીને ખરી માતા કરતાં બાળકને વધારે સુખી કરૂં, તો જ હુ ખરી ગુણવંતી !"**

"વાહવા ! કુળવાન, સુશીલ, કેળવાયલી ને સાચી સુઘડ સ્ત્રી તો એજ. જો કે જયન્તભાઇ પ્રથમ રમાનાં સુખ માટેજ બીજું લગ્ન કરવા ના કહેતા હતા, પણ તેણે તમારા સદ્‌ગુણોની પરિક્ષા કીધા પછીજ આ પગલું ભર્યું છે; ને તેમ છે, તો પછી જગતને તમારે દાખલો આપવો કે

**સાવકી માતાએ સાવકી દીકરીને પેટનાં બાળક પેઠેમ પાળી છે.**

"પ્રભુ મ્હારી એ ઇચ્છા પાર પાડે, ને તે તમારૂં ઘર દીપાવે.'"

"માતાનું શિક્ષણ સાસુને બહુ ઉપયોગી થઇ પડશે."

"હા–પણ હવે તો તમે અમારી સાથ મુંબઇજ આવશો કની ?'

"ના–વીરપુર જઇશું. આજેજ જવાનો વિચાર હતો, પણ જયન્તભાઇના આગ્રહથી રોકાવું પડયું–આજે વળી પેલું 'વીણા-વેલી' નાટક જોવા જવું છે.

"હા–આપણે સાથેજ જવાનાં છીયે; મેં તો ગુજરાતી નાટક જોયુંજ નથી—કહે છે કે આ નાટક સારૂં છે. સ્ત્રીયોને જોવા લાયક છે."

"જયન્તીલાલ ભાઇ કયાં ગયા, વળી ?"

"રત્નલાલ શેઠને મળવા ગયા છે. હમણાં આવશે."

"નવલરાયની શોધ માટે હજી કોઈ ગયું નથી."

"પત્તો મળશે તો જશે. તેઓ કહેતા હતા કે પટણાની આજુ-બાજુ તેમનો પત્તો છે, ને એજ કહેવા ગયા છે."

"જ્યાં ત્યાંથી ઘેર આવે તો સારૂં," એમ વાતો કરેછે, ત્યાં કુન્દનલાલ ને જયન્તીલાલ આવ્યા. રમા, મણી, ને લીલુને લઇને મોજી મહારાજ પણ બહારથી આવ્યો. સરવે મળ્યાં અને ચા-પાણી પીને તરેહવાર વાતોના વિનોદમાં પડયાં. રાત્રે જમીને 'વીણા-વેલી' નાટકમાં ગયાં-ને મોડી રાત્રે સપ્રેમે પોઢી ગયાં—

---

## પ્રકરણ ૧૮ મું.

---

### સંસારમાં સુખની બે ઘડી!

"કાયા કાચો કુંભ છે. જીવ મુસાફર પાસ;
ત્હારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ.
સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લઇએ;
રાખે જેવી રીતે રામ નિત્ય તેવી રીતે રહીએ—
પિપળ પાન ખરંતાં હસતાં કુપળીયાં;
મુજ વીતિ તુજ વિતશે, ધીરાં બાપડીયાં—
નહિ જેવી ને તેવી નિત્ય કોઇને નભતી જોઇએ;
દશાના ઢંગ રૂતુના રંગ જેવા દેખી લઇએ—
કદી મ્હેલાતો માળીયાં, કોમળ છપ્પર ખાટ;
કોઇ દિન એવો આવશે, ભૂખ્યાં ન મળે ભાત—"

પ્રભાતમાં ન્હાઇ-ધોઇને મોજી મહારાજ આમ લલકારતો હતો; ભટજીએ તૈયાર કરેલી ચા લઇને શેઠજી તથા શેઠાણી માટે દિવાનખાનામાં આવતાં આવતાં સમસ્યા પૂર્તિ કરવાના નિમિત્તે ગાતો હતો.

"આ વળી કોણ રસીયો કઠિયારાનો વેશ લઇને રાગડા ખેંચે છે?" કુન્દનલાલે દિવાનખાનામાં પ્રવેશ કરતાં કહ્યું.

"અમારો મોજી મહારાજ ગાય છે. ગઈ રાત્રે 'વીણા-વેલી' નાટક જોઈ આવ્યા કની, તેનું સ્મરણ આપે છે." જયન્તે જવાબ દીધો.

"મોજી મહારાજ? તમે તો શોખીન છો; હં!" મોજી મહારાજને આવતો જોઇને કુન્દને કહ્યું.

"ભાઈજી? હવે વળી આપણને શોખ શા! જયન્તીલાલભાઇની કૃપા છે, એટલે આનંદ કરીએ છીયે, ને સુખે જીવન ગાળીએ છીયે." એટલું કહીને ટેબલપર ચાના પ્યાલા મુકી ચાલવા લાગ્યો.–

"મોજી મહારાજ? માણેક ભાભીને અને રમા તથા છોકરાંઓને અહીં ચા પીવા બોલાવો–તમે ને ગોર પણ અહીં આવો."

"હા, લગાર ગમ્મત પડશે," કુન્દને કહ્યું મોજી મહારાજ આજ્ઞા લઇને અંદર ગયો. બન્ને મિત્રો ટેબલ પાસે બેઠા.

"આ વૃદ્ધ ને વિશ્વાસુ વિપ્ર તમારો કોઈક પૂર્વનો ઋણાનુબંધી હોવા જોઇએ."

"ખરેખર! મોજી મહારાજના સમાગમથી મ્હારો પૂર્વ સંતાપ નાશ થયો. સુમતી ગુજરી જવા પછી જો મને વારંવાર થતો દુઃખ નબળો પડયો હોય, તો તે એમનાથીજ માનું છું. મને ઘરની કશી ચિન્તા નથી. રમાને પણ તેણેજ સંભાળી છે."

"ભાઇ? આ વેળા તમે જીવન સુધાર્યું; જો કે સુમતીબાઇના સદ્ગુણ ને આવડત તો તેનામાંજ હતાં; તોપણ આ સાધવી કંઈ કમ નથી. વળી જમાનાને અનુસરતી, પ્રકૃતિને અનુકુળ, અને આંખ, હૃદય તથા અંતઃકરણને ગમે તેવાં છે. અંગ્રેજી વિદ્યાનો સંસ્કાર છતાં શાણપણ અને નમ્રતાથી તેમનું સ્વરૂપ અખંડ શોભે છે; તમે જે પદાર્થના ગુણને ચાહતા આવ્યા છે; તેજ પદાર્થ અનાયાસે પ્રાપ્ત થયો છે; પણ ભાઇજી? સંભાળજો હં! સુમતીના

સુખને વિસાર્યું; ને તેમ કર્યા વિના છુટકો ન્હોતો, કેમકે ભવ કહાડવો છે; પણ પાછળથી એનું પરિણામ એવું ન આવે કે ધ્રુવજીની માતા સુમતીને નિરાશ થવું પડયું, ને ઉતાન્પાદ રાજાને પસ્તાવું પડયું, તેમ થાય!" કુન્દને હસતાં હસતાં ટકોર કરી.

"નંદરાય વાઘેલાની પત્ની બાણગંગા ગુજરી ગયા પછી જેમ તે એક પોતાની પ્રિયપુત્રી કુસુમાવતીના મુખડાને જોઇને જીવન ગુજારતો હતો, તેજ રીતે મ્હારી રમાને મેં મ્હારૂં જીવન સુખ માન્યું છે."

આ વાત પુરી થતાં માણેક, ગુણવંતી, રમા, અને લીલુ તથા મણી આવ્યાં; ને સાથે મોજી મહારાજ પણ આવ્યા—સર્વે જણે ટેબલની ચારે બાજુ ખુરસીપર બેઠક લીધી.

"મોજી મહારાજ? પેલું વીણા-વેલી નાટકમાંહેના કઠીયારાનું ગીત સંભળાવો તો! ગીત બહુ સુંદર છે-" કુન્દનની જોડે બધાંએ ઇચ્છા દેખાડી. મોજી મહારાજે ગીત લલકારવા માંડયું; ને સઘળાં ચા પીવા લાગ્યાં-ગીત પૂરૂં થયું; ને પાન સોપારી ખાઇને વાતો પર ચડયાં.

"પેલો ધમલો માળી! હા! હા! હા!" રમા હસી-

"ધમાભાઇની ધમાધમ-ને પેલું પેલું શું? ગપતાન ને તોપતાન!" લીલુ હસીને બોલી-

"ને પેલો તાનતોલખાં ઉસ્તાદ કેવો તડાકાદાર હતો, હેં?" રમા બોલી "ગુણવંતી! તમને એ નાટક કેવું લાગ્યું?"

"ખરેખર લેખકની શક્તિ ને તેનું ઉમદું સાહિત્ય જ્ઞાન વખાણવા લાયક ગણાય; પણ સંકળનામાં અસ્વભાવિકપણું બહુ જણાય છે-

"એવા દોષ તો દરેક નાટકમાં છે; આજકાલની નવા જમાનાની પ્રજાને એવુંજ દોડ-ધામ ને દોડ-દમામવાળુંજ નાટક ભાવે છે," જયન્તે વિચાર બતાવ્યો—

"જો તેના વિષય પર વિચાર કરીએ તો તે બહુજ અન-નૅચરલ છે."

"મને તો આ બે પાત્રોની સરખામણીમાંજ ખામી લાગે છે; એટલે કે જો બન્ને બ્હેનોનો 'કૉનટ્રાસ' કર્યો હોય, તો તે અસ્વાભાવિક છે. વીણા વિદ્વાન ને વેલી અભણ ગણી હોય; ને પહેલીને કિંગલીયર, ને બીજીને લેડી ઑફ લાયન્સનું પાત્ર બનાવી હોય, તોયે ભૂલ છે. કદી વેલીને 'કેથેરાઇન' ગણે, તો પણ ભૂલ છે. વળી બન્ને પાત્રો બીજા અકના મધ્ય પ્રવેશોમાં પોતાનું કામ પૂરૂં કરી લ્હે છે—વીણા પેલા શાહુકારને ત્યાં જઇને હિસાબ કરી આવે છે, ને વેલી પરણેલા પતિ ધમલાને પારખી લ્હે છે; મૂળ નાટકોની અહીં સમાપ્તિ થાય છે. વીણા ચતુર ને વિદ્વાન હોવાથી મૂર્ખ પતિનાં નાણાં પાછાં લઇ આવે છે; લેખકની નેમ વિણાના પાત્રને ગુણવંતી ચિતરવાની છે મૂર્ખ પતિને સુધારવાની છે. કઠીયારો જો મૂર્ખ છે; તો કઠિયારાના મુખમાં મૂકેલા મહા પંડિત જેવા શબ્દાલંકાર કયાંથી આવી શકે? કવિ કાલિદાસ પેઠેમ જો તેને સરસ્વતી સહાય હતી, તો સ્વમેળે પેલા શાહુકાર કનેથી તે પૈસા નહિ લઇ શકત? ને વીણાને વેપારીનો વેશ લેવાની શી જરૂર હતી? વેશ લઇને તો છેવટે જાહેર થવું પડયું; ને જાહેર થયા પછીજ પેલા શેઠે કુંવરી સમજીને નાણાં આપ્યાં. વળી વીણાએ રાજભય બતલાવ્યો, કે જો નાણાં નહિ આપો, તો દરબારમાં દોરાવું પડશે; એ શબ્દો તો કઠિયારો પણ કહી શકત; ફરીયાદ કરીને નાણાં લઇ શકત! આ પરથી એમ સિદ્ધ થતું નથી કે વીણા ભણેલી હોવાથી ધણીને ઉપયોગી થઇ પડી—એજ રીતે વેલીના પાત્રમાં પણ નવું નથી. વેલી કંઈ એટલી ઉછાંછળી નથી. જો ખરેખરી મ્હોડે ચડી હોત, તો કેથેરાઇન પેઠે પ્રથમ તો પતિને તોબાહ કરાવત; જો લેડી ઑફ લાયન્સના પાત્ર જેવી હોત, તો

ધણીને પરણીને પોતે અખંડ પતિવ્રત રહેત; લેખકે બન્ને અંગ્રેજી નાટકોને આછું લગાડયું છે; ને પોતે કરેલા બન્ને બ્હેનોના કોન્ટ્રાસને હલકો પાડયો છે, 'ધુપ-છાંવ' વાળા એજ પાત્રને એવું બનાવ્યું છે કે ધમલો એક લશ્કરી અમલદાર થયો છે; ને તેની સ્ત્રી-જાણે કે વેલી અચળ મનની રહીને છેવટે સુખી નીવડી છે."

"જો હું એ નાટક લખું, તો વીણાને જે ચતુરાઇ વડે વિચિક્ષણ ચીતરી છે; તે ધણીને જુક્તિ તથા બુદ્ધિ વડે આફતમાંથી બચાવનારી ચતુર અને વેલીને કેથેરાઇન જેવી બનાવીને ધણીને હાથે પાધરી કરાવું; આ પરથી બન્ને કેરેકટરો જળવાય-વીણા ડાહી, વેલી મૂર્ખ અને ધમલો ડાહ્યો અને કઠિયારો મૂર્ખ બન્ને જાણે અન્તે પાત્રોને સુધાર્યાં; ને સરખામણીમાં ફાવ્યાં" જયન્તે હિમ્મત કરી.

"વળી રાયસિંહ એટલો મૂર્ખ હશે, કે મહેલના અંતર ભાગમાં દોહરો લખવા મંડી જાય; ને નિર્ભયપણે વીણા જવાબ લખતાં, આ એકાન્ત સ્થળમાં કોણે લખ્યું છે, તેનો વિચારે ન કરે! અને આવી નિર્દોષ ભૂલ માટે પિતા ભાવે ગમે તેવા માણસ જોડે વરાવી દે! એ તો ખુશામતખોર કિંગલિયર પણ તેવું કરે નહિ! લીયરે અંતે મિલ્કતનો ફાળો ન આપ્યો, પણ કુંવરીને કંઇ ગમે તેને પરણાવી નહિ; અલબત કવિ કાલિદાસના સંબંધમાં એવું બન્યું છે ખરૂં; પણ જો તે રીતે આ પાત્ર-સંકલના ને પ્રકૃતિ ભાવ સચવાયો હોત તો ઠીક થાત."

અને પાછલો ભાગ તો તાણી તોડીને સાંધેલો છે. જો વીણાનું બળ છેવટે પ્રકટ થયું હોત, જો વેલી ને ધમલો છેવટ સુધી ટકયાં હોત, તો જોનારને હજી કંઇક સ્વાભાવિક લાગત; પણ જેણે એ પાત્રના મૂળ લેખકોનો લેખ વાંચ્યો હશે; અને જે ખરી નજરે

નાટક જોયું હશે, તે તો આ અધુરા પાત્રને લંબાવવાના કરેલા યત્નથી કંટાળી જશે."

"પણ જોનાર તો સર્વ વખાણે, ને તમે ટીકા કેમ કરો છો?" મોજી મહારાજથી હવે રહેવાયું નહિ; તેથી વચમાં બોલ્યા.

"હું પણ વખાણું છું; ભાષા, અલંકાર, કાવ્ય રચના, વગેરે ઠીક છે; પણ એક પાત્ર તે એક સરખું કેમ સંભાળવું; એ નાટ્યના નિયમથી ઉલટું થઇ ગયું છે. જેને 'વિવરીંગ માઇન્ડ' કહે છે; તેવી પાત્ર જનની સ્થિતી થઇ ગઇ છે; બાકી જો લખાણ તરફ નજર કરીએ, તો સારૂં છે."

"સારૂં કહેતાં આંચકો તો એ લાગે છે કે માત્ર વીણાના મોંમાં મૂકેલાં વાક્યો સારાં છે; પાત્રની જેટલી શક્તિ તે પ્રમાણે હોય તો ઠીક; પણ આ નાટકમાં અતિશયોક્તિ ઘણી છે."

"લેખક તો વિદ્વાન ખરો."

"પણ પાત્ર જાળવવાં, એજ લખનારની ખુબી–"

"એ ખુબી સંપુર્ણ રીતે પાર પડી નથી. અજ્ઞાની લોકને મોટા મોટા શબ્દો વડે રિઝવવાનો યત્ન કર્યો છે; પણ પાત્રનુ સ્વાભાવિકપણું અને પ્રસંગનો પ્રકાશ બહુ અકુદરતી લાગે છે. એકંદર આ નાટક જેટલું તેની ભાષા–રચનામાં પ્રશંસનીય ગણાય તેટલું પાત્રજનની સંકળનામાં પુર્ણ ન કહેવાય! વીણા અને વેલીને લેખકે વિદ્યા–અવિદ્યાના ગોપમાં ગુંથન કરી હોય, તો ખરેખર તેમાંએ ભૂલ થઇ છે. એટલુંજ નહિ પણ જે ઉઠાવ કરવામાં આવ્યો છે, તેમાંએ તાણુતોડ ઘણી થઇ છે. કાવ્ય રચના રસિક છે. રાયસિંહ જેવા રાજાની ગંભીર મૂર્ખતા ને કઠિયારાના મોંમાં રહેલા વિદ્વતા ભરેલાં વાક્ય–વિચાર, તેની મૂર્ખતા આગળ હાસ્યાસ્પદ જેવો લાગે છે.

"પણ ગાયનો કેટલીવાર વન્સમોર થયાં!"

"ને ધમલાની ધમાધમ!"

"ને ગપતાનના ગોળા!"

"મનને રિઝવવાને, અને બીજાં વિષયી ભાવનાવાળાં ગુજરાતી નાટકો કરતાં આ નાટક પ્રશંસનીય ગણાય; પણ પાત્રજનની સ્વાભાવિક વૃત્તિ જોતાં યથાર્થ ન કહી શકાય!"

આમ વિનોદ કરે છે, ત્યાં માધુભાઇ શેઠને ત્યાંથી નોકર ચીઠી લઇને આવ્યો; ને તે હજી વંચાય છે, ત્યાં વેણીલાલનો પત્ર આવ્યો.

આજે માધુભાઇના ઘરનું સ્ત્રીમંડળને તેડું છે; અને વેણીરામની વહુની પણ ચીઠી છે." જયન્તે કહ્યું.

"વેણીરામ કોણ?"

"અહીંના એક ઓળખીતા બ્રાહ્મણ છે, મુંબઇના એક ઇનજીનીયરની ઓફીસમાં નોકર છે."

"પેલો વજીયો લાલ તો નહિ; પેલી કબલીનો ધણી!" કુન્દને કહ્યું.

"હા, એજ—નાને મ્હોડે મોટા કોળીયા ભરનારી; સો વાંસ પાણીમાં કાંકરા હોય એવી વાત વાયડી, ને આડંબર કરવા જતાં પાણી ગુમાવે છે તે!"

"એવાને ત્યાં તે કોણ જાય?" ગુણીએ મન સંકોચ્યું!

"જ્યારે માધુભાઇને ત્યાં જવાનુંજ છે; તો પછી રસ્તામાંજ તેનું ઘર છે, ત્યાં થતાં આવજો. એ સ્ત્રી પણ એક નમુનો છે. તમને એ ઘરમાંથી પણ કેટલુંક શીખવાનું મળશે, અને વળી આજે કેટલીક જાણીતી જગ્યાઓ જોતાં આવો. શાહજહાંનો રોજો, જુમા મસીદ, ભદ્રકાળી માતાનું મંદિર, કિલ્લાઓ, હોસ્પીટલો, પ્રેમાભાઇ લેકચર હોલ, કાંકરીયાનું તળાવ, અને સાધારણ બજાર, વાટ-ઘાટ આ સાથેજ પતાવો."

"પણ તેટલું ફરતાં વખત જશે; ને આજે તો રાત્રે ઉપડવાનું છે."

"ગાડીમાં ફરતાં વાર શી? ગુણવંતી સાથે તમારે જવું જોઇએ." જયન્તે, માણેકને ભલામણ કરી.

"માણેક બ્હેન મ્હારી સાથે આવતાં શરમાતાં હશે, અમે ગરીબ ખરાં કને!"

"નારે બ્હેન? હું તો વિદાયગીરી માટે અંદેશો લાવું છું!"

"ત્યારે હું ચીઠીનો જવાબ મોકલાવું છું. બે વાગ્યાનું એપોઇન્ટમેન્ટ કરૂં છું!"

"સ્ટેન્ડર્ડ કે બોમ્બે!"

"આ મોફીશીયલમાં રેલ્વે ટાઇમજ ચાલે છે." જયન્ત ઉઠ્યો; ને તેની જોડે સરવે ઉઠયાં—જમવાનું તૈયાર થયું. અને આનંદે બપોરનું ભોજન લઇને મનગમતી રીતે સર્વે આરામ લેવા લાગ્યાં.

---

## પ્રકરણ ૧૯ મું.

### કુળવંત ગૃહસ્થાશ્રમ-સુખી સંસાર.

અમદાવાદના ધનવંત મંડળમાં માધુભાઈ શેઠનું કુળવંત કુટમ્બ ગૃહસ્થાઇમાં પ્રખ્યાત હતું. ગુજરાતના પંકાયલા લખપતી શેઠ હઠીસંગ કેસરીસંગની દુહિતાનો આ વેલો હતો, પણ સ્વર્ગસ્થ શેઠ હઠીસંગની દોલતના આ વારસદાર વંશજો નહતા. જૈન ધર્મના રક્ષણકર્તા અને જીવદયાના પાળક માધુભાઇ શેઠ સુખી હતા. શરીરે આરોગ્ય, શ્વેતવર્ણા, ટુંકા કદના પણ કદાવરં બાંધાના હતા. સંગીતના

સંપુર્ણ શોખીન હતા. પંજાબ ને ઉત્તરના, દક્ષીણ—અને મહારાષ્ટ્રના ગવૈયાઓ અહીં ઉત્તેજન પામતા હતા. પોતે જોકે જૈન સંપ્રદાયી હતા, તોપણ વલ્લભી અને શાવ સપ્રદાયને માન આપતા હતા. તેમને ત્યાં પંડિત પુરાણીઓ પોષાતા હતા. સારા વખતમાં મેળવેલી અસંખ્ય દોલતના તે ભોક્તા હતા. લક્ષ્મીની રેલછેલ છતાં કેવળ સાદા ને નિરાભિમાની હતા. તેમનું સૌંદર્ય પ્રકાશતું હતું. લક્ષ્મિ કરતાં પુન્ય—તેજ કપાળપર વધારે ચળકતું હતું. પૈસાના મદ કરતાં સ્વભાવની શાન્તિથી તેનું વધારે તપ તપતું હતું. તેમના શાન્ત સ્વભાવથી ગુજરાતમાં તેમની નામના હતી. તેમને ત્યાં એકજ ભાણે જમણ થતું હતું. રાય કે રંક, નોકર કે દાસ કોઇ પણ વિભિન્ન હતા નહિ. સામાન્ય રીતે માધુભાઇને ત્યાં સમાન દૃષ્ટિ—રાગ હતો. અતિથીનો તો યથેષ્ટ આદરસત્કાર થતો હતો. પરોણાઓને લાયક માન મળતું હતું. ઇશ્વરે સ્વરૂપને સદ્‌ગુણ, સોનું ને સુગંધ સાથેજ જાણે મુકયાં હતાં. માધુભાઈ શેઠના સૌભાગ્યવંતાં ધર્મ પત્નિ પણ તેવાંજ શાન્ત, શિતળ ને સદ્‌ગુણી હતાં. એકજ ઉત્તમ નિતરેલી માટીના લોંદામાંથી આ દમ્પતીને ઘડીને બ્રહ્માએ પોતાના કર્મપર પ્રસન્ન થયા હશે! લક્ષ્મી શેઠાણી ખરેખર લક્ષ્મીરૂપ હતાં. રૂપમાં લક્ષ્મી તેમ ગુણમાં પણ તેવાંજ હતાં. માયાળુ મનનાં ને દયાળુ દીલનાં હોવાથી ગરીબને તે દાતા થઈ પડયાં હતાં. તેમનું આ જગતમાં કોઇ શત્રુ ન હતું. શુદ્ધ રહેણી કરણી અને વિવેક—મર્યાદામાં જેમ પ્રવીણ હતાં; તેમ સ્વધર્મમાં અનુકુળ હતાં—સ્ત્રી ધર્મ, જાતિ ધર્મ, માનવ ધર્મ, કર્મ ધર્મ, અને જગધર્મ સર્વ વાતે કુશળ હતાં, ધર્માચારી હતાં. કોઇ પણ દિવસે તેમની જીભપર અપશબ્દ કે અવિવેક ઉચરાયો ન હતો. દીકરા—દીકરી—વહુપર તેમનો તાપસી અંકુશ હતો; પણ તે એવો તો માયા ભરેલો હતો, કે તલવાર છતાં ફુલના હાર જેવી ધાર લાગતી

હતી. માધુભાઇ શેઠને એક મોહનભાઇ પુત્ર હતો; ને તે પુત્રને બાબુ નામનો પુત્ર સાંપડયો હતો. પુત્રી એક હતી, તેમનું નામ મહાલક્ષ્મી હતું; ખરેખર કન્યા પણ તેવીજ ગુણીયલ, નિરાભીમાની, ડાહી ને નમ્ર હતી. તેને તેવાજ કુળવાન કુટમ્બમાં પરણાવી હતી. માધુભાઇનાં વૃદ્ધ માતા ખરેખર વિજયી જીંદગી ભોગવતાં હતાં. પોતાના માનવંતા પિતાના એક પુત્ર સમાન તે વૃદ્ધ પુત્રી હતાં. મરનાર શેઠનું તે એક અચળ નામ હતું. ભાગ્યશાળી ડોશીએ લગભગ ત્રણ પહેડીઓ જોઇ હતી, અને તેમનું વય આશરે પંચાણું વર્ષનું હતું; તોપણ દાંત સાબીત, આંખ પ્રકાશિત, ને લાકડીના ટેકા વગર ચાલતાં હતાં. જો કે શરીર ભારે હતું. ચરબીના બળથી લચબચતું હતું; પણ આજની સુકી લાકડી જેવી જુવાન શેઠાણીઓને એક લાત મારે, તો ચાર ગોથાં ખવરાવી દે, તેવાં મજબુત હતાં. તેમની કાયા કેસર જેવી સોહામણી હતી. ભાગ્યવંત પૂતળી પોતાનાં કુટમ્બનીજ નહિ, પણ ગામની છાયા હતી. દરરોજ એક મણ અનાજ ને દસ રૂપિયાના દામ ધર્માદા સ્વહસ્તે કરતાં હતાં. તે સિવાય છુપી રીતે મોટી મોટી સખાવત કરવામાંજ જીવન ટકાવતાં હતાં. જૈન સંપ્રદાય અને વૃત્તોપવાસ કરવામાં તે મસ્ત હતાં, અહોકાળ ધર્મ-ગ્રંથો વાંચવા-સાંભળવામાં કાળ ક્ષેપ કરતાં હતાં. જો કે આ વૃદ્ધ-ગાત્રીય ચુસ્ત જૈની હતાં, તે છતાં ભગવદ્ગીતાનો ગોટકો તો તેના હાથમાંથી પેટ પૂજાના થોડા સમય માટેજ દૂર થતો હતો. માધુભાઇ શેઠને માતા પર એટલો તો પ્યાર હતો, કે તેમણે પ્રભાતમાં ન્હાઇ-ધોઇને માતાનું દર્શન કર્યા વિના ચાલતું ન હતું. જો તે બ્હારગામ જતા તો માતાજીની છબી સાથે રાખતા, ને પુજા કરતા હતા; એ રીતે પોતાનાં નાનાં નાનાં બાળકો સુદ્ધાં ઘરનાં નોકર ચાકર વગેરેને પણ એ ટેવ પાડી હતી; ને તેથી વૃદ્ધ ગાત્રિય એક દેવી તરીકે પુજાતાં હતાં.

અમદાવાદી કંજુસોમાં આ કુટમ્બ દીલાવર દીલનું તેમજ રાજપ્રજાની સારી સેવા બજાવનારૂં હતું. રાજ તરફથી તેમને મોટું સન્માન મળતું હતું. મહાજનમાં તેમની પહેલી ખુરસી હતી. નામદાર ગાયકવાડ મલ્હારરાવના વખત પહેલાંથી આ કુટમ્બ સાથે વડોદરા રાજ્યનો સંબંધ હતો. નામદાર ગાયકવાડનો અમદાવાદમાં આ હવેલીમાં ઉતારો હતો; એટલુંજ નહિ પણ માધુભાઇ સાથે મહારાજાને ગાઢી મિત્રાચારી હતી. કોઇ પણ પ્રકારની લાલચ વિના આ મૈત્રી સદાકાળ સુખવાસી નીવડી હતી. બીજા દેશી રજવાડાંઓમાં પણ માધુભાઇનો સારો સહવાસ હતો. અહોનિશ પરોણા ચાકરી ને દેશ સેવા બજાવવામાંજ શેઠનો વખત જતો હતો—ઇશ્વર કૃપાથી લાખોની આવક હતી. ધર્મ સખાવતમાં સેંકડોની રકમ વહી જતી હતી. 'શ્રીમંતસ્યઃ કુતો વ્યાધિ!' સર્વ કારભાર પુત્રને સોંપ્યો હતો. પોતે પુરૂષ વર્ગની સન્માન સેવા કરતા હતા. શેઠાણી સ્ત્રી–મહેમાનોની સરભરા કરતાં હતાં.

અમદાવાદમાં હજી પણ જુના જમાનાની રાહ રીત દેખાય છે. સુધારાનો જમાનો હડહડતો કહેવાતો છતાં અમદાવાદી ધનવંતોએ પોતાની ઉત્તમ રહેણી કરણી ને મોટું મન ડગાવ્યું ન્હતું; થોડાક અપવાદી ધનવંતોને બાદ કરતાં જૈન ઓશવાલ ધનવંતોની તો બલિહારીજ!!

ગુણવંતી અને માણેકને લ્હેવાને માધુભાઇ શેઠનાં ધર્મ પત્નિએ ગાડી મોકલી આપી હતી; ને તેમાં બેસીને બન્ને બાનુઓ ધનવંત ગૃહસ્થાશ્રમમાં આવી હતી—શેઠાણીએ ઘણા માનથી તેઓને બોલાવ્યાં, ડોસીના ઓરડામાં પોતાના ઢોલીઆ નજીક સેતરંજી બિછાવેલી હતી—અને માત્ર સાદું કબાટ હતું; તે સિવાય કશો ભપકો નજરે પડતો ન હતો. પણ જ્યારે માધુભાઇ શેઠની પુત્રવધુ અને મહાલક્ષ્મી બ્હેનનો અલંકાર

શણગાર નિહાળ્યો, ત્યારે તેઓ છક થઇ ગયાં. પોશાક તો જો કે સાદો હતો, પણ કંઠમાં એકેક સરની મોતીની માળા ને કાનમાં હીરાનું ચળકતું રોજ પહેરવાનું એરીંગ એટલું તો કિંમતી હતું કે, તેમના વૈભવ માટે આ અલંકાર બસ હતા—કોઇ પણ જાતની ફેશન કે કોઇ પણ જાતનો ઇતરાટ ન હતો; મીઠાં વચનો, ભાવીક સત્કાર, અને નમ્ર વિનોદમાં આખું કુટમ્બ રમતું હતું. પરસ્પર પિછાણ થયા પછી શેઠાણીએ પ્રશ્ન કર્યો.

"ગુણવંતી? તમે જન્મથીજ કાશીમાં ઉછર્યાં છો; ત્યારે તો એવા પવિત્ર સ્થળનું ગંગા–પાન સદા પીધામાં આવતુંજ હશે."

"ને તેથીજ તેમના મુખપર કાન્તિ ઝળકે છે." મહાલક્ષ્મી બોલી—"

"એમણે અંગ્રેજી કેળવણી લીધી છે; તોપણ તેમની નમ્રતા એક સારી સૌભાગ્યવતી સ્ત્રીને દીપાવે છે!" માણેકે પૂરવણી કરી.

"કેળવણીનો લાભજ એ છે; પણ આ બાળક કોણ?"

"જયન્તીલાલનાં આગલાં વહુનું બાળક છે." માણેકે જવાબ દીધો.

"રામપ્રસાદજીની પુત્રી સુમતીની છોડી હશે." મહાલક્ષ્મી બોલી–

"હા, પણ ગુણવંતી સાથે બહુ હળી ગઇ છે."

"હું જેમ મ્હારાં બા સાથે હળી ગઇ છું, તેમ!" મહાલક્ષ્મીએ કહ્યું.–

"જયા બહેન તમારાં જન્મદાતા નહિ કે!" માણેકે પુછ્યું.

"ના, મંકુનાં મા તો બાળકપણામાંજ ગુજરી ગયાં–"

"પણ મને તો જયાબા જ મા લાગે છે. સાવકું તે શું, એ હું સમજતી નથી–"

"ખરેખર લાયક પ્રમદાઓ, પોતાનાં કે પારકાંને પરાયું સમજતાંજ નથી–અને જયા બ્હેનની તો બલિહારી."

"મ્હારી બાનો દાખલો સઘળાંએ લેવાનો છે." ગુણીને મહાલક્ષ્મીએ સમસ્યા કરી; ગુણી લગાર હોઠમાં હસી–

"ગુણવંતી, રમાને જુદી સમજતાંજ નથી–"

એટલામાં કૉફી, ને દુધ બન્ને આવ્યું; જેને જે પસંદ પડે, તે લેવા કહ્યું; તે સાથે થોડો મેવો ને રમાને રમવા એકાદ બે રમકડાં આવ્યાં–શેઠાણીએ આગ્રહ સાથે દીધાં. પછી પાન સોપારી ને મુખવાસ લીધો—

"મહાલક્ષ્મી ? બ્હેનોને પસંદ હોય તો લગાર બાગમાં ફરવા લઈ જા—"

"હા–પધારો બ્હેનો !" સર્વે ઉઠયાં—

"જયા બહેન ? મોટાં માજી કયાં છે ?"

"તેઓ શાન્તિમાં છે–ચાર વાગે ઉઠશે. તમે ફરી આવશો, ત્યાં તો તેઓ જાગૃત થશે—"

"ને તે પછી કથા શ્રવણ કરવા બેસશે," મહાલક્ષ્મીએ કહ્યું.

"ત્યારે અમે નહિ મળી શકીએ ?"

"ચિન્તા ન કરો, જરૂર મળીશું–જાઓ, ફરી આવો—"

મહાલક્ષ્મી અને પુત્ર–વધુ બન્ને માણેક, ગુણી તથા રમા સાથે હવેલી ઉપર ગયાં. પુત્ર–વધુ મણીકુંવર મૌન રહી હતી, તે હવે બોલવા લાગી–વડીલ સાસુની વચ્ચે બોલવાનો પુત્ર–વધુનો હક્ક ન હતો; મર્યાદાનું એક બન્ધન હતું; ને તે પ્રમાણે ડાહી મણીકુંવર પોતાનો વિવેક ધર્મ બહુ સારી રીતે સમજતી હતી.

પ્રથમ સર્વે હવેલી ઉપર ચડયાં, અને દિવાનખાનામાં ગયાં, તો આ શ્રીમંત ઘરની શ્રીમંતાઇનો નમુનો જોયો, રૂપેરી દરવાજા,

અને દીવાનખાનામાં રાજ રજવાડાંના ફોટા, ધાર્મિક ચિત્રો, ઇંગ્લીશ યોદ્ધાઓ ને રાજકર્ત્તાનાં ચિત્રો હતાં. ફરનીચરમાં ઉત્તમ દેશી કારિગીરીનાં કબાટો તેમજ કોચો હતા—અને એક સોનેરી પિંજરૂં હતું; તેમાં રૂપાની મેંના હતી—બીજા ખંડમાં મ્યુઝીયમ હતું, જુના કાળનાં તરેહવાર દેશી હથિયારો, દરિયાઇ ચીજો ને કારિગીરીની ચીજો હતી. દિલ્લી, ગ્વાલીયર, બંગાલ ને મદ્રાસના ભરત ગુંથણ તથા બનાવટના નમુના હતા—આ સર્વમાં કાશ્મિરી ગાલીચો વધારે લક્ષ ખેંચતો હતો—ત્રીજા ખંડમાં ભાતભાતની વ્યવહારૂ વસ્તુઓનો સંગ્રહ હતો; અને ચોથા ખંડમાં લાયબ્રેરી હતી—તેમાં ચિત્રો, તથા સ્ત્રી-શિક્ષણનાં વાકયોવાળાં તરેહવાર પુંઠાંઓ લટકતાં હતાં. બીજે માળે પરોણાઓને ઉતરવાનો બંદોબસ્ત રાખ્યો હતો. આ સ્થળે સ્ત્રીસહ આવેલાં કુટમ્બોને ઉતરવાનું હતું, ત્યાં એક ઓરડો સ્ત્રીયોને ન્હાવા ધોવા માટે તથા શૃંગાર સજવા માટે રાખ્યો હતો, ને બાકીનો ભાગ બેસવા-ઉઠવા માટે તેમજ સુવા માટે હતો. તે પછી દાદર ઉતરીને બાગમાં ગયાં. ફુલવાડીનો ભાગ જુદો, તેમાં કેળ, બદામ, દ્રાક્ષ વગેરે હતું. ફળ ભાગ જુદો, અને આંબા વગેરેનો ભાગ જુદો હતો. એક તરફ હરણ, પોપટ, વાંદરાં, અને બીજા સુંદર નવા વર્ગનો સંગ્રહ હતો. એ સ્થળથી થોડે દૂર ઢોરવાડું હતું. ત્યાં ગાયો-ભેંસો બંધાતાં હતાં. તેની આગળ મોટી હવેલી હતી. ત્યાં રાજ રજવાડાના નોકરોને ઉતરવાનો બંદોબસ્ત રાખ્યો હતો; ને તેની નજીકના બંગલામાં ખાસ રાજાઓને ઉતરવા લાયક ગોઠવણ કરી હતી. ભલા ભલા રાજાઓ છક થઇ જાય, તેવા ઢોલીયા, પલંગો અને ચિત્રો ગોઠવેલાં હતાં; ઝાડ-પાન ને ફુલ ફળની શિતળ સુગંધમય લ્હેરો આવતી હતી. આ રીતે મોટા ચોગાનમાં એક ગામ વસે, તે રીતે શેઠની સાહ્યબી જોઇને ગુણી તથા માણેક આનંદ

પામ્યાં; સર્વે જોઇને વૃદ્ધ ડોશીને મળવા ગયાં, દેવી સમાન માતાએ તેમને નમ્ર વચને બોલાવ્યાં, ને આશિર્વાદ લઇને તેઓ છુટાં પડયાં, આ રીતે એક લાયક હીંદુ ગૃહસ્થાશ્રમ જોઇને હર્ષિત થતાં એક નકલી સંસાર જોવા ચાલ્યાં—

## પ્રકરણ ૨૦ મું.

### હીંદુ સંસારની એક શાન્તિ! ધર્મ સંસ્થાનું ઉત્તમ બંધારણ.

આર્ય સંસારમાં સદા શાન્તિ, નિર્મળતા, અને સત્યતા ઝળહળી રહી છે; મલીનતા, ભ્રષ્ટતા અને ઉગ્રતા ઓછી છે, એ સર્વનું કારણ ધર્મના ઉત્તમ બંધારણોનો પ્રતાપ છે. વિષય અને કેફી વસ્તુઓનો અભાવ અને બ્રહ્મચર્ય પાળવાના નિયમ ઉપરાંત વ્રતોપવાસની ટેવથી ઇંદ્રિયો કબજે રહે છે. મન કેળવાય છે. વિશુદ્ધ થાય છે. યમ નિયમોના અધિકારીઓ આર્ય ધર્મમાંથી બહુ મળી આવે છે. વેદ વેદાન્ત અને પોથી પુરાણો પર આસ્થા રાખીને પણ અભણ ને વિદ્વાન સુખી રહે છે. આખો ભાગ મોંમાં ઘાલીને ગળે ઉતરાવનારા હઠીલા આર્ય સમાજીસ્ટો હવે ગાળ મ્લેચ્છ કરતા કહેવાય છે!! અને એજ રીતે ઉદ્ધતાઇ વડે વેદ ધર્મનો ઝુંડો પકડીને સ્વામી દયાનંદ જેવા પરમ જ્ઞાતા પુરૂષના પદને વધારવાને મિથ્યા યત્ન કરતા હશે, તોપણ તે દ્વારા સમજુનાં પૂછડાં સુધર્યાં છે! પથ્થર એટલા દેવ ગણનારા ભોળા લોકો પણ એજ પથ્થર વડે ગંગા પાર તરી શકયા છે. આ સર્વે આર્ય ધર્મનાં અદ્વૈતીય સિદ્ધાન્તોનો પ્રતાપ છે. સ્ત્રી પુરૂષના ધર્મ અને તે વડે રહેતો વિવેક, ઉગ્ર પ્રકૃતિવાળા

દેશોની સ્વતંત્ર સાંસારિક સ્થિતીથી થતા બગાડાને લીધે, જો બગડે, તો તેમાં નવાઇ નથી. યુવાન પુત્રીનો પિતા ઘટતીજ હદમાં વ્હાલ કરી શકે; અને પુત્ર–વધુ પણ તેવીજ રીતે યોગ્ય વર્તન કરીને દરજ્જો તથા વિવેક સંભાળી શકે છે. સઘળા માટે નિયમજ ઘડી રાખેલા છે. આર્ય ધર્મ, આર્ય દેશ, આર્ય પ્રજા, અને આર્ય રીતિ–નીતિ સદાકાળ સરખી નીભી શકે, એવો પ્રાચીન આર્ય જ્ઞાતીયોએ પરનાલિકા બાંધી છે; તેઓના વિચાર–ગ્રંથોપર વિવેચન કરીએ, તો તેમાંથી સ્પષ્ટ સાર જણાશે, કે જ્ઞાતીની પડતીનો મુખ્ય પાયો મૂળ નિયમોથી વેગળો યા વિરૂદ્ધ જવાનો છે; જ્યાં સુધી આર્યજન પોતાના ધાર્મિક નિયમો, કે જેની જોડે શારીરિક નિયમ, ઇંદ્રિય દમન, ને માનસિક શમનની શાન્તિ સમાયલી છે; તે પાળતા હતા, ત્યાં સુધી આ દેશમાં મહારોગ વા દુષ્કાળ પ્રવેશ કરી શકતો ન હતો. રાજ્ય લોભના કુસંપ પછી, મોહની અંગારીએ દેહને દહન કર્યા પછી, અને ન્યાતજાતની મર્યાદા તથા વિવેક ને ધર્મ–વ્યાપારનું ઉલંઘન થયા પછીજ ભારતની આ દશા પ્રાપ્ત થઇ છે.

બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ ને સન્યસ્ત. આ પ્રકારની જીવન પોષવાની ચાર અવસ્થા, અને તેના નિયમો જાળવવામાં આવે, તો શું કોઇ પણ વિદ્વાન એમ કહી શકશે, કે કુટમ્બ નિઃસંતાન નીવડે । કૂળનો નાશ થવા સંભવ રહે । જો એ નિયમોની જોડે વર્ણાશ્રમ ધર્મ સચવાય, તો શું ભારત ભૂખમરો સ્હેવે ? ન્યાત જાતનાં બંધારણોમાં ખોરાકની ઉગ્રતાનો જે નિયમ રહેલો છે; સ્વચ્છતા સંભાળવાનો, ને દરેક વર્ણના જુદા જુદા વ્યાપાર ધર્મમાં વધતી ઘટતી શ્રેષ્ટતા કે સ્વચ્છતા રહી છે; તે તરફ જોતાં વાસ્તવિક રીતે દરેક વર્ણાશ્રમ પોતાનીજ પંક્તિ સંભાળીને દેશની વૃદ્ધિ કરી શકે છે; પણ જો તે નિયમ ઉલ્લંઘન થયો, તો વરણસંકર

પ્રજા થાય; ને દેશ સ્થિતિ બગડે! જન્મથી મરણુ સુધી અને મૂળથી પણુ અગ્નિ સંસ્કાર તથા ક્રિયા કર્મ, અને સૂતક (સેગ્રીગેશન) પાળવાના નિયમો જોતાં કોઇ પણુ પ્રકારની શારીરિક કે માનસિક શક્તિ પર મલીનતા હુમલો કરી શકતી નથી: ને જો એ રીતે ધાર્મિક નિયમો પાળવામાં આવે, તો આર્ય પ્રજા જેવી બળવંત, વિચારશીલ, ક્ષમાશીલ, સુખી, શાન્ત, અને પરમ પદ પામનારી પ્રજા કોઈ નીકળશે નહિ! બીજા પ્રદેશોમાં માત્ર દેહને મુક્તિનાજ નીતિમય નિયમો પાળવામાં આવે છે; પણુ આર્ય ધર્મની સંસ્થા તો એટલી હદ સુધી મજબૂત બંધાયલી છે, કે તેઓના ખોરાક, અને શારીરિક નિયમોજ તેઓનું સંરક્ષણુ કરી શકે છે. તેઓએ ઉગ્ર ખોરાક, કે કેફી વસ્તુ વધારે સંગ્રહી નથી; આર્ય પ્રજા, ગોરી પ્રજા કરતાં નીતિ રીતિમાં શ્રેષ્ટ, ને સંસાર જીવનમાં સુખી છે; જો તે ભ્રષ્ટ થઈ, ત્યારેજ દુઃખિ થઇ છે. દયા, દાન ને દીનતા એ આર્ય ધર્મના સ્થંભો છે; કાયા વાચા ને મન એ મુક્તીના દરવાજા છે—ઇશ્વરે દરેક માનવના હ્રદયમાં દયાની બક્ષિસ કરી છે, અને તે દ્વારા અનેક પ્રકારે દયા—દાન કરી શકે છે; તોપણુ આર્ય—ધર્મનાં સિદ્ધાન્તોમાં સમાયલી ખુબીઓ એવી તો નિર્મળ ને સરળ છે, કે રંક ને રાય બન્ને મહાદાન કરી શકે છે; ભવપાર તરી શકે છે. મૂર્તિમાન્ય આર્ય પ્રજા એકજ પ્રવાહમાં ઘસડાય છે. તેઓ માતપિતાને ભક્તિ રૂપે પ્રભુ તુલ્ય ભજે છે વ્યાસ ને જૈમિનીના સિદ્ધાન્તો વડે અને પ્રવાહમાં ગોથું ખાનારાં કૂળિનાં માનવો મૂળ પ્રવાહ ભૂલી જવાથી છિન્ન ભિન્ન થતાં જાય છે; અને અનાચાર તથા અવિકાર વડે કૂળનો નાશ કરે છે. ભારતની અવદશા માત્ર મોહમાયાને લીધે થઇ છે. બૂદ્ધિ ભ્રષ્ટ થવાથી હવા બગડી છે, ને તેં હવાથી ઉત્પન્ન થયલા ઝેરી જંતુઓ વડે

રોગ ને દુકાળ પેદા થયો છે. ભ્રષ્ટતામાં સમાયલી રાજકીય લાલચો, પરદારા પ્રતિ વિષયની લાલચ અને ખાણા–પીણાની આશકતીએ ઘાણ બગાડયો તે, પ્રદેશી સંસારની વિભિન્ન રહેણી–કરણીમાં સમાયલા સ્વચ્છંદો વડે આર્ય સંસારના બંધનપર કૂહાડી સમાન ઘા મરાયો છે; અને કોમળ કેળીને છેદવા માટે આર્ય–બાગના માલી તત્પર થયા છે. વર્ણાશ્રમ ભેદનું ખંડન કરવામાં, વૃદ્ધ વિધવાઓનું પુનર્લગ્ન કરાવવામાં આર્ય ધર્મની સુખપાલક પરનાળિકાનો કેવો વિચ્છેદ થાય છે તે સમજતા નથી. દંભી માનવો દેશીઓને મૂર્ખ સમજીને બહેકાવે છે; અને માત્ર જવાજલ્યમાન સત્તા મેળવવા ધુમ્રપાન, માંસાહાર, મધુપાન અને બીજા અનાચાર ધારણ કરી ભારતનો ઉદય કરવા બદલે સત્યાનાશ વાળે છે. સ્ત્રી કેળવણીનાં આર્ય સિદ્ધાન્તો એક પ્રવીણ ગૃહિણી બનાવવા માટે પૂરતાં હોયા છતાં તેઓને સ્વચ્છંદી બનાવીને પગપર કુહાડો મારવાની મૂર્ખતા થાય છે, તેનો કશો વિચાર કરવામાં આવતો નથી. સ્ત્રીઓની કોમળતા, તેનો વ્યવહાર, તેનું જીવન પ્રભુએ પુરૂપ કરતાં નિરાળુંજ કર્યું છે; સ્ત્રીયો પ્રજોત્પતિ માટેજ સરજાયલી છે; પણ તેથીજ માતાની ગંદી કાયામાં અમૃત સમાન દુધ મૂકેલું નથી! તે સંસારનાં મહારાજ્ય માટેજ સરજાયલી છે. પુરૂષનો વ્યવહાર બહારનાં કાર્ય કરીને દ્રવ્યોપાર્જન કરવાનો છે. સ્ત્રીનો સંસાર વૈભવને પ્રકાશતો કરીને જીવન શોભારૂપ બનાવવાનો છે. ધર્મ–પત્નિ વડે પુરૂષ દેવલોકનું દર્શન કરે છે. સંતતિને ઉછેરનાર સંસારીક માતા પોતાનો વ્યવહાર–ધર્મ સમજે છે; તો તેથી કૂળનો ઉદ્ધાર થાય છે–પુરૂપ જેટલા કે તેવા હક સ્ત્રીયોને સ્વાભાવિક છાજતા નથી; નહિ તો સ્ત્રીયોએ પણ માથે મુંડન કરાવવું જોઇએ; છાતીનો ભાગ દાબી નાખવો જોઇએ. અને સંતાન થવા દેવાં ન જોઇએ; પણ કુદરતેજ તેને પુરૂપની

છાયામાં જન્મ-તાપ ટાળવાની અધિકારીણી બનાવી છે. પુરૂષની સેવા માટે સરજાવેલી છે; જો તે સ્ત્રીઓ પુરૂષ રૂપ હોય, તો તેને પરણવાની જરૂર નથી-વિવેકની હદ ઉલ્લંઘીને પણ જ્ઞાન પ્રાપ્ત કરવા દો; વિષયી માનવોના મતને આધીન થવા દો; દેશમાં વરણ-સંકર પ્રજા પ્રાપ્ત થવા દો; પૃથ્વી પર ભાર વધવા દો; ને જગતનો પ્રલય થવા દો!

* * * * *

દેશદેશની હવાને અનુકૂળ ધર્મ-સંસ્થા સ્થપાયલી છે-શિતળ પ્રદેશના લોકોની રીત-ભાત, આચાર-વિચાર, ખાનપાન, ને સ્થિતી-સમૃદ્ધિ કંઇ ગરમ પ્રદેશના લોકોને પરવડતી નથી-શીતળ દેશમાં કામોત્પત્તિ માત્ર શારીરિક અવસ્થા પ્રાપ્ત થયા પછી લાંબે કાળે થાય છે; ને ગરમ પ્રદેશમાં ટુંકી વયના માનવોને કામોદ્દીપન થાય છે; તેથી લગ્ન વ્યવહારમાં અંત્તર રહે છે; ભારતની સ્ત્રીયો મોટું વય થતાં સુધી કુંવારી રહી શકતી નથી; કેમકે રૂતુ પ્રાપ્ત થાય છે; વિલાયતની પ્રમદા બહુ અંશે મોટાં વયની થતાં સુધી કુંવારી રહી શકે છે. આ પ્રકારની વિભિન્તા છતાં દેશીઓ પરદેશી સંસારની નકલ કરી કેવી હાની વોરે છે, એ સહજ જણાય છે. જે જે કોમ પોતાના દેશને અનુકુળ સ્થપાયલી સંસ્થાનો ત્યાગ કરે છે; તેઓ કેટલી જલદી પાયમાલ થાય છે; તેનો એકજ દાખલો પારસી કોમની ચર્ચાજનક સ્થિતી માટે પૂરતો છે. તેઓના હાલના સ્વચ્છંદી સુધારાના પરિણામે કુળવંત કુમારિકાઓપર આવતો કલંકિત દોષ ને મુકાતો વિષયી અપવાદ બહુ શરમ ભરેલો ગણે છે; અને એજ કોમનાં વર્તમાનપત્રો જે રીતે દરેક જાતના નકલી સુધારાની બદી ઉઘાડી પાડે છે; તે માટે ખરે સમજુ વર્ગ અફસોસની નજરે ને દ્યાળુ દીલે જોતા જણાય છે; એવોજ સુધારો

જો કે ઘણા ટુંકા પ્રમાણમાં ને ધીમા પ્રવાહમાં હીંદુઓમાં પ્રવેશ થવા પામ્યો છે; ને એ મહા ઝેરી જંતુઓ કૂળનાં ફુલ નાશ કરવા સમર્થ થયાં છે; પણ તે વિચારવંત કામ નથી. માધુભાઇ શેઠ જેવા થોડા ડાહ્યા તથા સમજુ પુરૂષો હશે! તે જો કે સુધરેલા પણ સાચા કાર્યના હિમાયતી છે; તોપણ ધર્મ સંસ્થાને હાની પહોંચાડનારૂં વજન કે વિચાર ગ્રાહ્ય કરતા નથી; અને તેથીજ તેઓએ પોતાની અસલી જાહોજલાલી બાપદાદાથી સચવાયલી રાખી છે; ને પાળી છે; નકલી સુધારો પ્રવેશ થવા પામ્યો છે, તે શ્રીમાનોને તો હાની કરતો નથી; જો કે રહેણી કરણી ને જાતિ-મર્યાદા માટે તો નબળો સંસાર થઈ શકે છે; તોપણ તે સંભાળે, તો માત્ર ગરીબ પ્રજાનુંજ નિકંદન કરી શકે છે. ખોટા ખર્ચો, સ્વચ્છંદી વર્તન, ધર્મહાની, ને બલહીનતા તેઓને આત્મઘાત કરાવી શકશે. જ્યાં સાસુ-સસરાની મર્યાદા રાખનાર મણીકુંવર જેવી કુળવધુ છે; જેને કુળવંત ઘરમાં વરેલી આજ્ઞાંકિત અને સદ્‌ગુણી મહાલક્ષ્મી જેવી પુત્રી છે, અને જેને વૃદ્ધાવસ્થા પાળનાર સપુત દીકરો છે, જેને ત્યાં અખુટ દયાની દોલત છે, નીતિનાં નાવ છે; ને વિવેકનો વિલાસ છે, જેની કીર્તિ કોટીધ્વજ પુન્યના કડકામાં ફરકે છે; અને જેને ત્યાં સદા શાન્તિ-ધર્મ વાસો કરી રહેલાં છે, એવા ગૃહસ્થાશ્રમને, એવા સુખી આર્ય સંસારને ધન્ય છે. એવા પુન્યશાળી નર તો માધુભાઇ શેઠ જેવા કોઇકજ હશે, કે જેને ત્યાં જથ્થાબંધ માણસો છે. નિરોગી, નિરાભિમાની, નિષ્કલંકીત, નિર્દોષ, ને નિવાપાન્જલીક પ્રજા છે. ભાભી ને નણંદનો સ્નેહ એક સુખી સંસારનું મનોહર ચિત્ર છે-મણીકુંવર અને મહાલક્ષ્મી અહોનિશ પ્રેમ-હૃદયે પરસ્પર સ્નેહી બનેલાં છે. મનની ગુહ્ય વાર્તા પ્રકાશ કરે છે. સ્નેહીને સંબંધની શી ગણના? મિત્ર ધર્મમાં અંતરાય કેવો? સ્નેહમાં વિવેક ફંધ રહે નહિ. પણ

હાસ્યમાં, વિનોદમાં, કોઇવાર મનની વિલાસી કથા પણ કહી દે, દમ્પતિના પ્રેમભાવના ગુપ્ત અંશોની પ્રસાદી પણ પીરસી દે, તોયે તે નિર્દોષ કહેવાય.

આ પ્રકારનો ઉત્તમ સંસાર જોઇને ગુણવંતીના મનમાં બહુ ઉંડી અસર થઈ ગઈ. તેના કેળવાયેલા ને ઉચ્ચ વિચારને આ સુખ ઘણું પસંદ પડયું. પોતાની રમાને શેઠની મહાલક્ષ્મી પેઠે સંભાળવાનું, ને જેમ શેઠાણીએ જે જશ ખાટયો, તેવી રીતે કીર્તિનો કોટ બાંધવાનું બહુ મન આતુર થઈ ગયું. તેના મનપર જેમ આ સંસારની સરસ છાપ પડી, તેમ બીજા ઘરની મુલાકાતથી ખરેખર ધિઃકાર ઉત્પન્ન થયો. કસ્તુરીના વાવનારને કાંદાનું સુગ હોવુંજ જોઇએ.

વાંચનાર? એ સંસાર વળી કેવો કિલષ્ટ હશે? સુજ્ઞ બહેનો? તમારે પણ તેમાંથી ઘણું શીખવાનું છે. ચાલો; આપણે તેની તપાસ લઇએ. જગતમાં કાળી ને ધોળી બન્ને બાજુ છે. દિવસનો આનંદ જો જુદો છે; તો રાત્રીનો આનંદ પણ નિરાળો છે, મન જો મજબૂત છે; તો દીલ ચોરનારા ચોર જખ મારે છે. પુરૂષો જો સ્ત્રીયોપર જેટલા વહેમ રાખે છે; તેટલા જો વિશ્વાસ રાખવાની વશીકરણ વિદ્યા શીખે, તો બચીત સ્ત્રી-પુરૂષનો દામ્પત્ય ધર્મ શીખાય ને સચવાય!

---

## પ્રકરણ ૨૧ મું.

### કુટીલ સંસાર, એ કલહનો કીડો છે!

જેના ઘરમાં સ્ત્રીનુ મહારાજ્ય નથી, તેનું ઘર સ્મશાન જેવું છે; જેના ઘરમાં સ્ત્રીનું કુર રાજ્ય છે, તે નર્કનું નિશાન છે! સુઘડ, સલુણી, ભાગ્યવંતી અને આજ્ઞાંકિત સ્ત્રી હોય, ધર્મપંથ પાળનારી,

સંસારને શોભાવનારી અને જીવન કુળનો ઉંદ્ધાર કરનારી હોય, તો તે રાજ્ય સદાકાળ સુખમાં નિર્ગમે છે; પણ સ્વેચ્છાચારી, મમત્વવાળી, મિથ્યાભિમાની, દુષ્ટા, કલહી, ને નિંદીત સ્ત્રી હોય તો મહા વૈભવી માનવનું ઘર એક કલહનો દરિઓ, કુસંપનો ભરતી-ઓટ, રૂદનનો મોજો અને અવતાર ખારો થઇ જાય છે. જેના ઘરમાં કેવળ દુષ્ટ સ્ત્રીનુંજ ચલણ હોય છે, તેનું ઘર એક મરાયલા માણુસથી બહેતર છે. અલબત સગુણી રમાનું ચલણ સોનાના સિક્કા જેવું છે; પણ વાઘની પેઠે ફાડી ખાનારી અને કલહનાં શસ્ત્ર વડે વિંધી નાખનારી કુલટાનું ચલણ તો મુગલાઈ રાજ્ય કરતાંયે વધારે ત્રાસદાયક છે.

વેજારામના ઘરમાં તેવી એક કપોલની કુત્સિત વાણી-મય વનીતા હતી. એક સાધવી તો સાધુના ટોળામાં ગઈ હતી. નામદાર ભાઇશ્રીમાં મીઠાની તાણ હતી. એટલે રાંડે વંજો માર્યો હતો. તે પછી એક નમુનેદાર સ્ત્રીને પરણ્યો હતો. ગુજરાતમાં બ્રાહ્મણોનો ધંધો સ્ત્રીઓ પરણવાનોજ છે. ઔદીચ્ચો તો મ્હારા દીકરા બીજું કામ જ કરતા નથી. બસો ને ચારસો રીતના લગ્ને પરણવાજ માંડે! દીકરીના અભાગીયા બાપ પણ કન્યા આપતાં અચકાય નહિ. જુવાની વીતી, વા છોકરૂં થયું, કે જુના હાંલ્લાને નાખો ખુણામાં; અને લ્હે નવું! આ કુળવંતી કુમારિકા પધાર્યાને વર્ષ દિવસ વિત્યું, કે પરણો ત્રીજી, વેજાભાઇનો તો વર-ઘોડો નીકળ્યો; ધીમ કટાકટ ધીમ કટાકટ પરણ્યા ફરીને! દીલમાં દમ નહિ! દર્દ તો ચાલુજ! ભાઇ સાહેબ લક્ષણના પણ પુરા! પગાર રૂપીયા પચાસ, ને ભપકો રૂપીયા સોનો! તેમાં સ્ત્રી લગાર વૈદક જાણુતી હતી! ઉંટવૈદ્યામાં પહેલે નંબરે હતી. તે સાથે વશીકરણ વિદ્યાનો ઢોંગ શીખી હતી; અને વધારે કહીએ તો મુંબઈના સારા સારા શેઠીયાઓનાં સાટાંખત પણ • સુધારી આપતી

હતી! વૈષ્ણવડી ને મરજાદણ તરીકે, યોગીની ને પતિવ્રતા તરીકે એવો તો દમામ કરતી કે સાક્ષાત્ દિવાળીની બહેન હોળી! સો ચુવા માર કે બિલ્લી હજ કરનેકું ચલી, એવો તેનો દમામ હતો—દુનિયાં ઝુકતી હય, ઝુકાનેવાલા ચાહીયે!

વેજારામભાઇ તોપ મારવામાં એક્કા હતા; તેમ કબલી કંઈ કાચી નહતી; એકનું કોલાબું ગેપ હતું; ને બીજાનું કાતરીયું ભાડે આપેલું હતું. જ્યારથી નવી જેકલી વહુ આવી, ત્યારથી કબલીનો દીમાક સાતમે આસમાને ચડેલો હતો. ભલો જયન્ત તો માત્ર કામકાજના પ્રસંગને લીધેજ આ તોપચીને પિછાણતો હતો; ને તેણેજ પોતાની સ્ત્રીની મહત્તા વધારી હતી. ખરી વાત હતી, કે તે બાળકોની દવા કરતી, સ્ત્રીયોને જણાવવા જતી, સુઈયાણી ને ભૂઇયણ બની હતી; ઘૂણાવાએ જતી હતી; પણ જયન્ત તો તેને એક ડાહી સુચણ જાણતો હતો. કોઇ પણ પ્રસંગે રૂબરૂ મુલાકાત થઈ ન હતી; પણ બીજાઓની વાક્ચાતુરીપરથી બાઇના ઉપરટપકેના ગુણો જાણવામાં આવ્યા હતા; જયન્તને તેની કસી દરકાર ન હતી. પોતાના ઇજિનેરી ધંધામાં વેજારામ એ પૈસા કમાવી આપતો; ને નવરાશ વેળાએ બે ઘડી આનંદ આપતો, એટલે ઘડીભરની ઉડતી મિત્રાચારી રાખનારો તે હતો. આ પ્રસંગ કંઇ વિચિત્ર હતો; એટલે માણેક સાથે હોવાથી જયન્તે આમંત્રણ સ્વિકાર્યું હતું, અને ગુણીને મોકલી હતી. સ્ત્રીઓની પરિક્ષા સ્ત્રીયો વધારે કરી શકે; ને તેમાં ગુણી જેવી ગુણવાન સ્ત્રીનું તો શું પુછવું! વેજારામ પણ બન્ને બૈરીઓ સાથે થોડા દિવસની રજા લઇ માની મ્હોકાણ માંડવા આવ્યો હતો.

વેજારામને ચીઠીનો જવાબ મળ્યો, કે જયન્તની ગુણીયલ સ્ત્રી મળવા આવવાની છે, એટલે તેણે તોપ મારી; ને કાબૂલી તડાકો પેલી કબલીના કાનમાં ગયો. કબલીયે પોતાની શોક્ય જેકલીને પઢાવી

રાખી હતી—એક પીછાણદાર પટેલને અને એક પાસેના ગરીબ પાડોસીને પા પહોરના નોકર બનાવ્યા હતા. એક રાંડી રાંડ વિધવાને સુયાણીના કામની એસીસ્ટંટ બનાવી હતી. કબલી સર્વેને સામે બેસાડીને રીહરસલ કરવા લાગી.

"જેકોર? જેકી?" અંદરના ભાગમાંથી જેકલીને મોટે સાદે બોલાવી. જેકલી બિચારી ભોળી પણ કાચ્ચા કાનની અને અક્કલહીણ હતી—આ પંડીતાએ તેને કબજે કરી હતી. વશ કરી હતી. માબાપ વગરની જેકલી ભય પામતી હતી, કે રખે શોક્ય કહડાવી મૂકે, ને રઝળવું પડે! તેથી જીલબ્બે કરતી હતી.

"બહેન, બહેન, આવી!" જેકલી દોડતી આવી.

"પેલા જયન્તિલાલની નવી વહુ આવનાર છે. એ આવે, તે પહેલાં સોનીને બોલાવી મંગાવજે; ને દાગીના અજવાળવાની ગડબડ કરજે—અને તે પણ કપડાં રેશમી બહાર કહાડીને હોં! વળી એમને કહેજે કે થોડાક રૂપિયા લઇ ઓરડામાં ગણવા ને વગાડવા બેસી જાય!"

"વારૂ; એ તો આપણી રીત જાણું છું!" એક ચોર ને દુસરા ગલકટા! એક ભુંડણ ને બીજી વાંદરી!!

"પટેલ? તમારે હાજર રહેવું. અને ફલાણુ–ફલાણાને ત્યાંથી તેડાં આવ્યાં હતાં, એમ ધાંધળ કરવી." એજ પ્રમાણે ભટજી તથા વીધવા બાઇને પણ કામ સોંપી દીધું; અને પોતે ઓરડાના એક ભાગમાં ખાટલો નાખીને ભાગવત લઈ બેઠી; ભોંયપર સાદરી પથરાવી રાખી; ને એક જરીપુરાણા ટેબલપર ફાકી ને તાવની ગોળીની બે બાટલી મુકી રાખી—અને ગુણીની વાટ જોઇને બેઠી; પણ વખતસર ન આવ્યાથી નિરાશ થઇ; કારણ કે ભપકો દેખાડવો રહી ગયો!!

ગુણી તથા માણેક કેટલીક જોવા લાયક જગ્યા જોઇને છેક સાંજે ત્યાં આવ્યાં. આખરે આવેલાં જાણીને સંતોષ થયો. કબલી દરવાજા કને આવીને ઠણુકો કરતી બોલી.

"આવો બ્હેનો! તમેજ જયન્તિલાલભાઈનાં ઘરનાં કે!"

"હા, ને તમે વજેરામભાઇનાં વડી વહુ હશો" મોજી મહારાજે કહ્યું. જયન્તે મોજીને પાછળથી મોકલ્યો હતો; ને તે તો પોળના નાકાથીજ ગાડીની સાથે થયો હતો.

"હા; પધારો." સર્વેને કબલી અંદર લઇ ગઇ. મોજી મહારાજ બહારના ખંડમાં બેઠા; ને ગુણી, રમા તથા માણેક પાસેના ખંડમાં બેઠાં–હજી તો પગ દીધો, ત્યાં તો ફોનોગ્રાફ ને ગ્રેફોફોન શરૂ થયો. ખરેખર તેજ નહિ હોં! પેલી જેકલી, કબલી, પટેલ, ભટ, ને ડોસીનું કામ શરૂ થયું. ભટ પાણી લાવ્યો.

"અલ્યા તને કશી સમજણ નથી? એકજ પ્યાલો લાવતાં શરમાતો નથી! જા, ત્રણ પ્યાલા લાવ. જેકીબાને કહે, કે રૂપાના ગ્લાસ આપે! આ વખતે ઉપયોગ નથી કરવો, ત્યારે ક્યારે કરીશું? માણસ તો ઓળખવાં કે નહિ?" પટેલ તો પૂતળાં જેવો બન્યો હતો, તે પાછો ગયો! ને કબલી બોલી.

"બહેન! હમારી જેકી તો હજી નાદાનજ રહી. ઘરમાં ખાંડીભર ચીજો, ને હમણાંજ આવેલી તેથી શું ખબર પડે? મેં જાણ્યું કે હવે તેજ ભલે સંભાળે! હમારી નાતમાં તો એવો રિવાજ નથી; પણ અમે લગાર મુંબઈનાં ને સુધરેલાં એટલે અદેખાઈ વગેરે ન રાખીએ; મોટા મોટા ઘરમાં વસેલાં ખરાં કેની? મ્હારૂં કામ તો તમે જાણતાં હશો. હું દોરા ધાગા અને વૈદકનું કામ પણ કરૂં છું; એટલે સારે માઠે ઘેર જવું પડે, તેનો અનુભવ; પણ જેકી તો 'માંચીનો માંકડ!" આ પ્રસ્તાવના

પરથી નાટકના પાત્રોનો ગુણદોષ સર્વે કળી ગયાં. પટેલ હજી પ્યાલા લાવે, ત્યાં તો વેજારામે દસપંદર રૂપીયા કહાડીને પથ્થરાપર એક પછી એક ઠણુકાવા માંડયા, જાણે હજાર એ હજારની થેલી કહાડી હોય; તરતજ જેકલી આવી, ને બોલી.

"મોટી બહેન? સોની હિસાબમાં તકરાર કરે છે. સાંકળાં ને પોંચીના પાંચસો ને સીતેર થાય તો તે કહે સાડીબાણું થાય! મજુરી તો બમણી લ્હેવા માગે છે!"

"શું મુંબઇ કરતાંએ મજુરી વધારે? વાહ! આપણે મુંબઈમાં પેલા ચંદનહાર ને ગંઠણુની શી મજુરી આપી છે? લગાર તસ્દી તો પડશે, પણ એમને કહેની કે ચોપડી જોઇને પતાવે! અને રૂપિયા વગાડવા શા? આ માથું પાકી જાય છેને! પરોણા આવ્યા, ત્યારે પણ જપ નહિ!" કબલીએ સોનેરી ટોળીનું ધતિંગ ચલાવ્યું. ગુણી ને માણેક તો આ ભૂંડણીઓના રંગ–ઢંગ પારખી ગઈ–જેકલી ગયા પછી કબલી બોલી–"અહીંના સોની ને દરજી તો તોબાહ! રડયા એક તો વાયદા પ્રમાણે તૈયાર કરી દે નહિ; ને મજુરી બમણી માગે! જો પેલો રડયો દરજી આવ્યો." કોઇ બીજા ભળતાજ માણસને જોઇને મોઢેથી બોલી.

"ભટ? અરે જેકી? પેલો રડયો દરજી આવ્યો; તેને રજા દે, હજી તો એ ત્રણ દિવસ અહીં રહેવાનું છે."

"પણ પેલા અમરને ઉંદરે ચાંચ મારી છે, ને પેલી મખમલની ચોળી ને સાડીને મોતી લગાડવાં છે તે! ત્રણ ચાર દિવસનું તો કામ છે; તે રડયો ફરીને આવશે નહિ, મહા મહેનતે આવ્યો છે."

"ત્યારે તો પાછલા ભાગમાં બેસાડ–ને તું માથે ઉભી રહેજે!" આ પડદો પુરો થતાં ચા લઇને ભટ આવ્યો–પ્યાલા રૂપાના ને રકાબી પિતળની હતી. કબલીયે તો ફેંકેનું રૂપ ધર્યું, અને ખુબ

બૂમ મારી. બૂમ મારવા જતાં ભટના હાથમાંથી ચાની રકાબી પડી ગઈ; ને કબલીબાઇનાં ઝીંથરાંપર ગરમ પાણી પડવાથી કોળાહોલ થઇ રહ્યો. માણેક અને ગુણીને તો ભોંય ભારે થઇ પડી. વેન્જારામ ને જેકલી દોડી આવ્યાં. બાઇસાહેબ તો જાણે આગમાંથી ઉતરી આવ્યાં હોય, તેમ દઝાયાનો ઢોંગ કરીને ભોંય પથારી થઇ પડી. મોજી મહારાજે ડહાપણ કર્યું; અને ગાડીવાનની ઉતાવળનું નિમિત્ત કહાડીને માણેક તથા ગુણીને ગાડીમાં બેસાડયાં. રસ્તામાં હસવાના ભાવ પડયા. એક હલકા કૂળની કૂલટા સ્ત્રીઓના સંસારનો નાટક જોઈ લીધો; માધુભાઇશેઠ ને વજેરામ ગોરના ગ્રહસ્થાશ્રમની સરખામણી કરી લીધી; ગુણીજનને નવો ગુણ ગ્રાહ્ય થયો; અને આનંદે ઘેર પહોંચી ગયાં. સર્વેને અમદાવાદ છોડવાનું હતું; એટલે માણેકને પણ ઉતાવળ તો હતી, ત્યાં વધુ બેસવાનું તો નહતું, તોપણ પ્રભુ કૃપા એવી થઈ, કે તેમને આડકતરો માર્ગ મળી ગયો, ને સીધી રીતે ઘેર પહોંચી ગયાં.

---

## પ્રકરણ ૨૨ મું.

### વ્હાલાંઓની વિદાયગીરી.

દુનિયાના વિચિત્ર સ્વભાવોનું તોલન કરતાં ઇશ્વરના અદ્‌ભૂત-કળાપર અજબ મોહની લાગે છે! માનવનો મહા સિદ્ધ અવતાર મળ્યા પછી, બૂદ્ધી ને કર્મના જોડાણથી દેહને તરવાને માર્ગ હાથ આંવ્યા પછી જો પશુ કરતાં શ્રેષ્ટ બૂદ્ધિવાળાં, પણ જો માનવ જન્મનો નઠારો ઉપયોગ કરીને હવસી રૂદનમાં રાત દિવસ ગાળે, તો કોટી જન્મે ચાર દીનની ચાંદની પેઠેમ ટુંકું જીવતર, જો અક્કલથી

સમજાય તો મહાત્મ પદ મેળવી શકવાને સમર્થ થાય છે; પણ મહા-રિપુ ક્રોધ, મહા અભાગિણી આશા ને મહાન વેરી મોહ કદી પણ ઉંચી આંખ કરવા દે તેવો નથી. જો માણસ ધારે તો સર્વ કરી શકે છે; પણ કર્મની ગતીએ પામેલી બૂદ્ધીનો દુરોપયોગ કરીને માનવો વૃથા માયામાં અથડાય છે. સ્વભાવનું ઓસડ નથી. વેજારામનાં ઘરની વાંદરીયો એમજ સમજતી હતી, કે પોતાની આબરૂ માત્ર આડંબર કરવાથીજ વૃદ્ધિ પામે છે. લોક લજ્જાનો ટેકરો, ઉન્માદ ને ઉદ્ગાર-માંજ ચડતી ટોચવાળો દેખાય છે. આવી મૂર્ખ–બૂદ્ધિની ગૃહિણી-ને તેને ટેકો આપનાર બાયલો વર એ પણ એક સંસારની સુખકારી હવાને બગાડનારો ઝેરી જંતુ ગણાવો જોઇએ. માધુભાઈ શેઠના ઘરનો વૈભવ, તેમની કુલીનતા, તેમની રહેણી–કરણી, ને તેમના કુટમ્બનો નમ્ર ગુણ, જો વેજારામની વાંદરીઓના કૂટીલપણા આગળ મૂકાએ, તો સંસારમાં કાળી ને ધોળી બાજુ દેખાઇ આવશે, ખરૂં છે કે અન્ન તેવો હોડકાર, ને કર્મ તેવી બૂદ્ધિ! પુન્ય વિના સારા વિચાર ને સુખ પ્રાપ્ત થતું નથી. વેજારામ બિચારો પૂર્વનો કોઇ પાપી જીવડો, ને તેની પૂઠે પડેલી એ કૂટીલ મધમાખીઓ એટલે તેના સંસારની તે શાન્તિ જણાયજ ક્યાંથી!

**पूर्वदत्ते या विद्या पूर्वदत्ते या धनं**
**पूर्वदत्ते या भार्या, यथा तिष्टति तिष्ठति.**

ખરી વાત છે કે મીઠી દરાખમાં ખટાશ એ તેના રસની માધુર્યતા છે. કેરીના રસનો શિતળ પ્રભાવ તેની ખુબીને દીપાવનાર છે. એકલી સાકર જેમ ગળપણથી પુરી લ્હેજત આપી શકતી નથી, ને તેજ પ્રમાણે અનેક ગુણોમાં એકાદ જો નામનોજ અવગુણ હોય કે જે પ્રકૃતિ વિરામનું સાધન ગણાય છે, તે હોય તો દોષરૂપ નથી; પણ વેજારામના ઘરનાં વાજાં તો દેશી સંસારમાં એક નમુનારૂપ થઇ

પડવાં જોઇએ ! ગુણવંતી ને માણેક મુખમાં હાસ્ય, જીભમાં વિવેક અને અંતરમાં તિરસ્કાર ધારણ કરતાં મહાકાળના કોથળામાંથી છુટાં થયાં— રસ્તામાં બન્ને શાણી સુંદરીઓએ તે પર ટિકા ચલાવી—

"જોયું, બ્હેન ? અધુરો ઘડો છલકાય, તે એનું નામ ! કાં તો ઉત્તમ કેળવાયલી અથવા તો અજ્ઞાન સ્ત્રી સારી. આ કેવળ અર્ધ-દગ્ધ ગૃહિણીઓ, અજ્ઞાન વહાણવટીની પેઠેજ સહજ વારમાં સંસાર-નાવને ડૂબાડે !" માણેકે કહ્યું.

"ખરૂં છે, માણેક બેન ! કયાં ભોગ્ય લાગ્યા, કે અહીં આવ્યાં ?"

"ગુણવંતી બહેન ? સઘળાં માણસોની પ્રકૃતિ સરખી નથી હોતી. રાત કાળી છે. તેથી રાતને તિરસ્કારવી નહિ. તેમાં પણ ખુબી છે. સારો ને નઠારો બન્ને અનુભવ થાય, ત્યારેજ માણસ, કાચ ને હીરાનો અંતર જાણી શકે ! તમારા નવા સંસારને આજનાં એવડાં ઉદ્દારણ બહુ સહાયભૂત થઇ પડશે."

"બ્હેન ! આ તો કાળી રાત નહિ, પણ કાળરાત્રી જેવો સંસાર છે. જુઓ કોયલ કાળી છે. પણ તેનો કંઠ મધુર છે. ભમર કાળી છે, પણ મોંની શોભા છે, રાત્રી કાળી છે, પણ શાન્તિની છાયા છે. ભેંસ કાળી છે, પણ દુધ ધોળું છે. આંખ કાળી છે. પણ જગતનો દીવો છે. તિલ કાળો છે, પણ નવ યૌવના સુંદરીના મુખની મોહિની છે."

"ગુણવંતી ? તમારી વાત ખરી છે. એ તો કાળરાત્રી કરતાં પણ આ તો વિચિત્ર ! શું પોતાની પાંચ–પચીશની અળખામણી સાહ્યબીથી લોક અંજાઇ જાય !"

"હું કહું છું કની કે સ્વભાવનું ઓસડ નથી. કેટલાંક મુર્ખ લોકો એમજ. સમજે છે, કે કોઈ માણસ ઘરમાં આવ્યું, કે પોતાની

દોઢ પચીશે લખેશરીનો વૈભવ દેખાડવા મંડી જાય! આ સઘળાં વૈભવ વગરના નકલી ફાંફાં છે. જેને ત્યાં અન્ન ધનનો ભંડાર છે, ત્યાં તો શાન્તિજ છે, પણ જ્યાં થોડી મૂડીએ મોટાં કહેવરાવવાનો હાસ્યજનક સ્વભાવ વાસો કરે છે, ત્યાં આ ચરિત્રો બહુ નજરે પડે છે.”

ગુણી તથા માણેક આ રીતે વિનોદ કરતાં ઘેર આવ્યાં—લગાર મોડું થવાથી છોકરાં માણેકની વાટ જોઈ રહ્યાં હતાં, તે ગાડી જોઇને બહાર દોડી આવ્યાં, અને જયન્ત તથા કુન્દન પણ સામે આવી મળ્યાં. સર્વે સપ્રેમે અંદર ગયાં-અને અમદાવાદથી ઉપડવાની તૈયારી કરવા લાગ્યાં-માણેકે પોતાનો સામાન સંભાળ્યો-ને ગુણવંતી તથા મોજી મહારાજે પોતાનો સામાન તૈયાર કર્યો-કાશીના ગોર પણ આજેજ વિદાય થવાના હતા, એટલે તેમણે પણ તૈયારી કરી-ગુણી પોતાના પ્રિય ભરથાર કને ગઈ, ને બન્ને જણે બે ઘડી એકાન્તમાં વાતચિત કરીને ગોરને એક સેરની મોહનમાળા, સો રૂપિયા રોકડા, ને ગાડી ભાડું આપ્યું. ગોર ખુશી થયો, પણ ગુણવંતીના હાથમાંથી લેતાં તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. પોતાના પિતાના ઘરના જુના ગોરને રડતો જોઈ ગુણીની છાતી ભરાઈ આવી—

“બ્હેન? હવે ક્યારે મળીશું!” ગુણીથી કશું બોલાયું નહિ—

“ગોરજી? હવે વળી સારે પ્રસંગે પધારજો.” જયન્તે તક જોઇને કહ્યું.

“પ્રભુ કરે ને ગુણી બ્હેનને સારા દહાડા દેખાડે.”

“ગોર? ગોરાણી તથા નાની બહેન વગેરેને મ્હારા ઘટીત કહેજો-પિતાના રાજ્યમાં ગંગા—પાન કરવાથી હું ભાગ્યવંતી થઇ-પણ હવે તો પિતાનું ઘર—” એટલું કહીને તે હુસકે હુસકે રડવા માંડી—

"બ્હેન, રડશો ના, મ્હારા સમ! હોય! પ્રભુની ઇચ્છા–તમે લાયક ઠેકાણે પડી ગયાં, એટલે બસ છે. પિતા–માતા કંઈ સદાકાળ બેસી નથી રહેતાં. માવતરના સ્ત્રીયોને વધારે ઓરતા રહે છે. ભાઇની ભાવટ બીજા કોઇથી ભાગતી નથી. ક્રોડપતિ સાસરીયાનો વૈભવ, ગરીબ માબાપની રાબ રોટલી કરતાં પડતો લાગે છે. પણ દવી સંસ્કાર સાથે કોઇનો ઉપાય નથી. બ્હેન, હવે તમે ઓછું લાવો, તો મ્હારા સમ છે; મ્હારૂં ઘર તે તમારૂં જાણજો. મ્હારા દેહમાં જીવ હશે, ત્યાં સુધી હું તમારી જંખના કરીશ. હું તો એક તમારો આશ્રિત વિપ્ર છું, ગરીબ છું, પણ મ્હારી વ્હાલી બ્હેન? મનેજ તું ત્હારો ભાઇ ગણજે! હું ત્હારા વડેજ જીવીશ—મને તુ વિપ્ર વેળા વિપ્ર ગણજે, ને જ્યારે તને ભાઇ સાંભરે, ત્યારે તું મને યાદ કરજે. હું શરમાઉ છું, પણ જો તું મને ભાઈ તરીકે ગણવા માગતી હોય, તો જે તેં આપેલું છે, તે ત્હારૂંજ છે, તે માંહેના આ દસ રૂપિયા હું પસલી દાખલ આપું છું, તે લ્હે! મ્હારાં બાળકોના સમ, જો તું હઠ કરે તો! ગરીબ ભાઇના ઘરમાં તને આપવાનું શું હોય! ગરીબ સુદામો તો માગ્યા ઘરના તાંદૂળજ આપે, લ્હે!"—ગોરે ભરાતી છાતીયે, તૂટતા શબ્દે, ને હેતથી લચબચ થયેલા સાત્વિક ભાવે હાથ લંબાવ્યો–ગુણીએ બે હાથ જોડીને છેવટ રડતાં રડતાં એટલુંજ કહ્યું, કે—

"મને તે પહોંચ્યા–જેવી સદ્‌ભાવના છે, તેવી રાખજો, ને એ દસ રૂપિયા મ્હારાં ભાંડુ જેવાં તમારાં બાળકોને આપજો—

"તમારૂં સૌભાગ્ય સુખ અખંડ રહો, ને તમો દમ્પતિનો વિજય થાઓ—" આ પ્રસંગ પુરો થતાં–જમવાની તૈયારી થઈ. સર્વે જમી રહ્યાં. ગાડીઓ આવી–સામાન નાખ્યો–ને સઘળાં ગાડીઓમાં બેઠાં. જયન્તે પોતાના ખાનગી માણસોને ઘર સોંપી

દીધું, જોખમી સામાન સાથે લઇ લીધો હતો. એટલે માલ ગાડી-ઘોડાને સંભાળવાની તથા ભેંશ ને ગાય વગેરેને મુંબઈ મોકલવાની ભલામણ કરીને અમદાવાદ સ્ટેશને ચાલ્યાં-ગોરજી મહારાજની ગાડીને કલાકની વાર હતી—મુંબઇ જનારો મેલ આગળ આવી પ્હોંચ્યો, ને જયન્ત, ગુણી, કુન્દન, માણેક તથા છોકરાં સર્વે સેકન્ડ કલાસમાં બેસી ગયાં. ગોરજી મહારાજ તથા નોકર પાછલા ડબામાં બેઠા— ટ્રેન ઉપડી—હાસ્યવિનોદ કરતાં કરતાં વલસાડ સ્ટેશને પ્હોંચ્યાં, ત્યાં કુન્દનનું કુટમ્બ છુટું પડયું—અને નવીન દમ્પતી, રમા સહિત મુંબઈ તરફ રવાના થઇ ગયાં.

---

## પ્રકરણ ૨૩ મું.

### સ્ત્રી, એ સંસારનો સાચો શણગાર છે.

સાક્ષાત્ લક્ષ્મી સ્વરૂપ, માયાનો બીજો અવતાર અને મોહનીનો એક અંશ તે સ્ત્રી છે. જંગલમાં મંગળ કરનાર, સ્મશાન જેવા શુન્ય સ્થળમાં આનંદ-ક્રીડાનો વાસ કરનાર અને એકાન્ત જગ્યાને વસ્તીર્ણ કરનાર સ્ત્રી છે; કોડીના પુરૂષને લાખનો બનાવનાર એ લક્ષ્મી છે. આબરૂથી અલગો થયલો ધનવંત, સ્ત્રી વડે પુનઃ પુજાતો કરનારી એજ માયા છે. જેના વડે શુન્ય હૃદય, સંદીગ્ધ શરીર સતેજ થાય છે. અક્કલનો ગુમ થયલો ખજાનો પાછો મળે છે; અને પીડાનો શ્વાસ લેનારો, સુખના હિંચોળાપર વૈભવની લ્હેરો લઇ શકે છે; પતિના નિવાસમાં સ્ત્રીની ગેરહાજરીનો એક દિવસ ને હાજરીની એક ઘડીમાં આસમાન જમીન જેટલો તફાવત દેખાય છે; સાક્ષાત્ ભગવાનના વૈકુંઠ ધામમાં જો સ્ત્રી ન્હોત, તો તે વૈભવ શુન્ય થઈ પડત; જ્યાં

જોઇએ, ત્યાં એજ માયા વડે મોટાઈ મળેલી છે; ને જ્યાં જોઇએ, ત્યાં એજ માયાએ મુક્તિ આપી છે; જેનાપર તે પ્રસન્ન થઈ છે, તેને મુક્તિ મળી છે; જેનાપર તે રૂઠી છે, તે નર્કાધિકારી થયા છે. જ્ઞાન વડે સઘળું સમજી શકાય છે, એટલે સ્ફૂટ અર્થની જરૂર નથી, પણ આ સંસારનો તે નાયક છે. ગુણવંતીના આગમન પછી જયન્તનું મન પ્રફુલ્લિત થઈ ગયું. તેના સુના પડેલા વૈભવો પ્રકાશતા થયા. તેના ઉંઘણસી નોકરો જાગૃત થયા. તેનામાં ચૈતન્ય આવ્યું, સંસાર ત્યાગ કરવા જેનું મન આતુર હતું, તે પાળવા તૈયાર થયું. જેને જીવવાની દરકાર નહતી, તેને કાયા કિમતી ગણવાનો સમય આવ્યો. જેને દેહ પડવાનો ભય રહેતો નહતો; તેને જાળવવા યત્ન થયો. જેને વૈભવ અકારો હતો, તે પ્રિય થઇ પડ્યો. જ્યાં લક્ષ્મીનો વાસ, ત્યાં પ્રકાશનો ટોટો શો ? ઘરમાં નુપુરનો રણઝણાટ, મૃદુલ વાણીનો આનંદ, સ્વરૂપ ને સદ્‌ગુણની રોશની, તથા સુખ ને શાન્તિનો આશિર્વાદ, ત્યાં તે આનંદનો પાર હોય ! મુંબઇના બંગલામાં ગુણવંતીએ પ્રવેશ કર્યો, કે જયન્તનું ભાગ્ય ફરી ગયું; બંગલાનો રંગ નવો જણાવા લાગ્યો—ઝાડ-પાન તાજાં થયાં. માળીઓ જાગૃત થયા. પુષ્પો પ્રફુલ્લિત થયાં. પવન વાવા લાગ્યો. નોકર ચાકરોમાં શક્તિ આવી; અને પદાર્થોમાં પ્રકાશ આવ્યો; અર્થાત્ સર્વની તપાસ લેનાર સરદાર હાજર થઇ ગયો; જે માલિક વગર સુસ્ત હતું, તે માલિકની હાજરીથી જાગૃત થયું—ઘરવાસની સામગ્રી, ને નિયમિત વ્યવહાર ચાલુ થયો, એટલે દેદિપ્યમાન લાગે, તેમાં નવાઈ નહિ—

જયન્તના પત્ર પ્રમાણે ઓફીસના કલાર્કે બંગલામાં સાફસુફ કરાવી રાખ્યું હતું. ભટ-ચાકર નોકરો અગાઉથી હાજર થઈ ગયા હતા, એટલે નિયમીત વ્યવહાર ચાલુ થઈ ગયો હતો. ગુણવંતી જેવી ભાગ્યદેવીના પ્રતાપથી વધારે કામ દીપતું હતું. આ મહાદેવીના

સ્વરૂપથી સર્વ જોનાર અંજાઈ જતાં હતાં. એ પ્રતાપવાન સાધ્વી સાથે વાત કરવા—દર્શન કરવાની જોનારની આતુરતા એટલી વધી પડતી, કે પોતાને સખ્ત મજુરીનું કામ કરવા માટે ગુણી જો તેઓને પોતાની કને બોલાવે, તો વગર દામે, નમ્ર થઇને કામ કરે, તેવો તેનો પ્રતાપ પડતો હતો. પ્રભુની તેનાપર કૃપા હતી. પૂર્વના સંસ્કારનું તેની મુદ્રાપર તપ જણાતું હતું.—

પ્રભાતમાં વાલકેશ્વરની શિતળ ટેકરીપરના શાન્ત બંગલાઓમાં વિરાજતી સુખી પ્રજા, અને વૈકુંઠના વિલાસ જેવા મહેલો જોઇને ગુણી આનંદ પામી—વિવિધ પ્રકારના વૈભવોમાં ઝુલતી મનોહર નવરંગી નારીઓને નિહાળીને પોતે તો સ્વરૂપ તથા સદ્‌ગુણ માટે માનહીન થઈ ગઈ. રાજવંશી લોકોના વૈભવોને બાજુ મૂકે, ને ભલા ભલા રાજાઓને અદેખાઇ ઉત્પન્ન થાય, તેવા વસવાટ કરનારાં ત્યાં રહે છે; ને તેની પંક્તિમાં પોતે પણ સામેલ થઈ, તે માટે પ્રભુનો પાડ માનવા લાગી.—

રેલ્વેનો થાક ગાળવા ગરમ જળથી દમ્પતી ન્હાઇ ધોઇને શાન્તિ પામ્યાં. રસિક રમા પણ માત—પિતાના લાડમાં આનંદ કરવા લાગી. જયન્તના અંગમાં નવું શૌર્ય આવ્યું. સુમતીના મરણ પછી કોઈ પણ ધંધાના માર્ગપર નજર ઠરતી નહતી, તે તેને ઓફીસ સાંભરી. ઘરાકો યાદ કર્યા. વ્યવસ્થા કરવા મન થયું. વૈભવ વધારવા ઇચ્છા થઈ. સ્નેહાળ ને સુશીલ ગૃહિણી સાથે ભોજન લઇને દસ વાગે ઓફીસમાં જવા વિચાર કર્યો.

"વ્હાલા, પાછા કયારે ફરશો ?"

"હું ત્હારી મરજીને આધીન છું, માઇ ડૅારલીંગ !"

"શું હું તમારી સાથે ન રહી શકું ?"

"પણ રમા ? જો ત્હારાપર રમાને સંભાળવાનો બોજો નહોત,

તો ખચીત ત્હારી સંગતની મોજ મને સવામણ લોહી વધારી દેત! જો હું ઓફીસમાં કામ કરતાં વારંવાર ત્હારાં દર્શન કરતો રહેત, તો મ્હારા અંગમાં કેટલું બળ વધી શકત? અફસોસ, કે એ લાભ નથી મળી શકતો; કેમકે આપણાપર આ નિર્દોષ બાળાની ઉપાધી છે; એક ધર્મ બજાવવો બાકી છે. એક ઋણ છે, તે વસુલ દેવું છે."

"ત્યારે શું હું એકલીજ રહીશ? ને તે કેટલો વખત, ડીયર.

"માત્ર બે ચાર કલાક રહેજો; પછી ગાડીમાં રમાને લઇને ઓફીસમાં આવજો; ત્યાંથી આપણે સાથે ફરતાં ફરતાં બંગલે આવીશું. આપના એકાન્ત વખતમાં આપે રમાને રમાડવાનું, શીખવવાનું ને તેને સુખી કરવાનું માથે લીધું છે; તો પણ આપને સહાયતા જોઇએ, તો આજે હું એક મડમને રાખી લઇશ. તેની જોડે તમને પ્રસંગ પડશે, તો તેથી તમારા અંગ્રેજી અભ્યાસને લાભ થવા સાથે સોસાઇટીમાં હરતાં ફરતાં થશો, અને તે ઉપરાંત રમા માટે એક ધાટણ બાઇને રાખી લઇશ, કે જે ગુજરાતી જાણતી હશે; દેશી સંસારમાં પલોટાયલી હશે."

"વેલ માય ડીયર, હું બાઉન્ડ છું, તમોને સરવીસ આપવા!"

"અને તેજ રીતે હું પણ બાઉન્ડ છું, મ્હારી પ્રેમાળ સ્ત્રીના પ્રેમને હાથમાં સંભાળવા? હું જાઉં છું. રમા સુતેલી છે, હવે તમે તેને સંભાળજો. ગુડ મોરનીંગ?" જયન્તને હવે શૌર્ય પેદા થયું; એક વિદ્વાન ગૃહિણી, એક મોહક સુંદરી, એક સાધ્વી પત્નિના પ્રેમનું બળવંત પાણી મળવાથી, અને ગંગજેવી નિર્મળ નદીનાં પાણી પ્રાશન કરીને સત્ય સદ્દગુણ ધરાવનારી નારી પ્રાપ્ત થવાથી તેને બેવડું જોમ આવ્યું, ને ભપકામાં પ્રિયાને મળીને આફીસ તરફ રવાના થયો. જયન્ત ગયો, ત્યાં સુધી બંગલાની બહાર ગુણી ઉભી, ને રસ્તાપર જ્યાં સુધી નજર પડે, ત્યાં સુધી તે તાકીને જોઈ રહી. નોકરો પણ આ રૂપાળી

પણ પ્રેમાળ, નમ્ર, ને ભલી શેઠાણીના સદ્ગુણપર મોહક થઇ ગયા અને શેઠને ભાગ્યશાળી ગણવા લાગ્યા.

"ગુણી બ્હેન? અહીં એકલાં એકલાં શું કરો છો? અંદર આવોની!" રમાએ બંગલાના ચોકમાંથી મોટે સાદે કહ્યું.

"હા, બ્હેન તું ઉઠી કે બા?" ગુણીએ અંદર આવતાં કહ્યું.

"હા; આજે મને બહુ ઉંઘ આવી ગઈ. ટ્રેનમાં ઉંઘાયું નહતું તો! પણ તમે ત્યાં શું કરતાં હતાં?"

"ત્હારા પિતાજી ઓફીસમાં ગયા." ગુણી, રમાને લઇને બાંક પર બેઠી.

"પાછા કયારે આવશે?"

"આપણે તેમને તેડવા જઇશું, ત્યારેજ તો! તેં ઓફીસ જોઈ છે?"

"હાજ તો! ગાડીમાં બેસીને બહુ વાર હું તો ઓફીસમાં જાઉં છું. તમે પણ આવશો કે? ઓફીસમાં જતાં તો રસ્તામાં ચોપાટીનો દરિઓ, રેલ્વે સ્ટેશનો, ટાવર, હાઇકોર્ટ, ને કિલ્લાનો રસ્તો આવે છે. આપણી ઓફીસ કની, તે અંગ્રેજ બજારમાં છે, આપણો ગાડીવાળો તે માર્ગ જાણે છે."

"અને ત્હારે માટે તો એક ધાટણ ને એક મડમ રાખવામાં આવશે."

"મ્હારા માટે! વાહવા! બહુ મજાહ પડશે. ગુણી બ્હેન! તમે આવ્યાં તે સારૂ થયું; મને પણ મજાહ પડી; ને મ્હારા પિતાને પણ મજાહ પડી. તમે આવ્યાં નહતાં કની, ત્યારે તો મ્હારા પિતાજી મ્હારી માતાની છબી જોઇને રડયાજ કરતા; ઓફીસે પણ બહુ ન જતા. હસતા પણ નહિ. ઉદાસ રહેતા; ને તમે આવ્યા પછી તો કેવા ખુશ મિજાજમાં રહે છે! પણ ગુણી બહેન? મોજી કહે, કે તમે તો હવે મ્હારાં માતાની જગ્યાએ આવ્યાં, ખરૂં?"

"હા, બ્હેન! તને તે ગમે છે કે?"

"હા જ તો. તમે તો મને મ્હારાં માતાજી જેવાંજ વ્હાલાં લાગો છો. પણ હું તો તમને ગુણી બ્હેન કહીશ, હોં; મમ્મા તો નહિ કહું!"

"બ્હેન? તને જેમ ગમે તેમ કહેજે—બ્હેન કહીને બોલાવીશ, તો પણ હું બહુ ખુશી થઇશ."

"તો બ્હેનજ કહીશ. જો તમે ખુશી થશો, તો મને ખુશાલી થશે; કેમકે તમે હસમુખાં હશો, તો હું પણ હસમુખી થઇશ. પણ અંદર આવોની, હું તમને મ્હારી બા દેખાડું!" એમ કહીને ગુણીનો હાથ પકડી રમા તેને અંદર સુમતીની છબી કને લઇ ગઇ

"બ્હેન, સુમતી બ્હેનની છબી તો મેં જોઇ છે."

"પણ આ છબી નહિ જોઇ હોય! જુઓ, એજ મ્હારાં બા કની?"

"બ્હેન, હું તો છબી પરથીજ ઓળખું છું."

"હા; પણ જેવાં હતાં તેવાંજ છે કની!" ભલી ને નિર્દોષ બાળા શું સમજે, કે સુમતીની હાજરીમાં ગુણી ન હતી: અને તેણીએ તેને જોઇએ ન હતી.

"હા, ચ્હેરો તો તેમના જેવોજ છે; પણ રમા? પેલી મેનાં કેવું ગાય છે, ચાલ તો!" ગુણી, રમાને બીજી તરફ ઘસડી ગઇ; મૂળ વાત વિસરાવી દીધી—બાળક બુદ્ધિપર મરનાર માતાનું સ્નેહાવરણ આવતું અટકાવી દીધું.—

"એ મેનાં તો મ્હારી છે; મેં તેને પાળી છે. મ્હારે માટેજ લીધી છે. મ્હારી બા ગુજરી ગયાં, પછી પિતાજીએ મને અપાવી છે. એ કેવું મજાનું બોલે છે! કોઇ કોઇ વાર તો પ્રભાતમાંજ રાધા-કૃષ્ણ રાધા-કૃષ્ણ બોલવા મંડી જાય છે, મને મોટી મહારાજે તેનું એક

સુંદર ગીત શીખવાડયું છે, જો તમે સાંભળવા ઇચ્છતાં હોય, તો તમે સતાર વગાડો, હું ગાઉં।"

"હા, ચાલ." ગુણીએ વખત પસાર કરવા, ને મનને રિઝવવા આ કામ હાથમાં લીધું; બન્ને દિવાનખાનામાં આવ્યાં. ગુણીએ સતારનો સરોદ શરૂ કર્યો. રમાએ મેનાનું ગીત ગાવા માંડયું.

## મલ્હાર—ઠુમરી.

બોલ બોલરે મધુરી મેનાં કેમ રિસાય?
નમણી રમણી શરમાઇ કાં જાય—ટેક
સુંદર પાંજરૂં સોને મઢાવું, પ્રેમ-વચનથી પ્રીતે પઢાવું;
વિધવિધ વનફળ ખંતે ખવાડું-રંગીલા રસીલાં ગીત નિત
શીખાય—બોલ૰

આ મૃદુલ સ્વર સાંભળીને મોજી મહારાજ દોડી આવ્યો; ત્યાં તો સરસ્વતી જેમ વીણા લઇને ગાન કરતાં બેઠાં હોય, તેવી ગુણવતીને નિહાળી—

"બ્હેન? તમારો હાથ સતારપર સારો બેઠો છે." મોજી બોલ્યો.

"હા—કોઈ કોઈ વાર મનને રિઝાવવા સાચું ખોટું વગાડું છું." ગુણીએ સતાર મુકતાં શરમાતે મુખડે કહ્યું.

"બ્હેન, હું તો તમારો ભાઈ છું, દાસ છું—શરમાઓ નહિ."

"તમે વૃદ્ધ છો. તમારી મર્યાદા અમે ન જાળવીયે, તો આ બાળકો ને નોકરો શું સમજે।"

"તમારી લાયકી છે, બ્હેન! પણ તમે મ્હારાથી તો કદી શરમાશો નહિ. મને ગાયનનો બહુ શોખ છે."

"હા. મોજી મહારાજ સુંદર ગીત ગાય છે." રમા બોલી.

"મને થોડોક અનુભવ તો છે, તોપણ."

"મોજી મહારાજ ? એક રમુજી ગીત ગાઓ."

"હા. જો મોટાં બ્હેન સતાર વગાડે તો."

"મ્હારા સમ–ગુણી બ્હેન! તમે વગાડો!" રમાએ હઠ કરી, ગુણીએ સતાર લીધો; એટલે મોજી મહારાજે ગીત શરૂ કર્યું—

**ખમાચ–ઠુમરી.**

માણસ મનમાં માને મોટો;
એવાં ખોટાંનો નથી તોટો—ટેક.
હું જેવો નથી રાવણ રાજા;
કોણ કહે કે છે જોટો—માણસ.
ગાડી નીચે શ્વાન ભમે છે;
ભાર ઉપાડે શું લોટો ?—માણસ.

"વાહવા–કેવું મજાનું ગીત! મોજીરાજ ? મેં પણ પેલી મેનાનું ગીત ગાયું–" આ રીતે વિનોદ કરે છે, એવામાં ભટ ચાના પ્યાલા લાવ્યો; ને તેટલામાં તો ગાડીવાને આવીને તૈયાર થવાની ખબર આપી. ગુણી તથા રમા ચા પીને તૈયાર થયાં; અને મોજી મહારાજને ગાડીપર બેસાડીને બન્ને ઓફીસ તરફ ચાલ્યાં. રમા માર્ગમાં નવું નવુ કૌતુક બતાવવા લાગી.–

---

# પ્રકરણ ૨૪ મું.

## મુંબઇનો બહાર–ગુણવંતીનું દૃષ્ટિ–બિંબ!

અલબેલી મુંબઇ નગરીની મનોહરતા જોઇને વિલાયતીઓ પણ ચક્કર ખાઇ જાય છે. પાલવા ને એન્ડ સ્ટેન્ડપર લ્હેરો લ્હેતી નાજુક નાજનીયોના ગોરા ગોરા બદનપર નવરંગી વસ્ત્રાલંકારો જોઇને ક્રોડ અબજપતી કારનેગીની આંખ પણ ભૂલાવો ખાઇ જાય છે. સુધારાને નામે ઉડતી ફેશનેબલ પારસી કુમારિકાઓનો બહાર નવજુવાનીના જુસ્સામાં અંગ્રેજી ભાષાની છેલ–છબીલી લાવણ્યતામાં ઠણકો કરી રહે છે. હાથમાં હાથ નાખીને ચાલતી પારસી બાનુઓ જોડે ફીરંગી ગોટલા જેવા કોઈ કોઈ જુવાનીયાઓ ન જણાય પારસી, કે ન જણાય ફીરંગી તેવી ભૂલ કરાવતા નજરે પડે છે: ગરીબ બિચારો ગુજરાતી હજામ પાલવાપર ભૂલથી જઇ ચડયો; ને આ રંગીલાં જોડાંને જોઇને હેબતજ ખાઇ ગયો. "બાપરે શો જમાનો આયો સે! પોરહૅણુ જોડે એંહ કોઇ ફીરંગી!!" એ બિચારો શું જાણે, કે એ તો મુંબઇનો બહાર છે, સુધારાનો શણગાર છે. પચરંગી પ્રજાનો આનંદાશ્રમ અને મોહક ભમરાનું શાન્તિભૂવન પાલવા અને બેન્ડ–સ્ટેન્ડ છે. વિકટોરિયા ગાર્ડનમાં વાગતા બૅન્ડની મજાહ મેળવનારી શોખીન પ્રજા આ સ્થળમાં અસંખ્ય ચમકારા કરે છે. અંગ્રેજ ને પારસી પ્રજાને ફરવાનું–હરવાનું આ ઉત્તમ સ્થળ થઇ પડયું છે, અને ઇસ્લામી ભાઇઓ ઉપરાંત બીજી નાની નાની સંખ્યાનો પ્રજા ભાગ પણ નિવૃત્તિ લઇ હવા લ્હેવા પધારે છે. મુંબઇનો વૈભવ આંખને અંજાવે તેવો છે; પણ તેમાં પોલમપોલમ ઘણું છે. મુછે તાવ દઇને અક્કડ ચાલનારા ફક્કડો, ચક્કર ખવરાવાને બાજખોરાઓને પોક. મુકાવતા હશે, તે તો

તેઓનાં અંત્તર જાણે; પણ ગરીબોનાં નાણાંએ શ્રીમન્ત બનીને ગાડી-ઘોડાના દમામમાં મુછે લીંબુ લટકાવી ફરનારા ધનવાનો પણ ઘણા હશે! જેઓ મીલનરો નામે કોઇ કોઇ પંકાતા થયા હશે; અને મોટા દમામદાર વેપારી પેઢીવાળા પણ કોઇ કોઇ વીલીયમ વૉટસનની કંપનીના શરાફી ધંધા સાથે સટાના વેપાર ખેલનારા થોડા ન હશે! મહાલક્ષ્મી ને પુનાની સરતના શાહુકારો અને નાચ-કુદ કરીને જુગારમાં નાણાં ગુમાવનાર બે ઘોડાની ફાઇટન ને ત્રણ બોડીગાર્ડો સાથે ફરતા ભલે જનસમુહની આંખમાં અળખામણા લાગે, પણ પોતે તો ભરૂચી નવાબ પેઠેમ છાતી કહાડીને દોરદમામ દેખાડતા જણાય છે. ભરચક વસ્તીથી ભરેલું શહેર કે જ્યાં અનેક ખુનામરકી, ચોરી ચપાટી અને અવળા સવળા ધંધા ચાલુ છે. પોલીસની ચાંપતી દેખરેખ છતાં આંખ અંજાવીને ઉડાવી જનારા ઉડાઉગીર કમતી નથી. ભલાની ભલાઇ છે. સખાવત ને પરોપકાર કરનારા સાચા શ્રીમાનોનો તોટો નથી. પારસી ગૃહસ્થોની ગૃહસ્થાઇને ધન્યવાદ છે; થોડાક હીંદુ શ્રીમાનોને બાદ કરતાં સ્વાર્થ સિવાય પરમાર્થપર પાણી ફેરવનારાઓ ઉપર અપવાદ છે.

આ નવરંગનો રંગ બતાવવા માટે જયન્ત, પોતાની પ્રિયાને લઇને ગાડીમાં ફરવા ચાલ્યો. રમા સામે બેઠી, અને દમ્પતી જોડા-જોડ બેઠાં, હીંદુ પ્રજાના નવા સુધારાને પ્રકાશિત કરનારાં આ સુઘડ દમ્પતીઓ મુંબાઈ નગરીમાં થોડાં નથી. અંગ્રેજી રાજની બોલબાલા! ભારતના ઉદયનો પડછાયો સમયને શરણે પડીને સંસાર ચાલ્યો જાય છે. આજકાલ આ નગરીનો ભપકો એક વખતસરના દાયકાને શોભા આપે છે. ભારતની અવદશાનો અંક સ્થપાયા પછી, પ્રભાસ પાટણમાં થયેલી ધાર્મિક ગેરસમજુતી પછી કુદરતનો કોપ જાગી ઉઠયો છે, મુંબઇમાં પણ હુલ્લડ થયું; સ્વદેશી પણ જાતિ વિજાતી પ્રજાના

અણુસમજુ વગેરે સારા વર્ગમાં પણ સહજ અણગમો ઉત્પન્ન કરાવ્યો. આખરે પરિણામ એ આવ્યું, કે રાજ્ય સત્તામાં દેશી પ્રજા પ્રત્યે કંઇક છુપો અણગમો પેઠો—અને વૃથાવાદ કરીને સાચાં સુખોનો નાશ કર્યો. કંકાસનું મોં કાળું ! કૌરવોના કલહથી જેમ તેના આખા કૂળનો નાશ થયો, તેમ ભારતીય પ્રજાના વિચ્છેદાયલાં અંતર–કમળના કીડા વડે, ભારતની શાન્તિનો નાશ થયો. મરકી ને દુકાળના ભયંકર ભક્ષનો ભોગ થઇને ભારત ડોલતું થઇ ગયું. કોળાહોળ થવાથી ભારત અવદશાને આધિન થઈ ગયું. મુંબઇ નગરી આખા હિન્દના નિર્વાહનું મહા સ્થાન છે. જગતની પ્રજાનો મોટો ભાગ મુંબઇમાં વસે છે—ને તેનો ભક્ષ કરવા રૂઠેલો કુદરત મહા વ્યાધી પ્રસારીને ભયંકર કોળાહોળ કરી રહ્યો. એ પ્રચંડ યોગથી, સુકા સાથે લીલું બળે, તેમ પાપી સાથે પુન્યવંત કુટમ્બ પણ ચંદ્રના રાહુ મિત્ર પેઠેમ ઘેરાઇ ગયું. અનેક કુળોનો નાશ થઈ ગયો. લક્ષ્મીની અચળતા ચળિત સ્વરૂપે આમ તેમ ભટકતી થવા લાગી. આશાવંત કુમારાવસ્થામાં ડોલતી દમ્પતીઓ ભાગ્ય યોગે ભટકતાં થઈ ગયાં. તોપણ આ બલિહારી મુંબઇ નગરીનો બહાર તો તાજો ને તાજો, નવો ને નવો થતો ગયો.

‘જીવે તે જુવે’ તેમ આ પ્રચંડ રોગની આફતમાં પ્રભુ કૃપાથી બચેલા માનવીઓ કુદરતના કોપનો ફેરફાર જોતાં હતાં. જુનાનું નવું, ને નવાનું જુનું. જંગલ ત્યાં મંગળ, ને મંગળ ત્યાં જંગલ જેવું થઇ ગયું જોયું. ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના શેહેર સુધારા સમાજે દસ વર્ષના ત્યાગીઓને મુંબઇના મ્હોલા ને માળાઓનાં સ્થાન સુદામાની પર્ણકૂટી પેઠેમ ઉઘડીને અળગાં થએલાં દેખાડયાં ! આ રીતના ફેરફારમાં જેમ નવાઇ લાગે છે, તેમ સાંસારિક સ્થિતી, ધાર્મિક જાગૃતિ, રાજ્ય વિહ્વલતા, અને માનસિક ચપળતાનો ખુરદો

થતો જાય છે. દેશીને નામે મન મનાવતી પારસી પ્રજા વિદેશી વિલક્ષણતા ધારણ કરી બેઠી છે. હીંદુ સુધારો ટોચપર ચડવાનું કાકરૂદન કરતો ઉડતો ફરે છે. વેપાર–વણજની ધામધુમ જોઇએ, તો તેટલીજ જણાય છે. મોટો નફો કરનારી નાટક મંડળીઓ દુકાળ નિમિતે દેવામાંથી છુટી થઇ ગઈ. ધર્માદા ખેલોને નામે 'મેરી આપેલી મત ભૂલીયો,' તેમ દરરોજની પેદાશ કરતાં પચાસ વધારે રોકડા, ને માન ચાંદ દાન પર દક્ષણા પેઠેમ લઇને માતબર થઈ ગયાં; પણ એ નિમિતે ગરીબ દુકાળિયાને આશરો મળ્યો. પ્રજાને પુન્યનો નફો પેદા થયો, ને નાટકવાળાઓને તડાકો પડયો !

રંકને ઘેર દુકાળ, અભાગીયાને ઘેર જમરાજ ! કંઈ નશીબદારને ત્યાં તેવું ન્હોય ! જગતમાં ગરીબનો મરો ! રોગમાં પણ ગરીબ વધારે મરે, અને રીબાય પણ તેજ. પાપના પ્રતાપે રંક દશા પ્રાપ્ત થાય, અને મુંબઈ જેવા વસ્તીર્ણવાળા ને ગીચ શેહેરમાં જંગ્યાની તંગાશ, ત્યાં બિચારાં ગરીબોને હવાનું સ્થળ તે કયાંથી હોય ! માંડવીબંદર, ભૂલેશ્વર અને ઉત્તર ભાગ જોઇએ તો નર્કસ્થાનની શિક્ષા, અને જન્મકેદ ! અંધારી કોટડીમાં રહેવાનો જાણે સખ્ત હુકમ અમલમાં આવ્યો હોય, તેવી અવદશા છે. મલબાર હીલ ને મહાલક્ષ્મીના ગિરિવર શૃંગપર શિતળ હવા લ્હેનારાં પુન્યશાળી જનો આ કષ્ટ ભોગવનારાં પાપી જીવડાંઓની હાલત શી રીતે જાણે ! જો કે કુદરતના દરબારમાં રંક કે ધનવંતનો, કીડી કે કુંજરનો સમાન ન્યાય છે, ભેદ રહિત ઈન્સાફ છે; પણ પાપ ને પુન્ય કરનારાંઓના તત્વમાં એટલું તો સિદ્ધ છે, કે પુન્યવંત જીવો પ્રભુને પ્રિય છે; ને તેથી તે વૈભવ વિલાસના અધિકારી છે. પાપીઓ ક્ષણિક જીવનમાં વ્યાધીકારક કળા ભોગવવાના અધિકારી છે, એટલે છાણના જીવો પેઠેમ તે ક્ષુલ્લક જીવન ભોગવે છે.

મુંબઇના શ્રીમાનોની લક્ષ્મિ વિચિત્ર રીતે સંગ્રહેલી હશે, એમ

ઘણા બુદ્ધિમંતોનું માનવું હશે! ગમે તેમ હો, પણ તેઓ તેના અધિકારી છે. લક્ષ્મી તો ઘણાને પ્રસન્ન છે, પણ હાથે ખરચાય, ત્યારે તેણે ભોગવેલું ગણાય! ગરીબની ગરદન પર છરી મારીને મોટા ધનવાન બનેલાઓ જેમ ઘણા છે, તેમ ગરીબને પોતાની સકમાઇનું ાાણું ખવરાવીને સંતોષ માનનારા ધનવંતો ઘણા છે. જેમ પુન્ય તેમ પાપ પણ છે; પણ બ્રિટીશ રાજની બલિહારી છે, કે આવા ગંજાવર શેહેરમાં દુનિયાની વિચિત્ર પ્રજાના મેળામાં, જુવાન સ્ત્રી એકલી હિમ્મતથી ગમે તે વખતે ગમે ત્યાં જાય, પણ કોઇથી આંગળી દેખાડી શકાતી નથી. ભલે, અનેક ખુનના કેસ થાય, પણ રામ–રાજ્યની શાન્તિ તો શાન્તિજ ભરેલી છે! ગામ ત્યાં ઢેડવાડો તો હોય! પાતાળમાં ચાંપો, પણ જેને ભ્રષ્ટ થવું છે, તે તો થવાનુંજ; પછી જોઇએ તો ધર્મના મંદિરમાં પ્રભુનાં દર્શન નિમિત્તે પાપનાં અધિકારી થાય, કે ગમે તો ધણીને સૂતો મૂકી વિશ્વાસઘાતી બનીને દેહને છેહ દે! પણ નીતિમાન હશે, તે તો અનીતિમાન થવાનાંજ નથી, દિવસ–રાત્રીના યુગ પ્રમાણે કાળી ધોળી સઘળી બાજુઓ અનુભવવામાં આવેજ, પણ બુદ્ધિમાન તેનો સારો ઉપયોગ કરશે, અક્કલહીણ ગેરઉપયોગ કરશે; તેમાં ભાવી તે કર્મ કરનારનાં, વાવે તેવું લણે, ને ચાવે તેટલું ચણે.

જયન્ત, પોતાની પ્રિયાને લઇને મુંબઇના થોડા માર્ગપર ફરવા નીકળ્યો–મેડો સ્ત્રીટમાંથી નીકળીને ટેટના હીરાવાળો મહેલ જોયો. રાજાબાઈ ટાવર, હાઈ કોર્ટપર નજર નાખીને પ્રિન્સ ઓફ વેલ્સના પૂતળાં પાસેથી ચાલ્યાં. બેન્ડ સ્ટેન્ડ, પાલવાપર ફરનારાં મનોહર પુતળાંઓનો બહાર જોઇને ચર્ચગેટના મધ્ય માર્ગપર નવા મહેલો જોતાં જોતાં ચાલ્યાં. સાગરની શિતળ લ્હેર ને ગંભીર ગુણ પારખતાં પારખતાં વાર્ત્તા–વિનોદ ચલાવતાં આગળ ચાલ્યાં. ભાગ્યવંત ભરથારની નવલ–

કિશોરી સંસાર્ણવના કિનારાપર પગ મુકતાંજ મહાન પદવી પામી, એથી શરીરમાં શાન્તિનું રૂધિર ઉછાળા મારવા માંડયું; આશાની તૃપ્તિએ મનનું શાન્તવન કર્યું; અને બોરીબંદરને માર્ગે થઈ, બાટલીવાળાની હોસ્પીટલ જોઈ, ગિરગામ બેક રોડપરથી ચોપાટી રસ્તે ગાડી ચાલી.

નવલ નાયિકાએ થોડાક કલાકમાં ઠીક અનુભવ્યું, બાળ રમા પ્રશ્નોતર વડે કેટલુંક જ્ઞાન મેળવી શકી અને દિવા-બત્તી ટાંકણે બાબુલનાથની ટેકરીપર નજર નાખતાં નાખતાં વાલકેશ્વરના ચડાણ તરફ ચાલ્યાં—કુદરતે અહીં સુધી સલામત રાખ્યાં; પણ હવે પછી શું થયું, તે તરફ જોઇએ.

---

## પ્રકરણ ૨૫ મું.

### એક અકસ્માત! મોટોરકાર કે મોટો કાળ!!

વિલાયતી ધનવંતોની મહાન આવક આગળ હીન્દની તવંગરી એક કંગાલની રીહાસત સમાન ગણાવી જોઇએ. વિલાયતી હુન્નરમંદો વખતનો સદુપયોગ કરે છે; અને ધનવંતો તેઓને ઉતેજન દેવા માટે ખપ વગરની ચીજો પણ ખરીદે છે; અને એ માર્ગે દેશની આબાદીમાં વધારો કરે છે. દિન ઉગ્યો ન હોય, ત્યાં નવો હુન્નર પ્રગટ થયો જ છે, આળસુ ને દરિદ્રી હીન્દનાં બાળકો પહોર દિવસ ચડતાં સુધી પથારીમાંથી જાગૃત થતાં નથી; ને સવારનું ભોજન હોય, તો સાંજની ચિન્તા કરતા નથી. નવો હુન્નર શોધવાની વાત તો રહી, પણ બાપિકા હુન્નરોને ખુણે મુકીને, જે મળે છે, જ્યાં મળે છે, ત્યાંજ રહીને સંતોષ

માની બાપના કૂવામાં બૂડી મારવાનું પસંદ કરે છે; અને જ્યારે વિલાયતી હુન્નરોના સાહિત્યો નજરે પડે છે, ત્યારે નક્કર ધાતુના પદાર્થો ઘરેણે મુકીને વિલાયતી પોકલ માટીના પદાર્થો ગ્રહણ કરે છે. આ રીતે ફેશનમાં ઉછરવા લાગેલી હીન્દી પ્રજા વિલાયતી ફેશનને માન આપીને ઘર માંહેનું અન્ન ધન ગુમાવે છે, ને એ ભોગે હીન્દનું નાણું વિલાયત ઘસડાય છે. યંત્ર બળ ઉપર વિલાયતનો વેપાર ચાલે છે. યંત્ર વડે તેઓ માતબર ને બળવંત છે. દેશ પ્રદેશોમાંથી નાણું ઘસડીને વિલાયતમાં મોજમજાહ કરનારા શોખીનો નવા નવા શોખને શરણ થાય તો તેને મુબારક છે; પણ હીન્દના નાના મોટા ધનવંતો જો તેવા શોખને આધીન થઇને મુછપર મીણ લગાડનારાઓ, હીન્દનાં ગરીઓની હાય લઇને ધનવંતાઇની ધજા ઉડાડે છે. ગરીબ બિચારા ધનના ગરજાઉને મારવાડીઓ ચીરી નાખે છે. વિલાયતનો સામાન મોંઘે ભાવે ખરીદીને બેવડા દામે ગરીબ હિન્દીવાનની ગરદન કાપી નાખે છે. મીલના ઉદ્યોગ ઉભા કરીને મીલનરો કમીશનના આકળા લોભને લીધે, ને તે દ્રવ્યવડે માન ચાંદ પામવાની આતુરતામાં ગોરા ગુણીયલોને ગાંસડા ટોપલાવડે ફુલહાર પહેરાવવાની નબળાઇ બતાવી હાંસી કરાવવામાં ગરીઓના દંડ કરે છે, તો રાત દિવસની મજુરીમાંની થોડા પૈસા ઉઘરાવી ગોરાને માન આપવાને બહાને પોતે મોટાઈ મેળવતા જણાય છે, આ રીતે હીન્દના ધનવંતોનો શોખ પુરો પડે છે. ટુંકમાં તપાસ કરીએ, તો સઘળો શોખ ગરીબની ગરદનપર પડેલો જોવામાં આવે છે, ને તે વડે ધનવંતો ગોરાની કૃપા મેળવે છે!

એક ગાંધીની દુકાન તપાસીયે, તો તે થોડાં ઘણાં મૂળીયાં, ને અનાજ, ઘી કે તેલ ગોળના વેપલામાં ભાવપર ભાવ ચડાવ્યા છતાં માલ તો દગાથીજ ભરેલો દેખાડે છે! અંગ્રેજોમાં એટલું તો પ્રમાણીકપણું હશે, કે જે માલ બતાવ્યો, તેમાં કદાપિ દગો કરતા નથી.

એક શેર રાઇની કિમ્મત એક પાવલી હોય, ને તે પ્રમાણે ગાંધીને ઘરાક પૈસા દે, પણ ગાંધીના બાપના સમ, કે જો તે કેવળ ચોખ્ખો માલ આપે તો! એક ગવળી ત્રણ આને શેર દુધ આપવા કહે, ને ઘરાક કબુલ કરે, પણ ગવલીની માતાના સમ, કે થોડું પણ પાણી નાખ્યા વિના રહે તો! એક ગજ કાપડના ચાર આના કાપડીયો માગે, ને તેમ ભાવ આપવા છતાં, કાપડીયાની જાતના સમ, કે એક તસુ પણ ઓછું આપ્યા વગર રહે તો! કહે છે કે દેશીઓમાં એવો એક વ્હેમ છે. જો સરખા દામે સરખો માલ ભરી આપે, તો નજર પડે! અફસોસ! દગાના દામ મેળવીને હિન્દના પેટ ભરાઓ તેનું શું કલ્યાણ કરશે? આ સર્વ મામલો બતાવી આપે છે, કે હિન્દીવાનો હુન્નરમાં પછાત હોવાથી, વગર મુડીયે એવા અધમ ધંધા કરે છે. કણીયો રૂપિયાની ત્રણ પાલી અનાજ ખરીદી, થોડી ધુળ ભેળવી, હાથ ચાલાકીએ માપમાં ટીપરીનો ખાડો નાખી, બે પૈસા મેળવીને પેટ ભરે છે; એ પૈસા પાછા વિલાયતી હુન્નરો ઘસડી જાય છે, ત્યારે તેનો માર તો બિચારા ગરીબની ગરદન ઉપરજ રહ્યો કની? આ ધંધા વડે હિન્દ કયે ભાગ્યે માતબર થાય! નિર્ધન બુદ્ધિ તે વળી કેવી! જ્યાં સુધી હિન્દીવાનો ધંધામાં નીતિના આગ્રહી થશે નહિ, સ્વદેશી ધંધામાં કેવળ પ્રભુ પરાયણ પ્રમાણિકતા ધારણ કરશે નહિ, ત્યાં સુધી કદી પણ અભાગી હિન્દ ભાગ્યવંત થવાનું નથી. યંત્રશાસ્ત્રના અભ્યાસ વડે જ્યાં સુધી હિન્દવાન જો જાપાન દેશનું અનુકરણ કરશે નહિ; વિદ્યાશાળા, પાઠશાળા, હુન્નરશાળા, ને કસરતશાળા કેવળ હિન્દીવાનની સ્વતંત્રતા તળે ચાલશે નહિ, ત્યાં સુધી કદી પણ ગરીબડું હિન્દ સ્વાર્થની ઘોંસરીનો ભાર ઉતારીને સ્વતંત્ર માતબર બની શકશે નહિ; પણ તે સર્વ આધાર ગરીબોને સ્વતંત્રતા બક્ષવાપર રહેશે. મજુરીના સરખા દામ આપીને, તેઓની કનેથી જે કામ લેવામાં આવે, ને તે કામ હિન્દ-

નેજ ઉપયોગી થઈ પડે, તોજ હિન્દીવાનનો દિવસ ઉઘડશે; બાકી માનના નામપર ધનના ઢગલા ઉડાડી દેવામાં આવશે, તો પછી મોટારકાર મોટો કાળ થઇ પડે, તેમાં નવાઇ શું!

બળદના શીગરામપરથી વિકટોરિયા ઘોડા ગાડી થઇ; અને તેટલા અરસામાં તો સાઇકલ, બાઇસીકલ, ને ટ્રાઇસીકલ થઇ; બાળક બચ્ચાંથી મોટા રાજા પણ તે પર સ્વાર થયા, અને તેનો રંગ રંગપર ચડે, ત્યાં તો મોટારકાર નીકળી! ગરીબ બિચારી હિંદી પ્રજાનો તો તે મહાકાળ થઈ પડી! ભાવી!!

સુધારાના શોખપર તિજોરીના તળીયાંનું દર્શન કરાવનારા દત્તાત્રીય દેશીઓને ધન્ય છે! દેશીઓને ઉત્તેજન દેવામાં અગણીત ખુશામત જોઇએ; એક અંગ્રેજ લેખક ફોટોગ્રાફ મુકીને દેશીનું જન્મ ચરિત્ર લખી આપવાની માગણી કરે, તો પંદર રૂપિયાની કિમ્મતના પુસ્તકોની સારી સંખ્યા ખરીદવા ચુકશે નહિ; પણ ભગવદ્ગીતાના તત્વ પર ટીકા કરનાર મહાત્માના ગ્રંથને અનુમોદન આપવામાં આપણા વેશધારી અર્ધદગ્ધ ધનવાનો મુછપર તાવ દેતા તરત ના પાડવાને શરમાશે નહિ!

"અરે યાર, ફુરસદ ક્યાં છે, અને એવાં થોથાં પોથાં વાંચે છે કોણ? નાહક ઘરમાં મરકીના ઉંદરો વધી પડે! ને કરડેલા કાગળોને ફેંકવા એક રામો રાખવો પડે ! ફેરીયાને જુના રદી કાગળો તરીકે વેચવાની વાટ જોવી!" હત્ તારીની! ધન્ય છે, ધનવંત શ્રદ્ધાળુઓને! જ્યારે આવા કેટલાક ધનવંતો, આપણા ઉચ્ચ પ્રતિના મનવાળા, છુપા નામ રાખવાની આકાંક્ષા ધરાવનારા મુમુક્ષુઓને પગલે ચાલતાં શીખશે, ત્યારેજ સામટા સમુદાય વડે, રામસેતુનું મહાકાર્ય પુરૂં થશે; ભગીરથ પ્રયત્ન સફળ થશે. જાન્હવી માતાનાં પવિત્ર જળ વડે ભારતનો શોક, ને દરિદ્રતા ટળશે. એજ નાવમાં બેસીને ભારત-

નીલમ ને માણેક.



ગુણવંતીનો સ્વપ્ન—સંભ્રમ—  ભાગ ૫ પૃ. ૧૬૯

વાસીયો પરલોક ગમન કરશે ! એજ યંત્રકળા વડે સમુદ્રપાન કરતા થશે, ને તેજ સમુદ્રમાં ઘોડાનો રથ ચાલતો થશે.

જયન્ત, પોતાની મનહરણી પ્રિયાનાં કોમળ ગાત્રોની વાસના ગ્રહતો ને રમા સાથે વિનોદ કરતો ગાડીમાં બેસીને ચોપાટીના સમુદ્ર તટપર હવા લ્હેતો આનંદે ઘેર ગયો.

---

## પ્રકરણ ૨૬ મું.

### ગુણવંતીનો સ્વપ્ન—સંભ્રમ !

સૂર્યના સઘળા સુખમય પ્રકાશ છતાં ઉષ્ણતાનો અપવાદ છે મેઘ–જલ પૃથ્વીનું પોષક છતાં શરદનો દોષ છે ! સાકરમાં મિઠાશ છતાં અતિશયોક્તિનો અપવાદ છે; તેમ સુખમાં પણ દુઃખનો અપવાદ છે. હીરામાં જેમ છુપું ઝેર છે; તેમ શાન્તિમાં છુપી દુઃખની અસર છે. બરફ ઉપરથી શિતળ પણ અંદરથી ગરમ છે; ને તેવીજ રીતે અરણીમાં રહેલી છુપી અગ્નિ સમાન શાન્તિમાં પરિતાપની ગુપ્ત બુટ્ટી રહેલી છે.

ગુણવંતીનો સમયકાલ શાન્તિના શિખરપર હંસરૂપ કાગની પેઠે પુકારતો હોય, એવો તેને સંભ્રમ થયો ! દિવસ માનસિક આનંદ પછી પતિના પ્રેમ–ભાવની સુખ શૈય્યામાં તેણી નિદ્રાધીન થઇ; મધ્ય રાત્રે જીવ પર્યટન કરવા લાગ્યો. સ્થૂલ દેહ પથારીમાં જડરૂપ પડી રહ્યો. કલ્પનાના વિમાનપર સ્વાર થયેલો જીવડો, ભવિષ્યની આળ–પંપાળ શોધવા લાગ્યો, ને તેવામાં તેની દૃષ્ટે એક વિચિત્ર બનાવ ખડો થયો ! રઘુવર જેવો સ્વાંમી, સતી સીતાનો દૃષ્ટિપાત દૂર કરીને ક્રોધ

પરકીયા જોડે વિનોદ કરતો હોય; તેમ ગુણીએ પોતાના ભાગ્યવંત ભરથારને જોયો.

પ્રિયા એક તરફ એકલી ઉભા ઉભી વાટ જોતી—સમસ્યામાં સમજાવતી, ઘર તરફ જવા અધીરી થઇ રહેલી, વાટમાં ગૃહસ્થ કુટમ્બની સ્ત્રી આમ તેમ જોતી, દુષ્ટ દૃષ્ટિનાં લોકોની નજરમાં અળખામણી થતી—અદેખાઇ ઉત્પન્ન કરતી ઉભી રહેલી છતાં, વિવેક પ્રેમ, ને લોક—મર્યાદાની દરકાર ન રાખીને, જયન્ત પરકીયા સાથે વાતે વળગ્યો—ગુણવંતી ક્રોધ કરીને એકલી ચાલી નીકળી, અને જયન્ત તો વાર્ત્તા—વિનોદમાંજ ગુંથાઇ ગયો. કોમળ કામિની, પ્રેમ—ઘેલી ગોપીયન પેઠે રડી પડી, અને પગલે—પગલે ડગલે—ડગલે દૃષ્ટિ કરતી—કરતી, ઠોકર ખાતી—ખાતી પોતાને બંગલે પહોંચી; ગુણવંતીની આંખ ઉઘડી ગઇ. હાંફળી—ફાંફળી બ્યાકુળ વલ્લભાએ ચોમેર નજર કરી, તો પ્રાણ વલ્લભને પડખામાંજ પડેલા જોયા. તેણીનાથી ખડખડ હસી જવાયું; અને તેનો કોમળ ધ્વની, સેરમાંથી જમીનપર ખરી પડતાં મોતી સમાન જયન્તના કાનમાં પેઠો; અર્ધ જાગૃત અવસ્થામાંથી તે ઉઠયો. આંખ ઉઘાડીને જોયું, તો ગુણીયલ અર્ધાંગના હસતી—હસતી પિંડપર પડતી જોઇ—પવનની ધીમી લ્હેરીથી પારિજાતકનાં કોમળ પુષ્પ ખરી પડતાં હોય, તેમ કંઇક ધીમા સ્વરે બોલતી જોઈ.

“ પ્રિયા ? હર્ષ—ઘેલછા થઇ છે, કે શું ? આ મધ્યરાત સુધી હજી જાગો છો ? ”

“ હા; મ્હારા વ્હાલાની પગચંપી કરૂં છું; મ્હારા પ્રાણવલ્લભના પગ દાબું છું !—”

“ શું હજી સુધી તમે સુતાં નથી ? ”

"મને કેમ નિદ્રા આવે ? તમે કોઇ પરકીયા સાથે વિનોદ કરો, ત્યારે હું–" એટલું બોલતાંજ ગુણવંતીથી હસી જવાયું—જયન્ત વિસ્મય થયો.

"વલ્લભે ? આ શું બોલો છો ? તમે બકો છો કે શું ?"

"હું બકતી નથી. બોલું છું, વ્હાલા !"

"શું બોલો છો ? શુદ્ધિમાં બોલો છો !"

"હા; પણ જે બનાવ જોયો છે, તે બેશુદ્ધિમાંહેનો છે !"

"એટલે ? હું તે સમજી શકતો નથી !"

"વ્હાલા ? મને સ્વપ્નું આવ્યું; ને તમે કોઇ નવયૌવના સુંદરી સંગે વિનોદમાં પડયા. આપણે બન્ને જણ સાથે ફરવા ગયાં હતાં; માગમાં એ બાલિકાનો ભેટો થયો. મને એકલી મુકીને તેની તરફ તમે દોડી ગયા, તે છેવટ સુધી ! હું એકલી ઘેર આવી, પણ તમે તો તેની જોડેજ !–" ગુણી પાછી હસી પડી !

"હાં, હાં, હાં, અરે તમારૂં ભલું થાયરે ! આ તે વિનોદ, વિતંડાવાદ કે વખાણ ! મેં તો જાણ્યું, કે કોણ જાણે શુંએ અપવાદ ઉઠાવ્યો હશે ! વાહરે તમે !" જયન્ત ખુબ હસ્યો.

"વ્હાલા ? તમે બહુ હસો ના ! ધારો કે મ્હારૂં સ્વપ્નું ખરૂં પડે તો ?"

"ઘેલી રે ઘેલી. હું કયારે ના કહું છું; હું કયાં કહું છું કે ખોટું પડે ! હું તો ખુલ્લી રીતે જાણું છું, ને ખરી રીતે કહું છું, કે ત્હારૂં સ્વપ્નું ખરૂં છે." જયન્તે ગુણીને બ્હેકાવા મશ્કરી શરૂ કરી !

"હેં ! શું મ્હારૂં સ્વપ્નું ખરૂં છે ? આપ શું કહોછો ! શું મેં કહ્યું તે બોલેબોલ ખરૂં છે ?" ગુણી વિસ્મય થઇ ગઇ.

"હા. થોડાક ટકા બાદ કરીએ, તો ખરૂં કહેવાય."

"ત્યારે શું તમને એટલી પણ દયા નથી ? શું તમે મને જાણી જોઇને અપમાન કરશો, વ્હાલા ? મેં તમારો શો અપરાધ કર્યો છે, જે તમે મને આમ કરશો ? મેં તમને કંઇ રીતે દુભાવ્યા છે ? મ્હારામાં શો દોષ છે ? મ્હારા સમ, સાચું કહો ! નાથ, મને સાચુ કહો !" ગુણીને જયન્તની વાત ખરી લાગી. જયન્તને અનાયાસે ગુણીની કસોટી કરવાની મશ્કરી રૂપે તક મળી ગઈ, ને જયન્તે તેને બહેકાવી.

"સ્ત્રી જાત અદેખી તો બહુ હોં ! તમને બિલાડી કે વાઘણના ઉપમા આપવી જોઇએ ! પુરૂષ લગારેક બીજી સ્ત્રી સાથે વાત કરતો હોય, કે ડોળા ધુરકાવતી જાણે પેલી સ્ત્રીને ફાડી ખાવી હોય, તેમ રીસ ચડાવે છે. ભમર ઉંચી નીચી કરવા મંડી જાય છે. આંખ આમ તેમ ફરકવા લાગે છે. પછી ભલે બન્ને નિર્દોષ હોય ! ખરે, સ્ત્રીઓમાં એજ એબ છે. શું તમને તમારા પતિપર પુરો વિશ્વાસ નથી ?"

"વિશ્વાસ નથી, એમ કેમ કહેવાય ? પણ સ્ત્રીનું મન બિલોર કાચ જેવું, ને કાચા સુતરના તાંતણા જેવું છે. તેને જરા પણ દબાણ ભરેલો સ્પર્શ ન થવો જોઇએ."

"શુદ્ધ મનની સતીઓ તેવું ગણતી નથી. કાચા સુતરની વરમાળ કરીને લગ્ન વેળાએ વર-કન્યાની કોટમાં નાખવાનો હેતુ એજ કે આ સંસારનું જોડાણ કાચા સુતરના તાંતણાથી થયેલું છે; પણ પ્રતીજ્ઞા વેળા એમ કબુલ કરાવે છે, કે તે સુતરને વિશ્વાસના ગુંથનથી એવું પાકું ને વજ્ર જેવું કરવું, કે હીર કરતાં પણ ચીવટ થઇ જાય !"

"પણ તે તો પરસ્પર બન્ધન હોવું જોઇએ. એક હાથે કંઇ તાળી ન પડે ! જો પુરૂષો તેવું કારણ ન આપે, તો સ્ત્રીયો કદી પણ ભરૂસો છોડે

નહિ. હા, સ્ત્રીઓ લગાર ઉછાંછળા મનની ને અવિચારી વિચારની હશે, ને તેથી વધુ તપાસ કર્યા વિના એકદમ ઉભરો ખાલી કરવા તત્પર થઇ જશે ખરી પણ—"

"ને તેજ રીતે તમે પણ ધાંધલ કરવા મંડી પડયાં હશો, કેમ ?" જયન્તે ફરીને હાસ્ય કર્યું.

"તમે હસો ના; વ્હાલા ? કોઇનું દીલ દુઃખાય, ત્યારે તમને હસવું કેમ આવે છે ?"

"તમારી મુર્ખાઇપર ! તમારા અવિશ્વાસ ઉપર ! વળી સ્વપ્નાં તે સાચાં હોય !"

"તારામતીનું સ્વપ્નું જુઠું કેમ કહીયે ? હરિશ્ચંદ્રની રાજભ્રષ્ટતાનું સુચન તારાને ન્હોતું થયું ? વળી સીતાજીના સ્વપ્નાને ખોટું કેમ કહીએ ? રામચંદ્રજીને રાજ્યાભિષેકનો મંગળ અવસર છોડીને વનવાસ ન્હોતું જવું પડયું ?"

"ત્હારા સ્વપ્નાની અસર મને તો જુદીજ લાગે છે. તેં વાત કહી, તે ઉપરથી પૂર્વ-સ્મરણનો પડછાયો ત્હારા ભ્રમની કોરપર લાગેલો જણાય છે. પટણાથી આવતાં સર્યુ નદીના સંગમપર જે રૂપવતી કન્યા મેં જોઇ હતી; ને તેની વાત મેં તને કહી હતી, તે ત્હારા અધીરા મનપર આવી ચડી હશે. હજી પણ કાશીના ભણકારા, ને નવલના કપટનો ભય તમારા મગજમાંથી ખસ્યો નથી; તેથી કદાચ તમને સંભ્રમણા થઇ હશે—

"ખરી વાત-એજ પ્રસંગ હોવો જોઇએ. ક્ષમા કરજો પ્રાણાધાર !" ગુણીએ ભ્રમ ટાળીને પતિની ક્ષમા ચાહી-ને પ્રેમભાવે ભેટી પડી. એવામાં મોજી મહારાજનો સ્વર ઉભયના કાનમાં પડયો—

"જાગની જાદવા, મધુપતી માધવા
તુજ વિના ધેનુમાં કોણ જાશે !"

"પ્રભાત થયું; મોજી મહારાજ પ્રભાતીયાં ગાય છે."

"ત્યારે તો આપણે પણ ઉઠીયે તો કેવું?"

"હા–હવે વધારે વાર પથારીમાં પડયા રહેવાથી શરીર સુસ્ત થઇ જશે."

"વ્હેલાં ઉઠવાથી મગજ શિતળ રહે છે; ને આખો દિવસ આનંદમાં જાય છે—" એટલું બોલીને ગુણી ઉઠી–અને જયન્ત પણ બહાર આવ્યો. મોજી મહારાજનાં દર્શન કર્યાં—રમા ઉઠી–ને સર્વે દાતણ કરવા બેઠાં.

## પ્રકરણ ૨૭ મું.

### સંભ્રમનો ભેદ.

ગુણવંતીનો સંભ્રમ નિરર્થક નહોતો. તેમની શંકાનું સમાધાન સહજ થઈ ગયું, ને થઇ જશે; ભોળી ને ભલી ભામિની, પતિના સ્વચ્છ ને નિર્મળ પ્રેમ ભાવનાની લગનીમાં ભોળવાઇને પતિએ દૂર કરેલો ભ્રમ સત્ય માનીને શંકાનું સમાધાન માની લ્હેશે, પણ તે શુદ્ધ સમાધાન નહિ ગણાય. તેમના ભ્રમનો એક ભેદ અત્રે પ્રકટ થાય છે. જયન્તે કરેલા શંકા સમાધાનને આ પુષ્ટિ આપી શકે છે. પણ ગુણીની શંકા તો હજી તટસ્થ છે, ને તે હવે પછી જણાશે. કુદરત આગળ કોઇનું ડહાપણ ચાલતું નથી. કુદરતના ભેદને પહોંચવાની માનવોની જો અદ્ભૂત શક્તિ હોય, તો તેનાથી ખોટાં કામ થાયજ નહિ, અને ભૂલ કે ભ્રમ પૂંઠે પડીજ શકે નહિ. કુદરત પોતાનું કામ

ઘણી આસાનીથી કરે છે. માનવો સુખનાં સાધનો શોધવામાં સદા કાળ મંડયા રહે છે. બન્નેનો એકજ સંગમ છે; પણ જ્ઞાન, બુદ્ધિ ને કર્મ પ્રમાણે સર્વે જુદે જુદે રસ્તે વહન કરે છે. કુદરતમાં સત્ય છે, ને તે સત્યની સહાયક છે. અંતે ધર્મે જય છે.

પ્રભાતમાં વ્હેલાં ઉઠીને સુજ્ઞ દમ્પતિ દાતણુ કરવા બેઠાં. મોજી મહારાજ પ્રભાતીયાં ગાવા લાગ્યો. બગીચાનાં ઉદ્યોગી ને મનોહર પંખિઓ નાજુક સ્વરે કિલકિલ કરતાં કલ્લોલ કરવા લાગ્યાં. ગુણીના મગજમાં સ્વપ્નની સહજ ચટપટ થતી હતી, પણ તે પોતાનીજ મેળે મનાવી સમાધાન કરતી હતી. દમ્પતિ, રમાની ચેષ્ટામાં ને આનંદમાં કલ્લોલ કરતાં હતાં, ત્યાં ટપાલમાં એક પત્ર આવ્યો. જયન્તે શીરનામું વાંચ્યું, ને કુન્દનના અક્ષર ઓળખ્યા. કાગળ ઉખેડતાં મોટું ભૂંગળ નજરે પડયું. જયન્તે પત્ર વાંચ્યો; ગુણવંતી દાતણ કરીને તરત ઉઠી. મોજી મહારાજે ચા પાવા સાદ કર્યો, અને સર્વે અંદર ગયાં; ને ચા પી મુખવાસ ખાતાં બેઠાં.

“ આ મોટું ટીપણ કોનું છે ? ” ગુણીએ પુછ્યું.

“ કુન્દનલાલનો પત્ર છે. તેમાં ત્હારા સ્વપ્નનો ભેદ છે. કુન્દને પત્ર લખ્યો હશે, ને તે રવાના થયા પછી, તને સ્વપ્નું આવ્યું હશે. તું મોટે સાદે વાંચી બતાવ, ને પછી મને એ શંકા વિષે કહે. ” જયન્તે પત્ર આપ્યો. ગુણવંતીએ હસતે ચહેરે, નમ્ર સ્વરે, આનંદ મુખડે વાંચવો શરૂ કર્યો.

વ્હાલા મિત્ર જયન્તિલાલ,

કુટુમ્બ સહિત છુટાં પડયા પછી હું વીરપુર આનંદે પ્હોંચ્યો. આપના ગૃહસ્થાશ્રમની નિશ્ચલતા કરીને અહીં આવ્યા પછી લગારે જંપ વળ્યો નથી. કુમારશ્રીની તબીયત એકાએક બગડી આવી છે.

યુવરાણીનાં દર્શન થતાંજ કુમારનું મગજ ભ્રમિત થઇ ગયું છે. તેમનો માનસિક રોગ કોઇ પણ કળી શકે તેમ નથી. માત્ર મ્હારી કનેજ તેમણે ભેદ પ્રકટ કર્યો છે. એ રોગ મોહનો તણખો છે. એક રજપૂતની કન્યાપર કુમારશ્રી મોહિત થયા ? સંજોગ વચ્ચે, સ્વર્ગસ્થ મહારાજા અને પેલા રજપૂત વચ્ચે કેટલીક બાબતમાં અણગમો ઉત્પન્ન થવાથી, એ ફટાયો દેશ છોડીને પોતાની રૂપવંતી કન્યા જોડે ચાલ્યો ગયો છે. કુમારશ્રી આ કન્યાના પ્રેમ પઝરણને લીધે અશાન્ત રહેતા હશે, તે કોઇને આજ સુધી ખબર પડી નહિ. મહારાજા ગુજરી ગયા; અને કુમારનું લગ્ન થયું; પણ યુવરાણી કે કુમારે એક રાત્રી પણ શાન્તિમાં ગુજારી ન હતી. રાજમાતા વહેમી છે, એટલે યુવરાણી પર વશીકરણ કરવાનો વહેમ ગયો; ને તેને પિયર મોકલાવ્યાં; પણ કુમારશ્રીની તબીયત કંઇ સારી થઇ નહિ. રાજમાતાએ જંત્ર–મંત્ર દોરા–ધાગા અને વૈદીક હવન–હોમ કર્યા, પણ કુમારની માનસિક પ્રકૃતિ સારી નીવડી નથી. હાલમાં ફરીને યુવરાણી પધાર્યા; પણ તેથી તો કુમારની સ્થિતિ વધારે બગડવા લાગી છે. ડોકટર તથા રાજમાતાનું એવું મત છે, કે હવા ફેર બદલ કરવા બહાર દેશાવર જવું. કલેકટર સાહેબની એવી ભલામણ છે કે ઇન્ડીયાના છુટા ભાગોમાં ફરવા જવું; અને તે પ્રમાણે કુમારશ્રીએ હાલ ઉત્તર હિન્દ તરફ જવા ધાર્યું છે. આ પ્રયાણ નકી થયા પછી કુમારશ્રીએ મને ખાનગી જણાવ્યું છે કે, પોતાની અસ્થિર પ્રકૃતિનું મુખ્ય કારણ પેલી રાજકન્યાનો મોહ છે. કુમારશ્રીના ખાનગી બાતમીદારોના જણાવ્યા પ્રમાણે એ કન્યા, ગંગા ઘાટ ને સર્યુના આસપાસ પ્રદેશમાં વસવાટ કરી રહી છે. ગમે ત્યાં હોય, પણ તેની ભેટ કરવાનો યત્ન થાય છે. હું કુમારશ્રી સાથે આવતી કાલે બહારગામ ઉપડી જાઉં છું, અને બાળકોને આપની સંભાળ તળે મુકી જાઉં છું.

નીલમની માનસિક અવસ્થા પણ અસ્થિર લાગે છે. નવલરાયનો પણ પત્તો નથી. આપે રૂબરૂમાં ખાનગી જણાવ્યા પ્રમાણે જો સર્યુના કાંઠાપર રહેઠાણ કરનાર લુટારૂ, ને તેનીજ કન્યા હોય, ને નવલ ત્યાં સપડાયો હોય, તો અમે પહેલી તકે, ત્યાં પહોંચી જઇશું, ને રામનું સ્વપ્નું ભરતને ફ્ળ્યું, તેમ અમે જય મેળવીશું. કન્યા હાથ કરી લઇશું, ને નવલરાયનો પત્તો મેળવીશું. પણ પ્રભુ ઇચ્છા બળવાન છે.

સુજ્ઞ વિરેન્દ્રલાલના બન્ને પુત્રો વિલાયત ગયા હતા, તેઓ સીવ્હીલ સરવીસમાં પાસ થયા છે; અને તે થોડા સમયમાં આ દેશમાં આવી પહોંચશે. નવલરાયની રતન ને મ્હારી લીલુ એ બન્ને દીકરીઓને આ યુવકોને વરાવી છે. તો તેનાં લગ્ન પણ કરવાં પડશે. પણ હાલ તો મ્હારા પર રાજકીય ફરજ આવી પડી છે; ને તેથી હું જાઉં છું, બાળકો વગેરે હાલ અહીંજ રહેશે. યુવરાણીશ્રીને લીલુના માતા વિના એકલું ગમતું નથી, જો કંઇ ઘટીત લાગે, તે ખબર સૌ૦ નીલમને આપજો. મ્હારાં સૌ૦ ભાભીશ્રીને મ્હારા યથાયોગ્ય કહેજો-નવા સંસારના નવા સુખમાં મિત્રને વિસરી જશો નહિ. રમાને હસાવજો, રમાડજો, ને મ્હારી તરફથી બોલાવજો.

વીરપુર— } લા૦ આપનો આજ્ઞાંકિત,
તા૦ સદર. } **કુન્દનના પ્રણામ.**

"પ્રિયા ? હવે તમારો સંશય દૂર થયો !"

"શું રાજકુમાર એજ લુટારૂ કન્યા પર મોહિત થયા હશે ?"

"કલ્પના તો એમ કહે છે. પછી પરિણામે ખરી ખબર પડશે."

“ત્યારે તો નવલરાયની ફજેતી થશે, પેલી લુટારૂ કન્યા જો રાજકુમાર પ્રત્યે પ્રેમ–ભાવ રાખતી હશે; તો નવલરાય નાહક તન–મન ને ધનથી લુટાઇને પાયમાલ થઇ જશે.”

“તેનાં કર્મ અવળાં છે, એટલે ઠોકર ખાઇને ઠેકાણે આવશે. તેમાં બીજા શું કરશે?”

“અભાગી બિચારી નીલમ બ્હેન?”

“ભાવી આગળ લાચાર–સંસ્કાર પ્રમાણે સૌએ ભોગવવું. પણ તમે તો હવે શાન્ત થયાં?”

“મ્હારે અશાન્તિ હતીજ નહિ.”

“અને જો અશાન્તિ થઈ હોય, તો નીલમગવરીની વીતક વાર્તા સાંભળો; તેનો સંસાર જુઓ, ને તમારી સાથે સરખામણી કરીને શાન્તિ પામો!”

“તમો જો સાચા છો, હારો પ્રભુ પણ સાચો છે. જ્યારે તમારૂં ચિત્ત નવલરાય પેઠે, અ રાજકુમાર પેઠે પરકીયાના મોહમાં લુબ્ધાશે, ત્યારે વળી જોઇશું, કહીશું.”

“ત્યારે હજુ પણ શંકા ખરી!”

“સ્ત્રીઓનો એવો સ્વ હોય! એ તો મને મશ્કરી કરવાની ટેવ છે, પ્રાણ? હું તો સ્વર્ગ સુખ પામી છું;” વૈકુંઠનો વૈભવ પામી છું;” ગુણવંતીના આ નિર્દોષ શબ્દો તેના અંતઃકરણમાં ખુંચતા હતા, પણ ભોળી ભામાને તેની કશી સમજણ પડતી ન્હોતી—આ વિનોદ પુરો થયો. રસીલી રામા પીયુ સાથે હાસ્ય કરતી ઉઠી—અને વિવિધ સંકલ્પોના મેદાનમાં, સંભ્રમનો તુરંગ કુદાવતી વખતનો વ્યય કરવા લાગી—નવાં જોડાં, નવા

પ્રેમમાં, નવા સુખમાં, નવા સ્નેહમાં, ને નવા આનંદમાં નિમગ્ન થઈ રહ્યાં. ભવિષ્યના સુખ-દુઃખની કથા વિસારી દીધી. સુખના સમાગમમાં શાંતિ પામ્યાં; પણ કુદરત તેની પૂઠે પડી હોય, એમ ભાગ્યદેવી ગુણવંતીને અભેદ લાગ્યું !

વાંચનાર? ગુણવંતીનો સંભ્રમ ખરો છે. જયન્તના પ્રેમી જીવડા પાછળ એક નવયૌવના કુમારી જપમાળ જપે છે. પોતાનું સુખ હરી લ્હેનારી ગુણવંતીના સૌંદર્યે ને શાન્તિપર બળે છે. દઝાય છે! તેને પણ ખબર નથી પડતી, કે પ્રેમી અંતઃકરણ કયાં ગુમ થયું છે, ને એ નંગ કયા કુન્દનમાં જડાયું છે. કુદરતના ભેદને કોણ પ્હોંચી શકે?

એ ભક્તિની બાળાનું નામ શાન્તનુ છે. શાન્તનુ કોણ છે, તે હવે પછી ત્હારી દૃષ્ટિમાં રમણ થશે.

મનમોહિની કામ-સારિકા, જયન્ત જેવા માધવાનળ પાછળ દિવાની થઈ હોય તો નવાઇ શું? જેનો સંસ્કાર જેની સાથે જોડાયો હોય, તેની સાથે સ્નેહ સંધાય, તો ખોટું શું છે?

વાંચનાર? પંચ મહાભૂતનાં પુતળાને વાર્તા-વિનોદમાં અહીં સુધી તો ઘસડી લાવ્યા છીયે. આ સંસારની રંગભૂમીપર ભજવાતા નાટકોનો આ ત્રીજો અંક હવે શરૂ થઇ ચુકયો છે. ત્રિઅંકી નાટકના થોડાજ છેલ્લા સીન હવે બાકી છે. નીલમ ને માણેક જેવી યોગ્ય ગૃહિણી સાથે બીજાં બે પાત્રો ઉપનાયિકા તરીકે હાલ જોઇએ છીયે, ને તે ગુણી તથા શાન્તનુ છે. આ ઉપરાંત પેલી લુટારાની કન્યા પણ ઉપપાત્ર છે; ને બનારસી કુમારીનો વૃતાંત્ત પણ ગુપ્ત છે, કે જે જાણવા જેવો છે. કુન્દનની સાહ્યબી ને માણેકની રાજકારર્કીર્દિ ઝળકતી છતાં માણેકે તથા કુન્દને જે ભાગ ભજવ્યો છે. એ પણ શું પરિણામ લાવે છે, લુટારૂ કન્યા ને કુમાર વચ્ચેનો પ્રેમ જે અગુડ છે,

તે શું ફળ આપે છે, નવલ કઈ ગતિ પ્રાપ્ત કરે છે, અને છેવટ શું આવે છે, એ પૂર્ણાહુતી માટે- કહો કે વાર્તાબ્ધિના ભવતારક વિમાનમાં બેઠેલા સંતો માટે શું થાય છે-તેનો અંત જોવા માટે રસિકો છઠ્ઠા ભાગ તરફ દૃષ્ટિ દોડાવ!

જો નીલમ સાચી સાધ્વી હશે, તો પતિને પોતાનો કરીને છેવટનું જીવન સંભાળશે. જો કુમાર ખરો પ્રેમી હશે, ને ઠાકોર બાળા શુદ્ધ પ્રેમી હશે, તો આ ભલા રાજવંશીના મન-રાજની રાણી થશે, ને શાન્તનુ સત્ય સતી હશે, તો પોતાનું અખંડ જીવન અગ્નિના સપાટામાંથી બચાવીને અંતે મીરાંબાઈ પેઠેમ શ્રી રણછોડરાયજીની પવિત્ર મૂર્તીમાં મળી જશે. અને ગુણવંતી ભાગ્યવંત પ્રેમાળ પતિ હશે, તો ચલિત પતિનું અખંડ સુખ મેળવશે. અંતે સત્યનો જય ધ્વની થશે-

ચાલો, ત્યારે હવે છઠ્ઠા ભાગ તરફ નજર કરીએ. કવિ દયારામ કહે છે કે-

દ્રવ્ય દાન સુરત્વ અરૂ, ભોજ્ય રૂ ભોજય-શક્તિ;
રમની વર બસ રમન દ્દઢ, ષડુ ખટ અલ્પ હરિભક્ત.
ક્ષિતિ, ધન, તિય, હરિ, સુપ્રહતિ, અનલ, ગરલ દે દુઃખ,
આતતાઈ ખટ કરમ યહ, કરેં જુ કૃષ્ણવિમુખ.

માટે ષટ્ કર્મ ને ષટ્ શાસ્ત્ર, ષટ્ રસ ને ષટ્ ૠતુનો ભાવ ભોગવવો હોય, તો છઠ્ઠા ભાગ તરફ પ્રયાણ કરજો, કે પ્રેમનો પ્રસાદ સહેજ મળી જાય.

---

## ભાગ-પાંચમો-સમાપ્ત.

દેલવાડાકર-વાર્તામાળા-નં૦ ૧૨.

# નીલમ અને માણેક.

## સચિત્ર-ભાગ છઠ્ઠો.

સુધારેલી આવૃત્તિ બીજી.

ગીતિ.

છોડ ઉછેરે સ્નેહે, સુંદર મધુ-ફળ સદાય ખાવાને;
કન્યાને કેળવવી, ઉત્તમ કૂળ-વધુ, સુમાત થાવાને.



લેખક અને પ્રકાશક,
ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર, મુંબઇ.

અમદાવાદ,
ધી 'ડાયમંડ જ્યુબિલી' પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

વિ. સં. ૧૯૬૮ સને ૧૯૧૨.

# પ્રસ્તાવના.

આ નવલકથાની મનોહરતા વાંચકોને એટલી તો રસ–પ્રદ થઈ પડેલી જણાય છે, કે જેમ જેમ તેનો વિસ્તાર વધતો જાય છે, તેમ તેમ રજનીના વિતતા સમય પ્રમાણે, આમ્ર રસના મધુર સંમિશ્રણ પ્રમાણે, ને અમૃતની અભિલાષા પ્રમાણે તૃપ્તિનેજ પામતો નથી! આત્મશ્લાઘાને એક કોરે મૂકીને સ્પષ્ટ વકતા તરીકે જો કહેવામાં આવે તો ક્ષમા ચાહીને કહી શકાય, કે 'નીલમ–માણેક' નવલકથા ઉત્તરોત્તર અધિક ભાગમાં વ્હેંચાઈ જશે, અને એક અવાજે સામાન્ય દેશી કુટમ્બોમાં સરળ ને રસવંતા વાંચનનો કટોરો થઈ પડશે, એમ તો લેખકની કલ્પનામાં પણ નહતું; પરન્તુ દૈવેચ્છા બલિયસી!

જુન ૧૯૦૭, મુંબઇ.

જેષ્ટ–ચન્દ્ર દર્શન ૧૯૬૩.



## બીજી આવૃત્તિ-બે બોલ!

આ ભાગની નવીન આવૃત્તિમાં મનોહર ફોટોગ્રાફીક ચિત્રો, તથા તે માંહેનો ઘટીત સુધારો, એ તેની નવીનતાનું સૌંદર્ય છે. આશા છે, કે વાંચકવર્ગ આ કથાપર જે રૂચી રાખી રહેલા છે, તેમાં વૃદ્ધિ થશેજ!—અસ્તુ.

કિન્ડરગાર્ટન સ્ટોલ.

મુંબઇ.



**કર્ત્તા.**

# અનુક્રમણિકા.

દેલવાડાકર વાર્ત્તા-માળા—નં૦ ૧૨.

# નીલમ અને માણેક.

## સચિત્ર-સુધારેલી આવૃત્તિ બીજી.

### ભાગ છઠ્ઠો.

સતીનું મન ગંગ સ્વરૂપ, પતિરૂપ તિર્થ ગણ્યું;
પતિ ભક્તિ તણું જળ-પાન, મોક્ષ વિમાન ગણું.
પાંચ પતિએ સતી દ્રૌપદી, સતી મંડળ પંકાણીરે;
કૃષ્ણુ સખાને પણુ વશ કીધા, ભક્તિ ભાવને નાણી-પતિ.
અનસૂયાએ પતિવ્રત બળથી, શિવ બ્રહ્મા હરિ તાવ્યારે;
સત્ય બળેથી બાળ બનાવી, હાલરડે હિંચકાવ્યા- પતિ.
સીતા-દમયંતી પતિ સાથે, વનનાં દુઃખ વસાવ્યાંરે;
આર્ય લગ્ન ને ધર્મ-વચનથી, સાતે કૂળ તરાવ્યાં- પતિ.
સાવિત્રી સમ સતી રમાએ, યમનાં ગાત્ર ગળાવ્યાંરે;
પતિ સજીવન કરી કાળ હરીને, ઉભય કૂળ ઉધરાવ્યાં-પતિ.
પતિ પ્રભુ મન માને સતીઓ, સન્નિષ્ટા થકી ભાવ્યાંરે;
એક નાથ આધાર એનો એ, ભવ ઘટ પાર તરાવ્યાં-પતિ.

---

સુઘડ નાર સંસારમાં, સુખનું સમજું નાવ;
મેળવવા એ નાવને, દીનાનાથ દે દાવ.
જે માયાના મોહમાં, લપટાયો સંસાર;
જે કાયાના પ્રેમમાં, ભૂલ્યો ભવનો સાર.
એ કાયા-માયા ધરે, જન્મ-મરણુનો ભાર;
તે તારે સંસાર આ, સેવે જો શુદ્ધ નાર.

# પ્રકરણ ૧ લું.

## કામ-સાગરમાં ઉડતો મચ્છ.

बाहू द्वौ च मृणालमास्यकमलं लावण्यलीलाजलं
श्रोणीतीर्थशिला च नेत्रशफरं धम्मिलशैवालकं ।
कान्तायास्तनचक्रवाग्युगलं कन्दर्पबाणानलैः
दग्धानामवगाहनाय विधिना रम्यम् सरो निर्मितम् ॥

### સ્રગ્ધરા.

" બાહુ છે બે મૃણાલો, સુમુખ કમળ છે વારિ લાવણ્ય લીલા;
શેવાળો વાળ કેરા, નયન સફરિયો શ્રોણી છે તીર્થ શીલા.
કાંઠે બે ચક્રવાકો, સુભગ કુચ તણાં કામ બાણાગ્નિ રાજે,
બ્રહ્માએ નારી રૂપી શુભ સર નિર્મ્યું, દગ્ધને સ્નાન કાજે."

ક્ષત્રી ધર્મનો અંગિકાર કરવા છતાં, રાજ્ય-વૈભવનો પરિત્યાગ કરીને અહમ્ બ્રહ્માસ્મિ બનેલા પ્રચંડ રાજર્ષિ વિશ્વામિત્ર અગ્નિમાં બેસીને તપશ્ચર્યા કરતા હતા; ધનુર્ધારી અને અગ્નિ કરતાં વધારે ક્રોધી તાપસી કને અગ્નિદેવ કંપતા હતા; તે માત્ર મેનકાનાં નયન કટાક્ષ વડે ઘાયલ થઇ ગયા, અને માંસલ ગાત્રવાળી અપ્સરાને ઉછંગ પર બેસાડીને મન-મર્દન કરવા લાગ્યા, તો માયાવી મધુકર સરખો નવલ તો કોણુ માત્રમાં !—

કામદેવને દગ્ધ કર્યો, લોક સમુહ તજીને સ્મશાનમાં વાસ કર્યો, દેહના વૈભવો તજી વિભૂતિ ચોળી અલખ-લખ ધારણ કરી બેઠેલા સ્વાયંભૂ શંભુને માયા-મોહિનીએ ક્યાં વિમૂખ કર્યા નથી ? દેવતાઓએ સમુદ્ર મથન કર્યું, ને તેમાંથી ઝેર નીકળ્યું, એ મહાવિષ જો જળ ધારથી પ્રવાહિત થાત, તો પૃથ્વી પ્રલય થાય. જેને કોઇ દેવ ગ્રાહ્ય કરી

ઝીલી શકયા નહિ, તે ઝેરને મહા વિભુ શંકરે પોતાના કંઠમાં અદ્ધર રાખ્યું છે. ભગીરથી ગંગાને પૃથ્વીપર લાવવા માટે દિલીપ રાજાએ મહા યત્ન કર્યો, પણ સ્વર્ગમાંથી આવતી વેગવતી ગંગાને જો કોઇ અદ્ધર ઝીલે નહિ, તો તે પૃથ્વી-પાતાલમાં પેસી જાય, એ કામ કોઇથી ન થયું, ત્યારે શંકરે ગ્રહીને પોતાની જટામાં સમાવી દીધાં; એવા ભોળા શંભુ સરખા મહાન તાપસી પ્રભુ પણ ભીલડીના સ્વરૂપમાં ઘેલા થઇ ગયા, તપનું ભાન ભૂલી ગયા, તો નવલની શી શક્તિ! મહા સતી પાર્વતી પણ ગંગાનાં સ્ત્રી સ્વરૂપથી ભ્રમિત થઇને શંકરને આમ પ્રશ્ન કર્યો હતો, કે તમે તાપસી થઇને, એક પત્નિવ્રત્ત ધર્મ પાળવાની પ્રતિજ્ઞા લઇને અન્ય મોહ-માયામાં કેમ મોહિત થયા? પ્રભુ? આ શું?

**मौलौ किंम्महेषमां निनी जलं किं वक्तृत्वं भोरुहम्**
**किं नीलालक वेणिका मधुकरी किं भू लत्ता विचिका ।**
**नेत्रे किं सफरो किमुस्तनयुगम्प्रेगवद्रथांग्द्वयं**
**साशंकामितीवंचयत् गिरिसुतान् गंगाधरं पाहिमाम् ।**

"હે પ્રભુ, આ માથામાં સ્ત્રી ધારણ કરી છે શું?"
"ના-ના, એ તો જળ છે. સ્યામ વર્ણ છે."
"પણ એનું મુખ તો કમળ જેવું છે!"
"હા. જળમાં કમળ ઉગેલું છે-ખિલેલું છે."
"પણ જો તે સ્ત્રી ન્હોય, તો તેના કેશ કયાંથી લટકે વારૂ!"
"એ તો કમળના રેસા છે."
"પણ આ તો કાળા છે."
"એ તો ભ્રમરાઓ કમળ પર ગુંજારવ કરતા હશે.
"હું તેની ઉછળતી ભ્રકૂટી જોઇ શકું છું."
"તે તો જળ પર ઉડતા તરંગો છે."

"ત્યારે તેનાં નેત્ર કેમ ફરકે છે ?"

"એ તો જળમાં માછલીયો તરતી હશે."

"ત્યારે તેની છાતી કેમ ઉછળે છે ? ઉપ-ઉપસણ ક્યાંથી દેખાય છે ?"

"એ તો ગંગા-કાંઠા પર બે ચક્રવાકો હશે."

આ રીતે શંકાશીલ સતીને વિનોદાથેં શંકરે સમજાવ્યું; અને માયાનો સંભ્રમ ટાળ્યો હતો.

શુક મુનિ સરખા મહાત્મા તો થોડાજ હશે, કે જે રંભા જેવી રૂપાળી સુંદરીના સ્નેહ-સુખનો પરિત્યાગ કરે; આજ તો દુષ્યન્ત રાજાના પિતા યયાતિ જેવા પુરૂ વંશજો કામના બાણથી વિંધાઇને પુત્રનું આયુષ્ય લઇ મદન-વિકાર તૃપ્ત કરે, તેવા ઘણા હશે-ખરી વાત છે કે પાન તો ઘણાં, પણ નાગરવેલનું પાન તે પાન. જળ તો ઘણાં પણ ગંગાજળ તે જળ ! ધાતુ તો ઘણી પણ કનકપાત્ર તે ખરી ધાતુ ! સ્ત્રીઓ તો ઘણી પણ પદ્મિની તો પાર્વતી ! ફૂલ તો ઘણાં પણ ગુલાબ તે ગુલાબ ! સુગંધી તો ઘણી પણ કસ્તૂરીથી હદ ! કાષ્ટ તો ઘણાં પણ ચંદન તે ચંદન. દાની તો ઘણા પણ મોરધ્વજ જેવા નહિ ! ન્યાયી તો ઘણા પણ ધર્મ જેવા નહિ ! સત્યવાદી તો બહુ પણ હરિશ્ચન્દ્ર જેવા થોડા ! તેમ અચળ મનના તો ઘણા વીરલા હશે, પરંતુ ધ્રુવજી જેવા થોડા હશે. જ્યારે ત્રિભુવનમાં એવી નિષ્કામ વૃત્તિવાળા પુરૂષનાં નામ વીરલાં હોય, તો નવલને કે વીરપુર કુમારને શું દોષ દઇએ ?-તેવીજ રીતે આ જગતમાં જોડીઓ ક્યાં છે ? સ્ત્રી સુંદર હશે, તો પ્રેમી પતિ નહિ હોય ! પતિ પ્રેમી હશે, તો સ્ત્રી સ્નેહાળ નહિ હોય ! કવિતા સરસ પણ વિલાસી નહિ ! સુંદરી રસાળ પણ ભોગી નહિ ! કળી ખિલતી પણ મધુકર નહિ ! ભોજન મધુર પણ જમનાર નહિ ! બાજી ચડે પણ રમનાર નહિ ! ઘોડલી જુવાન

પણુ ખેલનાર નહિ! સરોવર જળભર, પણ પિનાર નહિ! સતાર સુંદર પણુ વગાડનાર નહિ! ગાનાર ઉત્તમ પણુ સાંભળનાર નહિ! મંદિર રૂપાળું પણુ વસનાર નહિ! રામ–સીતાની જોડી તો એકજ! સુભદ્રા ને અર્જુન તો કોઇક! કૃષ્ણ જેવા પ્રભુ પણ રાધાનું રમણુ છોડીને કૂબજાને વર્યા! મનડું કયાં કયાં જઈ બેસે છે? વેલી જેવી કોમળ પુષ્પકળીને કાંટાપર ઝુલવું હોય! કમળ તો શંકરના શીર પર શોભે, પણુ તે કીચમાં જઇ પડ્યું! મોતી તો મહારાજાના માથા પર ઝુલે, પણ તે છીપમાં જઈ પડયું! ગુણુવંતીની રસિકતા કયાં ઓછી છે, કે જયન્ત, શાન્તનું તરફ ભાવ દૃષ્ટિ કરે? નવલને નીલમ જેવી મધુરી સ્ત્રી છતાં લુટારૂ કન્યા રનાદે તરફ મોહી પડયો! પણ દીવાનું દીલ કાંઈ જોતું નથી. નહિ તો મચ્છગંધા પાછળ પરાશર ઋષિ ઘેલા કેમ થાય! મત્સેન્દ્રનાથને ગોરખ જેવા શિષ્ય મળે, તોજ કામકુન્દલાના પ્રેમથી વિહીન થઇને ફરીને વૈરાગ્ય પદ પ્રાપ્ત કરે. રાણી મેનાવતી પોતાના પુત્ર ગોપીચંદની કંચન કાયા જોઇને એટલા માટેજ રૂદન કરતી હતી કે, આહાઃ! એક વેળા આ ચન્દન–અત્તર વડે સ્નાન કરતો દેહ, અગ્નિની ચેહમાં પડશે; ને જે રાજ–સુખ ભોગવે છે, તેના મદમાં પોતાનું કર્તવ્ય ભૂલી, પ્રભુના વચનનો પરિત્યાગ કરીને પ્રમદા સુખમાં નિમગ્ન થયેલો કુંવર જન્મ–મરણનો ફેરા ખાતો જીવડો અનેક યોનિમાં અથડાશે! રાણીને આ જ્ઞાન તો જાલંધર જેવા ગુરૂથી થયું હતું. જગત કામવશ છે, પણુ તેમાંથી તારનાર–તરનાર તો જવલેજ મળે છે! અને માયાનો જીવ માયા–કાયા મુકીને તો કોઇકિજ તરે છે. બાકી ત્હારૂં ધન મ્હારે દ્વાર, ને મ્હારો જીવડો ત્હારે દ્વાર, એમ ભટકતો પંખી વૃથા મોહન મૃગજળ પાછળ અથડાતો ફરે છે. તરસ ટળતી નથી, ને મુક્તિ મળતી નથી. એ પણુ માયાનોજ પ્રભાવ!

પ્રેમાતુર કહો, કામાતુર કહો, પણ બકાવલી પાછળ ઘેલો થયલો તાજુલમુલ્ક, શીરીન પાછળ દિવાનો થયલો ફરહાદ, અને લયલી પાછળ ભટકતા મજનુ સમાન વીરપુર કુમાર ઇંદ્રસેન દિવાની હાલતે રાજપાટ છોડીને ચાલી નીકળ્યો છે. રૂપવતી રાજકન્યાનું સ્નેહાલિંગન તજી દઇને, રાજની જોખમ ભરેલી ધુંસરીનો ત્યાગ કરીને એક સફેદ ચામડી પર નમણાઇનું નૂર ઝળકાવનારી નારી પાછળ એંચાઇ ગયો છે.

એક તરફ રાજકુમાર પેલી મધુરી મેનાની જંખના કરે છે, ત્યારે બીજી તરફ નવલ પણ એ રસીલી રાધા પાછળ આમ તેમ ડોકીયાં કરે છે! ગુણવંતીનો માનીતો મધુકર જો શાન્તનું જેવી સુંદરિકાને પરવશ થાય, તો કોને દોષ દઇએ!

વાંચનાર! હાલ તો તું ફરીને ગંગા-યમુનાના સંગમ તરફ પાછો આવ, અને સર્યુ કિનારા પરની મનોહર લીલા તરફ નજર કર! અરે, અહીં પણ ત્હારે માટે રસીલો જળ-કટોરો તૈયાર થયું છે. લ્હે ત્હારા તરસ્યાતુર મોં કને મુકું છું. મન ભાવતું પીને આનંદ પામજે!

---

## પ્રકરણ ૨ જું.

### વન-વનનાં પંખીઓનો વિજોગ!

મનોહર લીલુડા પ્રદેશની વન-યાત્રા ઉદાસી મનને પણ આનંદ આપે છે. નિર્મળ ગંગા-જળ અને રસીલા વન પ્રદેશનાં હવા-પાણી રોગીને પણ નિરોગી બનાવે છે. હિમાલય જેવા મહાન ગિરીવરની છાયા નીચે વહેતી ગંગા પોતાની પ્રિય સખી યમુનાને ભેટીને સુખ દુઃખની વાતો કરતી હતી, ત્યાં સર્યુનો સંગમ થયો. ત્રિભેટો થયો.

આ ત્રિભેટાનો ઉછળતો આનંદ જોઇને રમણીય રનાદે પોતાના ભાગ્ય-સુખનો શોક કરતી હતી. રાધાજી જેમ કૃષ્ણ વિયોગે તરફડે તેમ તે તલ્પતી હતી.

રસીલી રનાદે! લુટારૂ બાપની કોમળ કન્યા, પિતાના રાક્ષસી મિજાજની બેડીમાં બંધાયલી હતી. રજપુત બાળા પ્રેમ વિયોગના કાતીલ ઝેરથી કેવળ નિર્બળ બની ગઈ હતી—ઘાયલ થઇ ગઇ હતી. એક તરફ પુર્વેના રાજવંશી પ્રેમાળ જોડે દીલડું બાંધ્યું હતું, તેના મેળાપની ચિન્તા, ને બીજી તરફ નવાજ પ્રવાસીને કૃત્રિમ પ્રેમના હાવભાવથી લુટવાનું દબાણ કરનાર પિતાની ધિઃકારવા લાયક ચાલ, તેના માથાને ભમાવતી હતી. વન—વગડામાં વસેલી છતાં તેનું ગૌરવ મહારાણીને લજાવે તેવું હતું. તેના શરીરપર શોભિતું વસ્ત્ર કે ચકમકતો દાગીનો ન હતો. પણ તેના મુખપર ચંદ્રનું તેજ છવાયું હતું, ને તેની બે ભ્રમરો ગાંડીવ ધનુષ્ય પેઠે ચમકતી હતી—આંખ મોટી ને નાક નમણું હતું, અને ગુલાબ પુષ્પનાં ખિલેલાં પાન પ્રમાણે તેના ગાલ ફુલેલા હતા—હાથ પર માંસના લચકા ભરેલા હતા—અને કંઠની ગૌરવતાથી જાણી શકાતું હતું, કે વસ્ત્રમાં અચ્છાદન થયેલું કોમળ ગાત્ર સાંગોપાંગ માખણ કે મીણનાં પૂતળાં પેઠે ચમકી રહેલું છે. આખી કાયામાં જો તેની પીઠપર ગંડ—સ્થળ સુધી લટકતા રેશમી વાળ અચ્છાદન કરતા ન્હોત, કે મોં કને સિંહાદ્રી ને સાતપુડાની ટોંચ જેવા ઉર—ઉપસણો શત્રુને ભેદવાને સમર્થ ન હોત, તો રનાદેનું રમણ કરવાની આતુરતા ધરાવનાર વીરપુર કુમાર ઇન્દ્રસેન વીરનગરી અને વીરનારી તજીને એક લુટારૂ કન્યા પાછળ દિવાનો થઇ જાત નહિ.

રનાદે પોતાની વાડીમાં એકલી એકલી એક કદમના ઝાડ કને ઉભી ઉભી વિચાર કરતી હતી—એક હાથ ડાળીપર હતો—બીજો હાથ કમ્મરપર હતો. ધ્રુવજી જેમ એક પગે તપ કરતી હોયની, અહલ્યા

પેડેમ એક પગે વૃક્ષ નીચે વિચાર કરતી હોય, એમ દેખાતી હતી-પ્રેમી પોપટડી કંઈ કંઇ સંકલ્પ કરતી હતી-રામનો વિયોગ અસહ્ય થવાથી સીતા પોતાના ભરથારની વાતો સંભારતી હતી-સુખનાં સ્વપ્નાં જોતી હતી.

"ઇન્દ્રસેન કુમાર; આહા! ઇંદ્રભૂવનમાં વિરાજતા દેવના દેવ રાજા ઇંદ્ર, અને મ્હારા હૃદય-ભૂવનમાં રમણ કરતા મ્હારી આશાના અવિનાશી કુમાર ઇંદ્ર! આહા! મ્હારી આ કેવી દશા? પિતાના પ્રકોપનું બલિદાન દેવા માટે પરસ્પરની પ્રેમ-ઉર્મી ઉત્પન્ન થઈ હશે? નદીના નિર્મળ પ્રવાહપર તરંગનો ઉભરો ઘડીવાર માટેજ હતો? એકાંત બગીચામાં હરણી પાછળ પડેલા કુમારે મુજ સરખી હરિણાક્ષીને નિહાળી- અને નિર્દોષ પશુને જવા દીધું! નેત્રરાગી રાગીએ હાથમાંનું શર ભૂમીપર નાખી દીધું, અને કામનું બાણ તેને માર્યું-રનાદે? તે કાળથી ત્હારૂં હૃદય વિંધાઈ ગયું! હાય-એ છીદ્ર કેમ પૂરાય? ક્યાંથી પૂરાય? એ વૈદ ક્યાંથી મળે? કોણ લાવી આપે? અરેરે, તે ક્યાંથી જાણી શકે, કે તેની હૃદયાધારા રાધિકા વીરભૂમિ તજીને આ યોગિઓના રહેઠાણમાં એક સાધુડી રૂપે રહી છે. પ્રેમની માળા લઇ પતિનો જાપ જપે છે. આહા! કવિ? કવિ? તેં હદ કરી—

## જીલ્લા—ગજલ.

"પ્રેમનો પ્યાલો પીયે શુદ્ધ શાન તેને રહે નહિ;
અજબ નીશો નસે નસે અરે હાય રે વ્યાપિ રહી- ટેક.
પ્યાલો પીને મદમસ્ત ને અલમસ્ત આ કાયા થઇ;
ડરૂં હું તો દુનિયાં થકી, રસિયાનો ટોપ ધરી રહી- પ્રેમ.
ધુની લગાવી કામની ને નાથ નિરંજન નામ સહી;
પ્યાલો પીને અલખ જગાવું, રસિક રસીલા તુંહી તુંહી- પ્રેમ."

પ્રેમ-નાટકનું પાત્ર બનીને સરદારબા પેડેમ રનાદે પેલા વૈરીસીંહના વિયોગનો વિલાપ કરતી, વચનામૃતથી વધાવતી, પ્રેમ-કુસુમનો

નીલમ ને માણેક.



રનાદે, કદમના ઝાડ પાસે વિચાર કરતી ઉભી રહી. ભાગ ૬ પૃ.૮

હાર પહેરાવતી, ચરણે પડતી, વિનતી કરતી, મનથી આરાધતી સું-દરી પ્રેમ-લક્ષણા ભક્તિનાં સ્વરૂપને પોષતી હતી.

પ્રિયતમ ક્યારે મળે! રસીયો ક્યારે મળે!

આંખલડી આ ઠરે-નહિ તો દેહ પડે-દીલમાં દાહ બળે-

આ રસીલી કુમરી ગાવા લાગી-પૂર્વના પ્રેમ-ભાવનું, પ્રેમ-સ્થાનનું, રમણ-ભ્રમણનું, એકાન્ત મેળાપનું સ્મરણ કરવા લાગી-વીરપુરના મહારાજા ને જસાજીના ગરાસ સંબંધી વિવાદને લીધે, અને હરામી કારભારી મેઘાશાના પ્રપંચે, પાડા લડે ને ઝાડનો ક્ષય થાય, તેમ રનાદે ને ઇંદ્રકુમારના પ્રેમનો વદ્ધ થયો. જસાજી ગામ છોડીને ન્હાસી ગયો-રના પણ તેની જોડે ગઇ, ઇંદ્રસેનનું હૃદય વિંધાયલું રહ્યું-વીરપુર છોડીને જસાજી લુટારૂ વેશે આ વીરક્ષેત્ર ભૂમિમાં આવી ચડયો-લુટારૂનો ધંધો લઇ બેઠો-રનાદેના રૂપ પર અનેક પ્રવાસીઓને મોહીની લગાડીને કોઇનાં ગળાં રહેંસી-કોઇપર લજ્જા લુટવાનો આરોપ મુકી, કોઇને પ્રેમ-લગનીની લાલચ લગાડીને જસાજી લુટવાનું કામ કરતો હતો-રનાને મન તો ગોપીયન પેઠમ કૃષ્ણ પ્રભુજ પ્રેમ દાતા હતા. તે તો ઇંદ્રકુમાર સિવાય કોઇના પ્રત્યે મન-ભાવથી કે સ્નેહ દ્દષ્ટિથી જોતી ન હતી. જ્યારે તેણીએ એમ જાણ્યું, કે નવલ-રાયદ્વારા કઇ વીરપુર કુમારનો ભેટો થાય, અથવા તેને સંદેશો મળે, તો પિંડની પીડા ટળે; એ આશાએ નવલ સાથ કંઇ કંઇ વાતચિત કરતી હતી. જસાજીના મનમાં સંતોષ થયો હતો, કે નવલ જેવા દસ કટકામાં દસ હજાર મેળવી આપનારો ગભરૂ ઢાર થશે. પણ જસાજીની ઉમેદપર પાણી ફર્યું હતું. નવલને લુટવા ન દેવા માટે રનાએ જસાજીને સમજાવ્યો હતો. પણ જસાજી છેવટે નવલનો ઘાત કરવાની અણીપર આવ્યો હતો. નવલ આ ગુપ્ત વાતથી અજાણ્યો હતો. રનાદે એ નિમિતે પ્રિયતમને યાદ કરતી હતી. વિંધાયલાં દીલને શાન્તિનો લેપ લગાડતી હતી.

"હવે વ્હાલો નહિ મળે? રાજ પદવી લીધા પછી, બનારસી કન્યા પરણ્યા પછી આ પ્રિયાંગનાને ભૂલી ગયો હશે! શું તેને મ્હારી ઝંખનાનો સંદેશો કોઇ નહિ કહે!"—

"હું કહીશ—પણ એકવાર આ ભૂલા પડેલા ભમરાને પ્રેમાં-જળી—" નવલ એકદમ આવીને રનાદેનો હાથ પકડી પ્રેમ-દાન માગવા લાગ્યો.—

"ઉઠો, ઉઠો! પિતાજી આવી જશે!" રનાદે ચમકી. નવલ ઉભો થયો.

"શું હું જપ-માળ જપતો જોગી, તુજ સરખી દેવીનું પ્રેમ-વરદાન મેળવવા હજી સમર્થ થયો નથી?"

"જોગીને ભોગી જોડે વેર હોય છે. મેં આજે જાણ્યું, કે વળી તમે મ્હારા પ્રેમ પર અપવિત્ર દૃષ્ટિ ફેરવી છે!"

"રસીલી! અપવિત્ર દૃષ્ટિ નથી-પ્રેમ પર અમૃત દૃષ્ટિ છે. પ્રેમથી ઘવાયલો પ્રેમી, અંતે શુદ્ધ શ્યામાના સમાગમમાં આવ્યો છે."

"શું તમે પ્રેમમૂર્તિ જોઈ નથી?" રનાદેવડીએ નવલનું હાર્દ જાણવા ઇચ્છા કરી—વિયોગીને વિયોગી મળ્યાં. કોઇ પણ પ્રકારે ઇન્દ્રસેન કુમારનો પત્તો મેળવવા આતુર બનીને નવલ જોડે બે વાતો કરવા લાગી—

"મ્હારી પ્રેમમૂર્તિ ખંડિત થઇ ગઈ છે." નવલે કહ્યું.

"હા! ત્યારે તો મ્હારા જેવીજ અવસ્થા થઇ છે?" રનાદે નિસાસો નાખીને બોલી.

"શું તમે પણ કોઇ રસીયાનાં પ્રેમી છો?"

"અરેરે, કહ્યું કે કથ્યું જાય તેવું નથી!

ક્યાંની રાણકદેવી, ક્યાંનો રાખેંગાર;
નદી-નાવ સંજોગ ક્યાં, મળે ભલો ભરથાર-

"આ રંક પ્રેમી શું ગણતીમાં નથી?"



ત્યારે શું આખરે નીરાશ થવું પડશે ? ભાગ ૬ પૃ. ૧૧.

"મધના ખાનારને સાકરનો રસ ભાવે નહિ—જો કે મધુરતા જુદી નથી!"

"મ્હારી કર્મ-કથા લાંબી છે. પણ હવે એટલુંજ કહેવાનું છે કે મ્હારો નિવાસ, મ્હારો ખોરાક, મ્હારી શાન્તિ, ને મ્હારી આશા તુંજ છે."

"પ્રેમનો ભાગ થઇ શકેજ નહિ—પ્રેમ અખંડ છે; ને જો તે ખંડિત થાય, તો તે પ્રેમ નથી—મેં મ્હારો પ્રેમ જેને આપ્યો છે, તેને માટેજ અચલ છે. હું જંગલવાસી સ્ત્રી છું, મને રાજ-વૈભવની જરૂર નથી. વનવાસી તો વન-વગડાનાં સુખમાં શાન્તિ પામે છે. સુકા વનનો સુડો, લીલા વનના પોપટનાં સુખથી કંઈ ચળિત થતો નથી. વનવાસિની રમા કંઈ રાજસુખ ભોગવવા પ્રેમીનો પરિચ્છેદ કરતી નથી—"

"ત્યારે શું આખરે નિરાશ થવું પડશે?"

"આશા એવા સ્થળમાં બાંધવી કે નિરાશા થાયજ નહિ!"

"ત્યારે આપનું દીલ કયાં જઇ ચડયું છે?"

"વતનમાં! ત્રિપંખા ઝાડપર રહેનાર પોપટ, રાજભૂવનના સોનેરી પિંજરામાં પડયો છતાં, અરણ્યના સુકા ઝાડને વતન માની ત્યાંજ જઇને શાન્તિ પામ્યો. તેમ હું પણ મ્હારા વતનને ચાહું છું, ને ત્યાં જઇશ તો શાન્તિ પામીશ."

"ત્હારા બાપુ તને સહાય કરશે?"

"મ્હારો શામળો મને સહાય કરશે."

"મને તે સ્થળ કહેશો?"

"—હા—પણ—" સામે નજર કરી તો લુટારૂ બાપને જોયો. નવસે પણ તે તરફ નજર કરી.

"બાપુ આવ્યા!" હરણી ફુદકો મારીને વાડ કુદાવી નાઠી

જાય, તેમ તે અંદર ગઇ. નવલ એક તરફ છુપાઇ ગયો.

નવલ કને જે લક્ષ્મી હતી, તે પડાવા માટે આ ધન-લોભી રજપુતે તેને પોતાને ત્યાં રાખ્યો હતો. અનેક ધનવંતોને તે લુટતો હતો. સ્વરૂપા સુંદરી પર મોહિત થનારા ડાગલી છંડાનાં દીલ ખેંચીને આ લુટારો ખ્વાર કરતો હતો. નવલને સપડાવવાની તક જોતો હતો. આજ તેનો દિવસ ભરાઇ રહ્યો હતો. રનાદેવડીને દોડતી દેખી; નવલને ભરાતો છુપાતો જોયો, ને શિકારમાં ગયલો લુટારો ઝુંપડી નજીક આવતાં બન્નેને અપવાદી ઠરાવવાને આતુર થયો. રનાદેવડી પિતા પાસે આવી, ને લુટારાની આંખ રાતી થયલી જોઈ.

"બાપુ! આજ શિકાર નિષ્ફળ નીવડયો ?"

"હા-આજ ઘરના શિકારનો ભોગ લહેવો છે!"

"ના-નહિ લેવા દઉં! પૈસા લુટી લહો—"

"જીવતો જવા દેવાય, તેવું માણસ નથી—"

પિતા પુત્રીની રકઝકમાં નવલ સામેલ થયો. પરસ્પર વાદ-વિવાદ ચાલુ થયા. કુદરતનો કોપ ઉઠયો. લુટારાના હાથમાંથી રનાદેવડીએ બંદુક ખેંચી લીધી; અને ચડાવેલો આંકડો અકસ્માત સરી જતાં, પિતાના પેટમાં ગોળી વાગી. લૂટારો દમ ખેંચતો ભૂમિપર પડયો. નવલ અકળાઇ-ગભરાઇ ગયો. રનાદે મુર્છિત થઇ ગઇ. નવલ એકદમ જીવ લઇને નાઠો! રખે પોતાની પર ખુનનું તોહોમત આવે! લુટારો તરફડીયાં મારતો બે ઘડીમાં જમરાજને શરણે થયો. રનાદે ઉઠી. પિતાનો દમ ચાલ્યો ગયો જાણીને પકડાવાની બ્હીકે જીવ લઇને સટોસટ ન્હાસવા લાગી. ભય, કંપ, ત્રાસ, ને દુઃખની મારેલા કોમળ બાળા દોડતી દોડતી બીજા વગડામાં નીકળી ગઇ. પિતાના લોહી-લુહાણ શરીરને જોઇ ન શકવાથી નાજુક મગજની નાજની ચકમ બનીને ચાલી ગઇ.

નવલ ક્યાં ગયો, ને રનાદે ક્યાં ગઈ? તેનો હાલ તો કશો પત્તો નહિ જણાય! લુટારાની શી અવસ્થા થઇ, તેનું પણ વૃત્તાંત અધુરૂં રહ્યું. ત્યારે હવે આપણે નવલની પ્રિયા નીલમ તરફ નજર કરીએ, તેની માનસિક અવસ્થા નિહાળીયે! તેના દુઃખના દહાડા જોઇએ. અને તેનાં સાથી સંબંધીનાં સુખ પણ તપાસીયે!

કુદરત શું શું કરે છે, તે તો નાજુક મગજથી કશું સમજાય, તેવું નથી. એક ઘડીમાં પ્રભુ ચાહે તે કરે છે. જેણે આખી સૃષ્ટિ રચી છે, તેના મગજનો સાર, માનવની ક્ષુલ્લક પ્રકૃતિથી શી રીતે સમજી શકાય? સંસારની વ્યાધિ-વિટમ્બના, ને સુખ-શાન્તિનો છેડો કેમ પમાય? નામ તેનો નાશ છે જ! ઉદય તેનો અસ્ત તો છે જ પણ અસ્તનો ઉદય કરવો, એ પણ કુદરતનું કામ છે.

---

## પ્રકરણ ૩ જું.

### રમાને અકસ્માત—બાળ-ભુવનમાં પ્રેમ-લગની!

જગતમાં કોઇ પણ પદાર્થ સિદ્ધતાને પામી શકયોજ નથી. ચિન્તામણી રત્ન, પારસમણી, કસ્તુરી, અને મલયાગર ચંદન જેવા ઉત્તમ પદાર્થ પણ વિકૃત થઈ જાય છે. આ રીતે સિદ્ધ સાધુને સંતજનો પણ અમુક રીતે પ્રકૃતિ દોષપર દીલ ડોલાવીને તપ-માર્ગમાં કાંટા વેરતા થયા છે! લોકો કહે છે કે સાવકાનું સગપણ તો એવુંજ! પણ એ મિથ્યા બકવાદ અનેકવાર જૂઠો પડેલો જોવાય છે. સઘળી સાવકી માતાઓ અદેખી નહિ હોય! અને ગુણવંતી જેવી ગુણિયલ માટે તો કદી પણ એવી આશા રાખી શકાયજ નહિ! ગુણવંતીના દાખલાપરથી દરેક સાવકી માતાઓએ શીખવાનું છે; અને તેને પગલે, ચાલીને પોતાના પતિના વંશ-વૃક્ષને શાન્તિ

તથા પ્રેમ જળથી ઉછેરતાં શીખવાનું છે.

ગુણવંતી દરરોજ રમાને પોતાની પાસેજ રાખતી હતી. જ્યાં સુધી રમા નિદ્રાવશ થાય, ત્યાં સુધી તે એની કનેથી ખસતી નહતી. જો કે મોઘી મહારાજપર રમાની સંભાળની સઘળી જોખમદારી હતી, છતાં ગુણીનો તો રમા એક પ્રાણ હતી–સ્નેહ કંઈ નાનાં–મોટાંને, સાચાં–ખોટાંને, જાણ્યાં–અજાણ્યાંને કે પોતાનાં પરાયાંને જોતો નથી.

જો કે માબાપ ગમે તેવી સંભાળથી બાળકને સાચવે છે, પણ કુદરતના કોપ આગળ કોઇનું કંઈ ડહાપણ ચાલતું નથી. ખરૂં છે કે–

અનાથનું રક્ષણ જે કરે છે,
સનાથનું ભક્ષણ તે કરે છે;
અરણ્યમાં જે જન ઉછરે છે,
શહેરમાં તે જ અરે મરે છે!—

એક દહાડો રવિવારે સાંજે પાંચ વાગે જયન્ત પોતાની મધુરી પ્રિયા અને લાડકડી પુત્રી સાથે ફરીને ઘેર આવતાં ચોપાટીપર ગાડીને રોકીને સમુદ્રકાંઠે ફરવા લાગ્યાં; અને ફુટ–પાથપર આમ તેમ ચાલતાં લટકાળાં જુવાનોને જોવા લાગ્યાં; અને થોડીવારે તરત ગાડીમાં બેસીને ઘર તરફ વિદાય થયાં. અહીં સુધી સહિસલામત રહ્યાં; પણ પછી ઘોડાની લગામ હાથમાંથી છુટી; અને એક જબરો અકસ્માત થયો.

રસિલી બાળા સાથે કંઇ કંઇ વિનોદ કરતી ગુણવંતી મુંબઇનો બહાર જોતી હતી. દક્ષિણ દિશા તરફ નજર કરતાં સમુદ્રનીધુની પૂર્વ તરફ ઉડતી હતી. સામે રાજાબાઇ ટાવરની ટોચ જણાતી હતી, ને પશ્ચિમના ભૂશિરપર દીવાદાંડીનો ચકમકતો તાજો ચળકાટ દેખાતો હતો. રેલ્વેનો રમણીય દેખાવ જેમ સમુદ્રને ઉડાવતો હતો, ને તેના સીસોટીનો અવાજ તરંગોને ઉન્નત બનાવતો હતો; તેજ રીતે

સમુદ્ર પોતાની બળિષ્ટતા બતાવવા ગર્જતો હતો. કિનારાપર ફરતાં સારસ હંસ ને હંસાઓ નવરંગ જાત વિજાતનાં વસ્ત્ર પહેરીને આમ તેમ ફરતાં જણાતાં હતાં. ઉત્તર તરફ ગિરિશ્રંગપર વિરાજતા બાબુલનાથ જાણે હિમાલયની ટોંચપર આસન વાળીને પરમ પ્રભુ શ્રી શંકર પરમાત્મા બેઠા હોય, તેવો મનોહર દેખાવ દ્દષ્ટે પડતો હતો. સાંજ પડી—બત્તી થઇ, ને શિતળ હવા લ્હેવાને બ્હાને વૈભવ, સ્વરૂપ તથા શક્તિ દેખાડવા નીકળેલાં જોડલાં અને સ્નેહીઓ વિખરાવા લાગ્યાં, ત્યારે જયન્તે ગાડીને પોતાના બંગલા તરફ હંકારી. હજી વાલકેશ્વરને માર્ગે સાંકડી સડક પર, સમુદ્ર નિહાળતો ધીમે પગલે ડગલાં ભરતો ઘોડો આગળ ચાલ્યો, એવામાં મોટા કાળરૂપ મોટારકાર ભોં ભોં કરતી દોડતી આવી. ઘોડો ચમકયો, અને ગાડીને આંચકો લાગતાં, જયન્તની સામે બેઠેલી કિશોર બાળા રમાનું શરીર ભૂમિપ થઈ ગયું; મોટાર તો ધુનમાંજ ચાલી ગઇ, પણ જયન્તની ગાડીને જે અકસ્માત થયો, તે તો જતી આવતી ગાડીઓના ગાડીવાનોને, ને બેસનારાનેજ માલમ પડયો. રમા જેવી નીચે પડી, તેવોજ ગુણીએ સાદ પાડયો. ઘોડાવાળો ને મોજી તો ગાડીને રોકવામાંજ ગુંથાયા, પણ જયન્ત નીચે કૂદી પડયો, ને રમાને તેડી લીધી. રમાને સ્હેજ માથામાં ઇજા થઇ, પણ તેણી બેશુધ થઈ ગઇ. એવામાં ડૉકટર દિવાનની ગાડી સામી આવી ચડી. વાલકેશ્વરથી એક ભાટીયા ગૃહસ્થને ત્યાંથી તેમની ગાડીમાંજ ડાકટર પોતાને દવાખાને જતા હતા, તેણે આ ગભરાટ જોયો, ને તરત નીચે ઉતરી પડયા. તેણે પોતાની ગાડીમાં બેસાડીને પાસેની ફરમસીમાં લઇ ગયા. મીસ પરીન પાઘડીવાળા નામની મીડવાઇફ ત્યાં હાજર હતાં, તેમણે જયન્ત તથા ડૉ૦ દિવાનને માન આપ્યું; ને રમાની સારવાર કરવામાં તત્પર થઇ. પા કલાકમાં રમા શુદ્ધિમાં આવી; અને તરતજ ગુણી જોડે પોતાને

બંગલે ગયાં. માયાળુ માતા સમાન ગુણીએ રમાને પડખામાં લીધી, ને તેણી દડદડ આંસુડે રડવા માંડી. રમાને ઇજા થઈ, તે કરતાં પોતાને કંઈ થયું હોત તો ઠીક, એવી દયાળુ પૂતળીના મનમાં પ્રેમ આવેશ આવ્યો. ડૉ૰ દિવાન પોતાને દવાખાને ગયા, ને જયન્ત બંગલામાં પ્હોંચી ગયો. જગતમાં ભલાની ભલાઇ છે. બનવા કાળ બન્યાજ કરે છે, પણ માનવ જાતનો ધર્મ છે, કે આફ્ત વખતે કેવળ વગર સ્વાર્થે માનવની ભીડ ભાંગવી.

---

## પ્રકરણ ૪ થું.

### પ્રેમ પદાર્થનું પોષણ ! માતાની માયા.

પ્રેમ પ્રેમમાં ફેર છે. જે પ્રેમ પ્રભુનાં દર્શન કરાવે છે, એજ પ્રેમનું પ્રતિબિંબ શ્યામવર્ણું મુખ કરાવીને નર્કના ઉંડાગારમાં નખાવે છે. પ્રેમ વડે સંસાર છે. પ્રેમ—લક્ષણા ભક્તિ વડે સંસાર તરાય છે. આ દેહને તારનાર પ્રેમ—નાવ છે. આ જીવનને ઉદ્ધારનાર પ્રેમ છે. જીવ પ્રાણીનો મોટો ખોરાક પ્રેમ છે. પ્રેમ વગરનાં પ્રાણી શુન્ય છે, કોઇને ઝેરમાં પ્રેમ જણાય છે. કોઇ અમૃતને પ્રેમ ગણે છે. કોઇ નાગ પાળીને આનંદ માને છે. કોઇ પોપટ પાળીને પ્રેમ સંતોષે છે. કોઈ વિષય સુખ માટે પ્રેમી પ્રિયાની પ્રીત ગ્રાહ્ય કરે છે. કોઇ દેવ—સેવાદિકર્મ કરવા, યજ્ઞ—યાગાદિ ક્રિયા કરવાને પત્નિને પરણે છે, આ રીતે એક પ્રેમના અનેક ઉપયોગ કરી શકે છે. માતાનો પ્રેમ એ પણ પ્રેમજ; પત્નિનો પ્રેમ એ પણ પ્રેમજ; પણ પ્રેમના ભેદમાંહે તેનો જે પ્રકાર છે, તેજ માત્ર અંતર ગણાય ! પોતાની પુત્રીપરનો પ્રેમ તે એક. બીજાની પુત્રીનો પ્રેમ તે પણ પ્રેમ—પરણ્યા પહેલાં પરસ્ત્રીપરનો પ્રેમ, ને પછીનો પ્રેમ; પ્રેમાંધ પ્રાણીની મોહિની પહેલાંનો

પ્રેમ, ને તે પછીનો પ્રેમ; એમ અન્તરાય ભેદ રહેલો છે. પ્રેમની કિંમત અંકાય તેમ નથી. પ્રેમમાં જે માયાનું મોહન ને ભક્તિનું લક્ષણ છે, તે સહજ કળી શકાય તેમ નથી. જે પ્રેમ દેહનો ઘાત કરાવે છે, એજ પ્રેમ દેહનું તારણ કરાવે છે. જે પ્રેમ હસાવે છે, એજ પ્રેમ રડાવે છે, જે પોપટ પોતે પાળ્યો નથી, જ્યાં સુધી પ્રેમનાં કીરણ તેપર પડ્યાં નથી, ત્યાં સુધી તેને પારધી પકડીને વેચવા જતો જોયા છતાં તેપર પ્રેમની અસર થઇ નથી; પણ તે ખરીદવા પછી જો તે આજારી પડે છે, તો તેની સેવના પ્રેમભરી થાય છે. જો મરી જાય છે, તો તેપર વિલાપનાં અશ્રુ પાડવાં પડે છે.

ગુણવંતીનું માયાળુ ને ભ્રાતૃભાવના સમાન શુદ્ધ પ્રેમનું બિન્દુ રમાની લાક્ષણવંતી ભાવનામાં મળી ગયું ન હતું, ત્યાં સુધી રમા કદાચ અવશાનપર મહા કષ્ટ સહન કરતી હોત, તો ગુણીની દૃષ્ટિ કદી પણ દયાના આવરણથી વિંટળાયલી જણાત નહિં; પણ જ્યારે માયાનું પડ બંધાયું, ત્યારેજ રમાને થયેલા અકસ્માત વેળા ગુણીની આંખમાંથી આંસુ પડ્યાં. અને તેનું ભાવિક અંતઃકરણ તેની સારવારમાં ગુંથાયું. ગુણી ત્યારેજ તેના બિછાનાપરથી ઉઠવાને આનાકાની કરવા લાગી. પ્રેમ પદાર્થની માધુર્યતા ગુણીઓજ મેળવી શકે છે. કઠોર ને સ્વાર્થ બુદ્ધિવાળા કેવળ નિષ્ઠુર પથ્થર જેવા માણસો પ્રભુની આ અમુલ્ય પ્રસાદીથી કેવળ અળગાજ રહે છે. એવાની દુષ્ટ ભાવનામાં જેમ ઝેર છે, તેમ તેના જીવનમાં હલાહલ ઝેર છે—એવા પાપીઓનાં સ્વાર્થી અંતઃકરણપર દાહ પડજો. માત્ર પોતાના સુખપર બીજાના આત્માનો ભોગ લેનારા, માત્ર પોતાની અદેખી દૃષ્ટિને શાંત પાડવા માટે બીજાની આશાઓને નિર્મૂળ કરનારા, કેવળ ક્ષુલ્લક ને માયાવી સુખના ઘોડાપર સ્વાર થઈ, પોતાની મૂર્ખતા ને અજ્ઞાનતા બાજુ રાખી, મોટાઇના પવનમાં ઉડનારા પાપી જીવડાઓના જીવનને ધિઃકાર છે, ફિટકાર

છે. કોઇનું ઇશ્વરી સુખ જોઇને પતંગીયા પેઠેમ બળી જનાર માનવીયો, નાહક દીવાના તેજમાં દઝાવા જનારા જનોને વાર વાર ફિટકાર છે. હા–શાન્તનુ જેવી એક સ્વરૂપવાન કન્યા, પ્રેમહીણુ પતિના પરકીયા ભાવવાળી પ્રીતિથી દગ્ધ થઇને કદાપિ ગુણવંતીની પતિ–ભાવના જોઇને ઇર્ષા કરે, કર્મપર હાથ મુકી પસ્તાવો કરે, તો તેમાં નવાઇ નથી. કદાપિ યુવાન અવસ્થાએ વૈધવ્ય પ્રાપ્ત કરીને, કંદર્પ જેવા મહાદેવની માયાને આધીન થઇને પ્રેમના પ્રતિબિંબપર મોહી પડી વિષય સુખની વાંચ્છના રાખે, તો કળિના નબળા માનવીને માટે આશ્ચર્ય નથી—પણ વેણીલાલ ને કમળીકાકી જેવાં અદેખાં લોકો, જેને બીજાનું સુખ અગ્નિવત્ લાગે છે, ને તે સુખ તાડન કરતાં માત્ર અદેખી આંખને શાન્ત કર્યા વિના બીજો કશો લાભ નથી, તેવાઓના જીવતરપર અગ્નિ વરસજો; પ્રેમીયોની હાય પડજો. કદી જયન્તના આશાવંત સસરા મિ૦ દલાલ જેવા, પોતાની કન્યાનું સુખ તાડન કરનારી ગુણવંતીની પતિ–ભાવનાપર ઇર્ષાનો કુહાડો મારે, તો તે બનવા જોગ છે; પણ શાન્તનુ જેવી યુવાન સ્ત્રીના મનમાં, વૈધવ્ય કાળે, પતિનાં પરમ ધાર્મિક સુખનો નાટક નજરે જોયા પછી, પોતાની નિર્મૂળ આશાનાં તત્વો, તેણીનાં વાંચ્છિત સુખના દબાયલા મૂળીયાંને તાજાં કરે, તો તે પણ નવાઈ જેવું નથી.

વાંચનાર ? ત્હારા વાંચનમાં આ નવીન પાત્ર હજુ પ્રવેશિત થયું નથી. શાન્તનુ જેવી એક અડંગ રૂપાળી, અને મુનિજનો પણ ચળિત થઇ જાય, તેવી નમણી યુવતી વિષે આપણે કેટલુંક જાણવું પડશે. આર્ય સંસારની વિધવાઓની વિટમ્બના બાળલગ્નના ભોગે કેવી દયાજનક થઈ પડે છે; અને એવીજ વિધવાઓ માત્ર કામદેવની કૃપાનું ફળ બનીને, મનની તૃપ્તિ અર્થે કામીજનોને પરણી પુનર્લગ્ન કરીને કેવી રીતે આફતનો ભોગ થાય છે; એ પણ જોવાનું છે.

મીલમની એક નવીન સહચારિની શાન્તનુ પણ એક સન્નિષ્ટાવાન ને ધર્મ મૂર્તિ છે. પણ માયાના આવરણથી તે બિચારી સંસારનાં ઉદ્દ્ભવતાં સુખો ને વૈકુંઠ જેવા વૈભવની ભોગિની છતાં કેવળ અભાગી નીવડી છે. આ સર્વેનો મર્મ હવે પછી જાણવા માટે રમાના અકસ્માત તરફ નજર કરીએ. ગુણીના નવા સંસારની શરૂઆતમાં તેમની જોડે આ નવાંજ પાત્રોનું ઓળખાણ કરીએ.

રમા એક નિર્દોષ ને નમણી પુતળી છે. વૈભવ–વિલાસમાં નિર્દોષ બાળકોનો આનંદ, એક સુખ સંસારની તૃપ્તિનું સાધનભૂત થઈ પડે; તેમ જયન્ત ને ગુણીના સમાન સ્વભાવની પ્રેમ–ભાવનાનું તે પાત્ર થઈ પડયું છે. સુમતી જેવી માતાના મનમાં બાળક રમાના અકસ્માતનું દુઃખ જોકે વધારે દુઃખકર થઇ પડતે ખરૂં, પણ એ મૃત માતા કરતાં આ જીવન સુખકારિણી જગતના મોમાં સાવકી માતા તરીકે પંકાતી, પણ માતાના કરતાં વધારે વહાલથી વધાવનારી ગુણીયલ ગુણીએ તેની કરવા માંડેલી સારવારથી રમાનું દુઃખ ટળી ગયું હોયની એવી અસર થઇ. બાળકને દીલ દીધું, એટલે તે પોતાનુંજ થઇ જાય છે. એ નિર્દોષ પૂતળીમાં મારૂં તારૂં કંઇ નથી. શત્રુ હોય કે મિત્ર, ઝેર હોય કે અમૃત પણ તે તો સમાન માનીને પ્રિય ગણે છે. તે અંતરાય ગણતું નથી; કાં કે તેનું હૃદય મહાત્મા–રૂપ છે. નિર્મળ છે.

રમા શુદ્ધિમાં આવી. જયન્ત વગેરે બંગલામાં ગયાં. મોજી મહારાજની દૃષ્ટિ પડતાં વ્હાલથી વ્યાકુળ થયેલો વિપ્ર ગાડી પરથી ઉતરી પડયો, ને રમાને ખભાપર લઈ બંગલામાં ગયો. બાળક, દુઃખને ગણકારતું નથી; તેમ રમા તરત વેળા તો સાવધ થઇ ગઈ. પણ માથામાં ચમકારો થતાં તે ફરીને બેશુદ્ધ થઈ ગઇ. તેને પલંગપર સુવરાવી દીધી, અને તરત ડૉકટર બોઇડ, ડૉકટર રાવ તથા ડૉકટર સર ભાલચન્દ્ર કોઈ પણ જલદી મળી આવે, તેમને બોલાવ-

વાને માણસો દોડાવ્યાં. સારે નશીબે ડૉકટર રાવની ગાડી સામે મળી, ને તેઓ આવી પ્હોંચ્યા. જયન્તે ગદગદિત કંઠે, પુત્ર સમ પુત્રીની શાન્તિ માટે વિનંતી કરી. ડોકટર રાવે તેમને ધિરજથી તપાસીને પ્રીસ્ક્રીપશન લખી આપ્યું. દવા લેવા માણસ ગયું, અને સાધારણ શેક શરૂ કર્યો. ગુણીએ પોતાના હાથે રમાને પવન નાખવા માંડયો. જરાવારમાં રમા નિદ્રાવશ થઇ ગઈ. રાત્રીનું ભોજન નકામું ગયું. જયન્તની તબીયતપર કંઠોર અસર થઈ. ગુણીના આગ્રહથી તે પોતાના શયનગૃહમાં જઇને સુતો. અનેક પ્રકારના સંકલ્પ–વિકલ્પપર ચિત્ત ચડી ગયું, અને નિદ્રામાં પણ એવીજ ભ્રમણા થવા લાગી.

રમાની અખંડ સારવાર કરવાને પ્રભુએ ગુણીને શક્તિ આપી, ધિરજ આપી. સંકટ વેળા સ્ત્રીઓ બહુજ સાવધ થઈ જાય છે. સંકટની સામે લડત કરવાને સ્ત્રીઓ સમર્થ હોય છે. જોકે તે એક અબળારૂપ છે, પણ સંકટ વેળા તેનું સબળ બળ બળવંત યોદ્ધાઓની ગરજ સારે છે. રમાની દવા આવી. વખતસર પાવી ચાલુ થઇ. માથાપરનો સહજ જખમ રૂઝાવા લાગ્યો. આખી રાત ઉજાગરો કરીને નાજુક ગુણી અને મોજી મહારાજે પોતાનો ધર્મ યોગ્ય રીતે બજાવ્યો. પ્રભાત થયું, ને રમા જાગૃત થઈ. આગલા દિવસનો અકસ્માત જાણે વિસરાઈ ગયો. ગુણીની મહેનત બર આવી. પણ જયન્તની રાત એળે ગઇ. રમાના સ્નેહનો ચિતાર સીમતિની પ્રેમ–જાગૃતિ પર વળી ગયો.

---

## પ્રકરણ ૫ મું.

---

### બાળ–માબાપોની વૈભવ–વાન્છના.

"કોની સ્ત્રી ને કોનાં બાળ, ભવ–ચટનો એ છે જંજાળ;
કર્મ પ્રમાણે આવે જાય, તેમાં શેનું સુખ દુઃખ થાય!"—

**શ્રી કૃષ્ણ–સુદામા નાટક.**

નીલમ ને માણેક.



ડૉક્ટરે રમાને ધિરજથી તપાસી. ભાગ ૬ પૃ. ૨૦

ઘરનો ચન્દ્ર સ્ત્રી છે, પણ તેની પ્રભા બાળક છે; ગુલાબનો રંગ એ તેનો શણગાર છે, પણ સુગંધ વગરનું ગુલાબ તે ગુલાબ નથી. નીલમ ને માણેક જેવા નંગ કિંમતી છે, પણ ખરી શોભા કુન્દન છે. સ્ત્રી ગમે તેવી રૂપવાન કે ગુણવાન હોય, પણ બાળક વિનાની અટુલી છે. કિલકિલ કરતાં બાળ–પંખીઓ વડે જેટલું વન સુંદર લાગે છે, તેટલું પંખીઓના વિયોગથી આનંદ આપતું નથી. બાળકોના કલ્લોલ વડે શેરી, ફળીયાં, ઝુંપડી, મહેલ કે મંદિરો જેટલાં શોભીતાં લાગે છે, તેટલાં બાળકો વિના ગર્જતાં નથી. ગર્જના વગરની વાદળીઓ, વાછરડાં વિનાની ગાય, ફૂલ વગરની કદળી, ને કેરી વિનાનો આંબો તો ફળહીણ તાડ, કે કાંટાનાં ઝાડ જેવો લાગશે. પુરૂષ તો બહારના યત્નનો અધિકારી છે; સ્ત્રી માત્ર ઘરના વ્યવહારની મંત્રી છે. પતિ બહાર ગયા પછી પત્નિનો નિર્દોષ આનંદ બાળક વડે ગુંજ થાય છે. રઝળી રખડીને મુઠી અનાજ મેળવી આવનાર પુરૂષ, કહો કે ધન ગુમાવીને અથવા યત્નથી નિષ્ફળ થઇને આવનારો માણસ ઘેર આવ્યા પછી સુશીલ નારનાં વચનામૃતની શિતળતાનો એક જળ–પ્યાલો, અને ગંદા બાળકોની મધુરી પણ કાલી કાલી વાણીથી મળતો આનંદ, થાક અને દુઃખને વિસારી દે છે; તેમાં પણ મહાકષ્ટ પ્રાપ્ત થયેલું એકનું એક બાળક, આનંદનું સાધન, શાન્તિનું સાધન, શોક હરવાનું સાધન જ્યારે નખળું થાય, ત્યારે તો માયાવી પ્રેમની આકળી આતુરતા મંદ પડી જાય–વિરજ પાછી હઠતી જાય, અને પ્રેમની લાગણી દુઃખના રૂપમાં બદલાઇને શાન્તિનું મંદિર શોધતી ઉછળતી જાય, તેમાં નવાઈ શું? રમાનું જો કે ક્ષુલ્લક દુઃખ છે, તે છતાં જયન્તની લાગણી ઉછળતી જાય, શોકનો પડછાયો નજરે પડે તેમાં નવાઈ શું! જીવતી હૈયાત માતાનું બાળક ગમે તેટલું માંદું પડે, પિતાની અનહદ લાગણી છતાં દુઃખથી રીબાય, તો પણ તેની ચિન્તા

એટલી હદ સુધી અસર ન કરે, કે જેના કરતાં કોટી ગણું એકનું એક મૃત સ્ત્રીનું બાળક દુઃખ કરે છે, ને તે દુઃખ આ વખતે જયન્તના હૃદયમાં ઉભરાઈ આવેલું હોવાથી તે સ્વપ્નામાં તરેહવાર કલ્પના કરતો સુખ–દુઃખના મોઝાઓ નિહાળે છે, એ એક નબળાઈનું ચિન્હ છે. મહાન પુરૂષને મ્હાત કરનાર પ્રેમ જેવું એ તિક્ષણ ને વિલક્ષણ હથિયાર છે. વિચિક્ષણ મનુષ્યો પણ પ્રેમનાં કષ્ટ કને હારી જાય છે. આંખના શરમમાં રહેલો પ્રેમ, જેમ પ્રેમી મિત્રને મ્હાત કરે છે; તેમ માયાવી લગનીનો પ્રેમ, પ્રેમી સંબંધી–સંસ્કારીને વગર વસ્ત્રે મ્હાત કરી શકે છે. સુમતી ગુજરી ગયા પછી રમાપર જયન્તની જે શ્રદ્ધા બંધાણી તે કદાપિ ટળી નથી; ટળી તો નથી, ઓછી તો થઇ નથી, પણ દીન પર દીન ચડતી ને ચડતી, ઘટાતી નહિ પણ ઉજળી ને ચળકતી રહી છે. કાંસાના વાસણને ચળકાવવા રાખનો ઉપયોગ કરવો પડે, ત્રાંબાનાં વાસણ ઉજાળવાને ખટાશનો ઉપયોગ કરવો પડે, અને સોનાને તો માત્ર પાણીમાં પક્ષાળી રાખો તો પણ બસ છે–પણ ખરા નંગને તો ઉજાળવાની જરૂરજ નથી. એકવાર તે પોતાના પ્રિય કારિગરના હાથમાં આવ્યું, એટલે સદા તે પ્રેમ દૃષ્ટિમાં ચળકતુંજ છે. રમાનો પુત્રી ભાવનાનો અંશ જયન્તના મનમાં સદા અખંડ પ્રકાશતો છે; ને તે પ્રકાશનું તીવ્ર કીરણ આ સમયે મધ્યાનના સૂર્ય સરખું તપે છે. જયન્ત, રમાની પીડા જોઇ ન શકવાથી શયનગૃહમાં ગયો. પ્રેમ કેટલો નાજુક ને કોમળ છે! જન્મતાં બાળકના શ્વાસનું રૂંધન કરવાની જગ્યા રાખીને, તેના અંગમાં અસ્વચ્છ પદાર્થ પ્રવેશ ન થાય, વા તેનાં કોમળ ગાત્રોને યત્કિંચિત નુકશાન ન થાય, તે માટે પ્રભુએ બારીક ચામડીનું આચ્છાદન કર્યું હોય છે; જો એટલી લાગણી પ્રભુજીને રહી છે, તો પોતાનાં ખરાં પ્રેમી હશે, તેની પ્રત્યે માનવની કેવી વિશેષ બારીક લાગણી હશે? એ કોમળ અંતઃકરણ પોતાના

પ્રિય-પદાર્થપર પડતો ક્ષણીક દવ પણ કેમ જોઇ શકે? કુદરતની આડે આવવાની તો કોઈ પ્રાણીની શક્તિ નથી; પણ હિમ્મત, ધિરજ ને યુક્તિનો ઝુંડો આપીને પ્રભુએ માનવોને એટલા તો બળવંત બનાવ્યા છે, કે એ પ્રભુની બક્ષિસનો સારો ઉપયોગ કરે, તો પ્રભુજી કહે છે કે—

ભક્તાધીન છું હું હર ટાણે;
પ્રેમ—લક્ષણા ભક્તિ પ્રમાણે;—

ઘટ ઘટ વ્યાપક, જે મિત્ર જાણે,
જ્યાં કહે ત્યાં હાજર ચિત્ત માને—ભક્તાધીન.

એજ પ્રેમનું આવરણ તે જયન્તને મન બાળ-પુત્રી રમા છે. એની મૃતમાતાનું નામ, તેનું સદાનું સ્મરણ, ને તેની અખંડ ભક્તિનું ફળ તે રમા છે; એટલી હદ સુધી બાળ-કુમારીનો પિતૃભાવ ઝળહળી રહેલો છે, ત્યારે તેને દુભાતી જોવા, દુખાતી જોવા તે કેમ તૈયાર થાય! કોમળ મનનાં માનવીઓની બલિહારી છે. દેખાવમાં દમામદાર, લડવામાં બ્હાદુર, હિમ્મતમાં યોદ્ધાઓ, પણ જ્યારે પ્રેમનો પ્રકાશ પડયો, કે તે પોચા પોલાદ જેવા, કોમળ નેતર જેવા—ના—ના, તે કરતાં કેવળ કેળ જેવા—ના, દુધના માવા જેવા, ના માત્ર માખણ જેવા હશે? અર્જુન જેવા બાણાવળીનો મદ, સુભદ્રાની પ્રેમ-લગનીએ હરાવ્યો—રાજવંશી પોશાક તજાવીને યોગી બનાવ્યો—ઉતાનપાદનો એક માર્ગિય પ્રેમ, ધ્રુવના તાપસી વનમાં જઈ પ્હોંચ્યો. આ તે પ્રેમ, ને આ તે માયા!!

જયન્ત શોકમાં ગિરફતાર થયો હતો—વિચાર—વમળમાં ગુંથાયો હતો—હૃદયમાં માયાનાં આવરણથી પ્રેમ-કષ્ટના શેરડા પડતા હતા—મગજપર જ્યારે દુઃખની અસર થાય છે, ને તે હૃદયમાં સમાઇ

જાય છે, ત્યારે શાન્તિના રૂપમાં બદલાઇને નિદ્રાધીન થઇ જાય છે–રમાની બિમારીનાં દુઃખ કરતાં સુમતીના સ્મરણનો વિલાપ વધારે કર્યો. સ્વપ્નામાં સુમતીએ દર્શન દીધું–જયન્તની સામે બે હાથ જોડીને ઉભેલી સતીએ પ્રણામ કરી વિનંતી કરી–

"પ્રાણાધાર, સુખી તો થયા ? મ્હારૂં રત્ન સુખી તો છે ! એ કયાં છે, મને તેનું દર્શન કરાવશો !" મહા માયા–જોગમાયા સમાન પવિત્ર અને સત્ય મૂર્તિનાં નમ્ર વચનો સાંભળીને જયન્ત એકદમ પલંગપર બેઠો થઇ, વિસ્મયતાથી નીચી નજરે જોઇ રહ્યો. એક પણ શબ્દ ઉચરી શકયો નહિ.

"શું મ્હારૂં માંસલ–કમળ, કાળ–ભમરે કોરી લીધું ?" જયન્ત બોલવા જતાં જીભ ન ઉપડી–એટલે સુમતી, શયનગૃહમાંથી દિવાનખાના નજીક આવી–ને સામેના ઓરડામાં જ્યાં ગુણવંતી નિર્દોષ રમાની સારવાર કરતી હતી, તે તરફ તેણે દૃષ્ટિ ફેંકી–શોકયના હાથમાં માતા કરતાં અધિક લાડ કરતી રમાને જોઇને તે શાન્તિ પામી હોય, તેમ હસી–અને ઉભયને આશિર્વાદ આપીને અલોપ થઇ ગઇ–જયન્તની દૃષ્ટિ પરથી અદૃશ્ય થયલો સુમતીનો વાસનાદેહ કયાં ગયો, એ તે જોવા ઉઠયો; પણ કંઇ જોઇ ન શકયો–સંભ્રમવાદી જયન્ત અકળાવા લાગ્યો, એટલામાં સુમતીના પ્રતિબિંબ તરફથી ધ્વની થયો. "નવલકળી સાચી સુગંધીથી ભરેલી છે. તમે સુખી થજો, વ્હાલા !" જયન્ત ઉંચું જોઈ રહ્યો. તેની આંખે કશું દેખાયું નહિ. તે પાછો પલંગપર બેસીને વિચારગ્રસ્ત થયો–પ્રભાત થઇ ગયું, અને સર્વે ઉઠવા લાગ્યાં.

ગુણી બ્હેન ? તમે આજે મને ખોળામાં લઇને કેમ બેસી રહ્યાં છો ?" નિર્દોષ રમાએ અજ્ઞાતભાવે પ્રશ્ન કર્યો–ગુણીએ તેને પ્રત્યુત્તર આપ્યો.

"બ્હેન? આજે મને એમ લાગ્યું, કે મ્હારી રમાને રમાડું!"

"હા, રમાડું-કાં કે? ઘોડાએ મસ્તી કરી, ત્યારે તો તમે મને એકલી મૂકીને નાશી ગયાં હતાં!" રમાએ પૂર્વની વાત યાદ કરી–

"એટલામાં તો તને મેં તેડી લીધી, એ વાત ભૂલી ગઇ કે!"

"હા–એમ હશે ખરૂં; ત્યારેજ તમે અહીં બેઠાં છો–પણ મ્હારે માથે આ પાટો શેનો? હા–ઘોડાએ મસ્તી કરી, તેથી મને વાગ્યું–ગુણીબા? શું હવે હું મરી જઇશ?"—

"ના રે! તેમાં વળી મરવાનું શું? એમ તો પેન ઘસતાં ચપ્પુ વડે આંગળી કપાય છે, અને શાક છીનતાં હાથપર છરી વાગે છે, તેથી મરી જવાય છે કે! ત્હારા માથામાં ખરાબ લોહી હશે કની તે નીકળી ગયું!"

"હા–ઠીક થયું! હવે મને ગુસ્સો નહિ ચડે, ખરૂં કે!"

"હા–બ્હેન! ને ત્હારૂં માથું પણ કદીએ નહિ દુઃખે! રમા બ્હેન? આ યાદ રાખજે, કે જ્યારે ઠંડો પવન હોય, ત્યારે ઉઘાડે માથે ફરશો, તો તમને માથું દુખશે.'

"હું તે વેળા માથે ઓઢવાનું યાદ રાખીશ તો!"

"તો તને કદી દુઃખ નહિ થાય–હવે તને માથું દુઃખે છે?"

"ના–પણ મ્હારા જી કાકા ક્યાં છે?"

"આ રહ્યો બ્હેન, તને હવે કેમ છે?" જયન્ત એમની કને આવતો હતો, તે રમાનો સ્વર સાંભળીને નજીક આવી બોલ્યો—

"હું તો સારી છું–જુઓની હું કેવી છું?" રમા બેઠી થઇ–

"આવ, મ્હારા દીકરા–મને ભેટ!" જયન્તે પડખામાં લઇને રમાને ચુંબન કર્યું. ગુણવંતી પલંગપરથી નીચે ઉતરી પડી–એવામાં રાત્રીના સંકેત પ્રમાણે ડાૅક્ટર રાવ આવ્યાની નોકરે ખબર કરી–જયન્ત ને ગુણી સાવધ થયાં.

" ડોકટર શા માટે આવ્યા હશે ! " રમાએ પુછ્યું—

" ત્હારી તબીયત જોવા આવ્યા છે. " જયન્તે જવાબ દીધો. ને ડૉકટર આવતાં શેકહેન્ડ કરીને રમાના પલંગ નજીક લઈ આવ્યો. ગુણવંતી નમી—ડૉકટરે સામું નમન કર્યું, અને રમાની નાડ તપાસી.

" વૅલ, ડૉલીને રાત્રે નિદ્રા આવી હતી કે ? ડૉકટરે જયન્તને પ્રશ્ન કર્યો; જયન્તે ગુણવંતી પ્રત્યે નજર કરી. "

" યૅસ, ઘણીજ શાન્ત નિદ્રા આવી હતી ! " ગુણવંતીએ જવાબ આપ્યો.

" ઑલ રાઇટ, ત્યારે તો બેફિકર રહો. દવાથીજ આરામ થઇ જશે. ખોરાકમાં માત્ર કાંજી આપજો, ગુડ મોરનીંગ ! " ડૉકટર શેક હેન્ડ કરીને રવાના થયા. ગુણવંતીની કોમળતા, સુંદરતા ને સભ્યતાના મનસ્વી વખાણ કરતો ડૉકટર ચાલ્યો ગયો.

" સુશીલ નાર એ પણ ઘર—સંસારનો શણગાર છે. " આ મહદ્ વાકયનું સ્મરણ કરતાં, ફરીને જાણે ગુણીને ભેટવા આતુરતા વધી પડી હોય, તેવી રીતે ડૉકટર સ્મરતા ગયા. ગુણીના રાતના અખંડ ઉજાગરાથી થાકી ગયેલી લાગી; ત્યારે જયન્તે બે ઘડી નિદ્રા લેવાનો આગ્રહ કર્યો પણ ગુણીએ ના પાડી. ફક્ત દાતણ—પાણી, ને સ્નાન ધ્યાન કરવાની રજા લઇને અંદર ગઇ. જયન્ત ને રમા વાતો કરવા લાગ્યાં; રમાએ દવા પીધી, એટલામાં તો મોજી મહારાજ કાંજી લાવ્યા. રમાએ તે પીધી, ને વાતો કરતી નિદ્રાવશ થઇ ગઇ. રમાને વધારે બોલવા દેવામાં આવતી નહતી. પણ તેણી વાર્તા સાંભળતી હતી. કથાઓ સાંભળવાનો તેને બહુ શોખ હતો, ને તેથી જયન્ત કંઇ કંઇ વાતો કરતો હતો. રામ અને કૃષ્ણની બાળ—લીલા, ધ્રુવ ને પ્રલ્હાદનાં કથનો વગેરે તે બહુ સાંભળતી. રમા જ્યારે નિદ્રાવશ થઇ, અને મોજી મહારાજને તેના કને રાખીને દમ્પતી ભોજન માટે ગયાં. "

# પ્રકરણ ૬ ઠું.

## પશ્ચિમનો પ્રકાશ પૂર્વ ઘાટપર !

શારીરિક સમ્પતિનો વૈભવ સઘળા ઐચ્છિક વૈભવમાં શ્રેષ્ટ ગણાય છે; પણ કહે છે, કે તે શ્રીમાનોને વર્યો નથી ! તેમને કેવળ ધન-સમ્પતિનું સુખ હોય છે; તન અને તનુજનું સુખ ભાગ્યેજ હોય છે ! પ્રભુએ સર્વ પદાર્થ તેની યોગ્યતા પ્રમાણેજ ઉત્પન્ન કર્યા લાગે છે. ઉંટને શીંગડાં નથી, હાથીનું પૂચ્છ મોટું નથી, ગરીઓને જીવન-સુખની ચિન્તા નથી, કારણ કે પોષણના ઉચાટમાં અહોનિશ અથડાયલાં રહે છે ! ગરીઓને જેટલી પોષણની ચિન્તા છે; તેટલી શરીરની નથી, ને એવાં સંતોષીના રોગ સ્વાભાવિક, વગર ઔષધે નાશ પામે છે. ધનવંતોને જીવવાની બહુ ઇચ્છા હોય છે. તેમને પ્રભુએ આપેલો લક્ષ્મી-ધનનો વૈભવ ભોગવવાની બહુ લાલસા હોય છે. જો કે આયુષ્યને વધારવાને, અથવા કાળને હઠાવવાને કોઈ સમર્થ નથી. રાજા કે રંક, ધનીક કે કંગાળ સર્વે કાળને વશ થવાનાજ છે; સર્વે માટે એકજ માર્ગ નિર્માણ્ય થયેલો છે, તોપણ ધનવંતો માને છે, કે તેઓ સમ્પતિ વડેજ જીવે છે. દ્રવ્યના વ્યયથીજ તેની શારીરિક સ્થિતી નીભે છે. ધનીકોનો આ સંતોષ તેમને આશિર્વાદ રૂપ ભલે હોય, તોપણ ગરીઓપર જે પ્રભુની દયા ને મયા છે, તેના કરતાં વધારે સુખ કે સંતોષ ધનીકોને નથી-ગરીઓ પોતાનાં દુઃખો પ્રભુને શરણે

---

મૂકે છે. તે દીન રાત મહેનત–મજુરીમાં નિમગ્ન રહે છે. તેમનાં શરીર વજ્ર જેવાં થઇ જાય છે. ગરીબો પોતાના શરીરને એટલાં કિમતી ગણતાં નથી! શરીરને ક્યાંથી કિમતી ગણી શકે? શરીરને જે જે વૈભવથી શણગારવું જોઇએ, તેવા ને તેટલા વૈભવ હોય ક્યાંથી જે શરીર લાડકડુ બને? પૈસાદાર આજારી પડે, તો મેવા–મસાલા, ને માલ–થાલ મોંઘો થઈ પડે! ડાકટર ને વૈદ, હકીમ ને નજુમી, જોશી ને બાવાઓની કિમ્મત આકરી થઇ પડે! બોલે બોલે પૈસા વેરાય, અને તોપણ પ્રભુએ ધાર્યું હોય તેજ થાય! ગરીબ તો અનાથ એટલે અવિનાશીને આશરે પોતાના સુખ–દુઃખનો વૈભવ મૂકી દેય, ને ભગવત ભરૂસે પોતાની આવરદાનો અંત આણી દેય; એટલે તેઓ ધનવંત જેટલાં પિડાય નહિ. ધનવંતોને જો કે ઇશ્વરેજ લક્ષ્મી આપી છે, ને એ તરફ જોતાં તવંગરોપર પ્રભુની કૃપા હોવી જોઇએ, ને તે બક્ષિસથી પ્રભુપર તેમણે વધારે ભરૂસો રાખવો જોઇએ; પણ તે તો દ્રવ્યનેજ પ્રભુ ગણીને તે વડે આયુર્બળ વધારવા યત્ન કરે છે! દીન–ગરીબો તો પ્રભુની બક્ષિસ વિના તેનાપર ભરૂસો રાખીને વ્યવહાર ચલાવે છે; ત્યારે પ્રભુની કૃપા ગરીબોપર વધારે હોય, તેમાં નવાઈ નથી. જો કે રંક ને ખરચાળુ ઉપાય મેળવવાનાં સાધન નથી: ધનવંતોને લક્ષ્મીની બક્ષિસ આપીને ઉપકાર કર્યો, તોપણ ગરીબ પર પોતાની કૃપાનો વર્ષાદ વરસાવીને સંતોષ ને આનંદ આપ્યો છે. વાસ્તવિક રીતે ધન કરતાં કૃપા ચડે છે–કારણ કે ધન તો પ્રભુને વિસારે છે–દીનતા પ્રભુને સંભારે છે. સુદામાએ પોતાની પત્નિના દુરાગ્રહ વેળા સમજાવ્યું છે કે—

**છપ્પય.**

સતી? સુખ સંતાપ થશે વૈભવ માયામાં,
સદા દ્વેષ ને ક્લેશ થશે કંચન કાયામાં;

જે છે તપ ને ધ્યાન અને શ્રદ્ધા મન માંહે,
દયા દાન ને જ્ઞાન અચલ રહે છે તન માંહે.
તે સઘળું સાથે વહી જશે, ભ્રષ્ટ ચિત્ત નકી થશે;
**લક્ષ્મિને ઘરમાં લાવતાં કૃષ્ણપ્રભુ અળગા જશે !**

પરમભક્ત-મિત્ર શ્રી સુદામાનો આ સદ્બોધ પ્રભુ શ્રી કૃષ્ણપરમાત્મા પ્રત્યેની અનન્ય ભક્તિ દર્શાવવા ઉપરાંત, લક્ષ્મીના ક્ષણિક વૈભવને તુચ્છ ગણી, રંકના નિર્મળ સુખ માટે કેટલો સુખપ્રદ છે, તેનું સિદ્ધાન્ત થઇ શકે છે.

લાડુલી રમાને સહજ ઇજા થઇ છે, પણ તેની સારવાર અને સંભાળ એક ગરીબના મહા રોગને હઠાવવા માટે થતા પ્રયત્ન કરતાં કોટી ગણી ખરચાળ ને ધાંધલ-ધરપચવાળી દેખાય છે; કારણ કે તે શ્રીમાન ઘરનું બાળક છે-એકનું એક બાળક છે. ગમે તેવું રાજ વૈભવમાં ઉછરેલું છતાં, ગમે તો મખમલની ગાદીપર મલમલની ચાદર બિછાવી ફૂલની કોમળ પાંખડીપર સુગંધપ્રદ વાયુની લ્હેરમાં, દાસ દાસીઓની ખમાં ખમાં ભરેલી ખુશામતમાં પ્હોઢાડેલું છતાં, ઝળહળતી અગ્નિ ઉત્પન્ન કરનાર કોમળ અંગને રૂધિર કહાડે તેવાં જંગલી કાષ્ટની શૈય્યામાં તેમના દેહને દઝાવું પડે છે, ને જે ગતિ રાયની તેવી તેજ ગતિ રંકની થાય છે. તે છતાં મર્કટ મન કેટલું સજીવ જીંદગીમાં મગરૂર બને છે ! જો એ વૈભવના શિખરપર બેસીને ચેહના દાહનો વિચાર કરે, તો શું આ ભાગ્યવંત ને પુન્યવંત જીવડો મૃત્યુલોકનો અધિકારી થઇ પુનર્જન્મમાં ગર્ભનાં મહા કષ્ટો સહન કરે ખરો ? એજ ખાતર ભક્ત સુદામાજીએ ગરીબાઇ પસંદ કરી છે, ને વૈભવનો ત્યાગ કર્યો છે; કારણ કે લક્ષ્મિ મદાંધી છે-કેમકે કૃષ્ણપ્રભુ જેવા તેના સ્વામી છે.

પાશ્ચિમાત્ય જડવાદી પ્રજા પોતાના યત્નપર જીવનનો ભાર મૂકે છે; તેમનાં ચૈતન્યમાં સાત્વિકતાનો અંશ જોઇએ, અને પૂર્વખંડની ભારતીય પ્રજાનાં કર્મવાદી યત્નો તરફ નજર કરીએ, તો એકમાં જડત્વ ને બીજામાં ચૈતન્યનો ભાગ જણાય છે. કેવળ યત્નથી કંઇ આશાનું વૃક્ષ ફળતું નથી; જો કે બુદ્ધિબળથી યાંત્રિક શક્તિઓનો વધારો કરે છે; પણ જે પ્રકારનું માનસિક સુખ મેળવીને અંતરાત્માને સદમાર્ગે વહન કરાવવો જોઇએ, એ તેનાથી થતું નથી, ને તેને તેનો વિકાસજ નથી; કારણ કે આત્મરસના તે ભોમીયાજ નથી! પણ જેમણે ચૈતન્ય પ્રભા નિહાળી છે, જેનું મન પ્રભુપરાયણ હોઇને સ્વયત્નને પ્રભુ ખોળે મૂકયો છે; તેની લીલા ન્યારીજ છે! જો કે યત્ન વિના કેવળ કર્મપર આધાર રાખનારાઓ તો શુન્યવાદીજ ગણાય, પણ યત્ન સહિત કર્મ કરનારાઓનો વિજય પેલા જડવાદી યત્ન કરતાં સુખદાયી અને આનંદદાયી ગણાવો જોઇએ. તેમનાં માનસિક સુખો, તેમની અનંત લીલાનો વૈભવ કેટલો ને કેવો હશે, અને આર્ય પ્રજાની માનસિક સ્થિતીનો નિર્મળ વ્હેળો કેવો હશે, તે તો અનુભવીઓથીજ જાણી શકાશે; પણ અલ્પબુદ્ધિએ વિચાર કરતાં જડ અને ચૈતન્યની પ્રભા એક તિમિર ને બીજા પ્રકાશ જેવી છે. જ્ઞાનીને એટલીજ કલ્પના ચલાવવા માટે ક્ષુલ્લક સહાયતા પૂરતી થઇ પડશે.

પ્રભુ ન્યાયી છે. તે સર્વને તેના કર્મના અધિકાર પ્રમાણે ધન બુદ્ધિ અને સુખ આપે છે. ઇશ્વરી બક્ષિસનો સારો વા નઠારો ઉપયોગ કરવો, એ માનવોના હાથમાં છે. સદાકાળ સાહ્યબી ટકી શકતી નથી. સમુદ્રની ભરતી ઓટ પ્રમાણે લ્હેરો આવ જા કર્યા કરે છે. માણસ માત્ર જો એવાજ વિચાર ગ્રહીને પોતાનું જીવન ચલાવે, તો તે કદી પણ દુઃખી થતો નથી. ધનવંતોને મળેલો વૈભવ ભોગવવોજ જોઇએ, રાજાને મળેલી સાહ્યબી ભોગવવીજ જોઇએ; પણ તે વેળાએ

તેણે આકાશ તરફ નજર કરતાં પહેલાં જમીનના તળને તપાસવું જોઇએ. કારણ કે હમેશાં નીચાણપરથી જઈ શકાય છે. રંકને રાયને પ્રભુના દરબારમાં તો એકજ ન્યાય છે. મોટાંએ મોટો વૈભવ ભોગવવો, ન્હાનાંએ મોટાંને જોઇને રડવું નહિ. મનની સ્થિતી સર્વે માટે સરખી છે. મોટાં મોંટાની વડાઈ જુએ છે. ગરીબોએ પોતાના કરતાં રંકની સ્થિતી જોઇને મન વાળવાનું છે. પ્રભુએ સર્વને સંતોષ આપ્યો છે, અને તે જોડે અહંકાર રૂપી કટાર હૃદયમાં તટસ્થ રાખી છે. એથીજ પૃથ્વીપરનો ભાર ઓછો થાય છે. હું સૌથી સરસ. ગાડા નીચે કુતરૂં ચાલનાર ગાડાનો ભાર પોતે ઝીલી રહે છે, એમ ન જાણે, તો જગતનો વહેવાર ન ચાલે. એક રાજા, એક ભંગી અને એક ભિખારી સૌ પોતાના મનમાં મસ્ત છે!

રમા આજારી પડી, તેની જોડે જયન્તના બાગના માળીની છોકરી ગાડીના પૈડા નીચે પગ આવી જવાથી પિડાતી હતી. રમાને તો માત્ર સહજ ઇજા થઈ હતી, પણ એક દિવસના અરસામાં સેંકડો રૂપિયા ખરચી નાખવામાં આવ્યા હતા. એકપર એક ડૉકટર આવવા લાગ્યા હતા. રાત દિવસ તેની સારવારમાં સંખ્યાબંધ માણસો હાજરી આપતાં હતાં. ગરીબ માળીની દીકરી દવા વગર ભોંય પથારીપર પડી હતી. પગની ઇજા થઈ, ત્યારે બિચારા માળીએ એક પૈસાનું તેલ લઇ રૂ માંહે ભીંજવીને પગે પાટો બાંધી દીધો હતો. સૌને ચિન્તા હતી, કે માળીની છોકરી જરૂર મરી જશે, પણ રમા હજી પલંગપર લોટતી હતી ને માળીની છોકરી બીજે દહાડે તો કુવામાંથી પાણી કાઢવા લાગી હતી. પ્રભુએ જો બન્નેની સ્થિતી સરખી રાખી હોત, તો ગરીબનો મરો થઈ જાત! આ માત્ર પોતાની હાલતપર સંતોષ રાખવાનું પરિણામ છે. હાથીને હાથી જેટલું, ને કીડીને કીડી જેટલું આપવાનો ઇશ્વર નિયમ સદા કાળ સુખ ઉપજાવનારો છે.

રમાની તબીયત હવે સુધરી ગઇ. ડૉકટરોએ ચિન્તા વિસરાવી દીધી, અને જયન્ત પોતાની નવલ પ્રિયા સાથે આનંદ ક્રીડા કરવા લાગ્યો. પ્રભુ કૃપાએ, અને રમાના શુદ્ધ આશિર્વાદથી ગુણવંતીને ગર્ભ રહ્યો. મોટાંના માન મોટાં, તેમ રમા સાજી થયા છતાં નાગરિકો, કુટમ્બીયો અને મિત્રો તેની ખબર લેવા આવતા હતા, સુખના સમાચાર પુછાવતા હતા.

રમાને શિક્ષણ આપવા માટે ને ગુણીની સહચારિની તરીકે જયન્તે એક યુરોપીયન બાનુની ગોઠવણ કરી હતી. તેમજ એક કિન્ડરગાર્ટનીસ્ટ ગુજરાતી શિક્ષક કાયમ રમાને શીખવવા માટે રાખ્યો હતો, તે ઉપરાંત ગુણવંતીની રમાપર પૂરતી દેખરેખ હતી. રમા એટલી તો ગુણવંતી સાથે હળીમળી ગઇ હતી, કે લોકો ખરેખર એમજ કહેતા, કે તેણીએ બાળકીને જાદુઈ મંત્રે વશ કરી છે.

સાવકી માતા માટે હીંદુ પ્રજામાં એક ખોટો સિક્કો પડી ગયો છે. આપણે સારી રીતે જોઇ શકીએ છીએ, કે જો સાવકી માતા કૃપાવાન ને ગુણીયલ હોય, તો કદી પણ પારકાં તરીકે તે ગણુતી નથી. એક પાડોશીનું અથવા અવર જાતીનું બાળક ઉછેરવાને તેને માનસિક ગુણ અપાવવા મથન કરનારાં પારમાર્થી જનો જો એકજ ભાવે પોતાના ગુણનો લાભ આપે છે, તો સાવકી માતાનો શો દોષ કહાડી શકીએ? બાપ બાયલો ને સાવકી જો ઉછાંછલી હોય, સ્ત્રી પોતે અદેખી ને ધણીનું ઉત્તેજન હોય, તો બાળક દુઃખી થાય; પણ રાજા જો ચતુર હોય, તો કદી પણ પ્રજારૂપ બાળકોપર પ્રધાન જુલમ કરી શકવાને સમર્થજ નથી. આ માત્ર કેળવણી ને મેળવણીનો પ્રતાપ છે.



## પ્રકરણ ૭ મું.

### સંસાર સુખની શાન્તિ.

સુખનાં સો વર્ષ વિજળીના ચમકારા પેઠે—પાણીના રેલા પેઠે પસાર થઇ જાય છે. મનની શાન્તિ, પ્રેમની સ્થિરતા, સુખ—વિલાસનો આનંદ, આ ત્રિપુણી—ત્રિગુણી માયા એવી તો સુખદાયી છે, કે જેમણે તેનો અનુભવ લીધો હશે, તેનેજ એ સુખના દહાડાની ગણના થશે. મનગમતું સંતોષકારક ધન, રૂપવંતી ને ગુણવંતી યુવાન પત્નિ, માયાળુ ને નમણું બાળક, અને સુખી સંસારને છાજે, તેવો એકાન્ત પણ સુખી વૈભવ મેળવવાને જયન્ત તથા ગુણવંતી ભાગ્યવંત થયાં છે; કેમકે તેના પર કુદરતનો હાથ છે. પિતાના મરણનો ગમ, ને જયન્તના પ્રાદુર્ભાવ વાળો પત્ર મળતાં બનારસમાં ગુણવંતીએ જે રૂદન કર્યું હતું, અનાથ બાળાની આંખમાંથી જે અશ્રુપાત થયું હતું, લાચારીએ નવલરાયની સાથે, તે ગમે તે માર્ગે મુંબઇ તરફ જવા સંકેત કર્યો હતો, તેમજ પોલીસના હાથમાં નજરકેદ પડી હતી, તે ચિતાર આ વૈભવ સુખમાં ગુણીને યાદ આવતો હશે? ના—ના! નવપલ્લવ ઘટાદાર શિતળ વૃક્ષ પોતાના બ્હારમાં આવ્યા પછી વસંતને વધાવે છે—નહિ કે પાનખર ઋતુ યાદ કરે છે!! ..........

ભાગ્ય દશાની બલિહારી છે. ગુણવંતીનો આ સમય માયાવી માનવીઓને અદેખાઈ ઉત્પન્ન કરાવે, તો નવાઇ નહિ. તેના શરીરની ફરી ગએલી અવસ્થા, યુવાન મદથી લચી પડેલી કાયા, દુધપર બાઘેલી તર જેવી તેની ચમકતી કાન્તિ, અને કુદરતે તેના મુખડા પર ઓળવેલી નમણાઇ જોઇને મુનિઓ મોહિત થાય, તો જયન્તની શી શક્તિ કે ગુણીના ગાનમાં, ગુણીના તાનમાં મસ્ત ન રહે! ખાવું પીવું, ફરવું—હરવું ને સુંવું—બેસવું ગુણીના કપાળપર દૃષ્ટિ રાખીને!

ઓરીસમાં પણ ગુણીના ભણકારા–દીલ વારી દીધું, તો દ્રવ્યની શી ગણતી? ગુણીને સોહાવા પાછળ જેટલું દ્રવ્ય પોતાથી ખરચી શકાય તે ખરચ્યું! પ્રેમમાં તલ્લીન, ને મોહમાં અંધ બનેલો જયન્ત પોતાના જીવનનું તારક નાવ તે ગુણીને સમજવા લાગ્યો હતો. લોકો ધનમદથી છલકાતા હશે, પણ જયન્ત તો મુંબઇની આગેવાન મંડળીમાં પોતાની કુશળતા કે ધન કરતાં ગુણીયલ ગુણવંતીના રૂપમાં મલકાતો હતો. પોતાની કને જગતની લક્ષ્મી હતી. શરદીમાં ગરમી લાવી આપનાર ખરી કસ્તુરી હતી. જયન્તનો સંસાર આ કાળે વૈકુંઠના વૈભવ કરતાં વધારે સુખપ્રદ હતો. સુમતી જેવી ભાગ્યવંત સ્ત્રી કરતાં ગુણીએ તેની પ્રેમ–લક્ષણા ભક્તિને સત્ય સ્વરૂપમાં મેળવી દીધી હતી–ભાગ્યમાં જેની જેને લ્હેણાદેણી હોય, તે રીતેજ લઇ દઇ શકાય છે. જયન્ત પ્રારબ્ધી હતો–તેના માટે ગુણી કરતાં વળી વધારે રૂપાળી બાળા જંખના કરતી હતી! પ્રેમ–હૃદયના પડમાં છુપાયલા આત્મજ્ઞાની સન્યાસીની એક પરમ ભક્તિની–પરમ પ્રેમ–યોગિની બાળા અહોકાળ ચિન્તવન કરતી હતી. પોતાના ભાગ્યમાંથી છુટેલો વૈભવ ગુણીના ભાગ્યમાં પડવાથી આ મધુર બાળા તડપતી હતી. તલ્પતી હતી. એ બાળા કોણ હશે? તે જાણુવાને હવે આપણે સંસાર–માર્ગની વાટે આગળ વધીશું.

રમાની તબીયત સુધરી ગઇ. સંસાર–સરોવરની પાળ ઉપર ફરતાં પ્રેમ–હંસલા જોડે રમા સુખ માનવા લાગી. રમાને શણગારવા શોભાવવાની ગુણીની વધતી જતી ઉલટ–હરપળ નવાં નવાં વસ્ત્ર ઘરેણાં સંગ્રહવા મંડી હતી. સાવકી માતા જગતને પોતાની ચતુરાઇ દેખાડવા આડંબર કરે, તેવી રીતે નહિ. પણ સુંદર ને નાજુક કુમારિકા પર ગુણવંતીની કુદરતી પ્રીતિ હતી. રમાની મધુરી વાણીપર ગુણી મોહી પડી હતી. રમાની કોમળતાપર ગુણીની આંખ અંજાઈ

ગઇ હતી. માતા વગરની રમાને કદી ઓછું આવે, એમ પોતાને માતાના વિયોગ દુ:ખનો અનુભવ હોવાથી દુ:ખનું પડ ઢાંકવા ગુણી તેણીને પાળતી હતી. એવો એક પણ પ્રસંગ વિત્યો નથી, કે ગુણી માટે વસ્ત્ર વા દાગીનો લાવે, ને રમા રહી જાય! રમા પહેલી અને ગુણવંતી પછી લ્હે! રમા માટે એક ગાડી ને ન્હાનો ટટુ લીધો; અને તેમાં બેસીને દરરોજ તે સવારે ફરવા જતી–સાંજે ગુણવંતી સાથે ફરવા જતી હતી, રમાની મડમ વારંવાર ગુણી સાથે ફરવા જતી–રમાની તબીયત સુધર્યા પછી જયન્ત આજે નિવૃત્તિથી ઓરીસમાં ગયો હતો, ને ગુણવંતી તથા રમા સાંજે નીલમને મળવા જવાનાં હતાં. યોગિની નીલમ પોતાના એકાન્તવાસમાં ઘર સંભાળ તથા બાળરક્ષણનો ઉદ્યોગ કરતી હતી. નવલ ન્હાસી જવા પછી તે બહુ બહાર નીકળળી નહતી. માત્ર ગુરૂજી શ્રી સચ્ચિદાનંદ બ્રહ્મના સ્વરૂપ પાસે નીત અહો ધ્યાન કરતી હતી. સદુપદેશ ગ્રહણ કરતી હતી. ગુણવંતી મુંબઇ આવ્યા પછી નીલમને મળી શકી ન હતી, ને નીલમ પણ ગુણવંતીના મેળાપની આશાએ રમાને જોવા જયન્તને બંગલે જઈ શકી ન હતી; નીલમ ઇચ્છતી હતી, કે ગુણી જરૂર મળવા આવશે. ગુણી એમ જાણતી હતી, કે નવલની ખટપટને લીધે નીલમનો પગ ભારે થઇ પડયો હશે, ને તેથી આજે પોતેજ જવાનો વિચાર કર્યો હતો.

---

## પ્રકરણ ૮ મું.

### નીલમની માનસિક અવસ્થા.

પ્રેમ–જળની ઉષ્ણતાથી સંદિગ્ધ થયલી નીલમની માનસિક અવસ્થા, જો એક તરફથી ગુરૂ સચ્ચિદાનંદનો ઉપદેશ, ને બીજી બાજુથી

રત્નલાલ ઝવેરીના આશ્વાસનનું શિતળ જળ પીતી નહોત, તો ખચીત કાં તો તે ગાંડી–ઘેલી બની ગઈ હોત, અગર :તો આપઘાત કરીને અનેક જન્મ–વિજન્મની પાતકી બની હોત, વિલક્ષણ સ્વામીના સંતાપમાં ઝુરતી ને રિબાતી નીલમ જગતની નિંદાને ચાકડે ચડી રહી છે. નીલમની સાથળી નબળી થયલી જોનારાં કેટલાંક અદેખાં જનો હવે શાન્તિ પામ્યાં. એકવાર નાસી ગયલી નીલમના દોષપર ઢાંકપિછોડો થયા પછી નવલની નાશાપાસીની નવલકથાએ નીલમની :માનસિક અવસ્થાપર બહુ માઠી અસર કરવા માંડી. નવલ જે દિવસથી પોતાને છાંડીને નીકળી ગયો, ત્યારથી તેણીએ ફરવા હરવાનું, મોજશોખ મેળવવાનું, અને મળવા ભેટવાનું માંડી વાળ્યું છે. દુરિજનોની વિષમય વાણી સાંભળવાના કંટાળાને લીધે તેણે એકાન્તવાસ પસંદ કીધો છે. સૌભાગ્યવતી સાધવી સ્ત્રી છતાં વૈધવ્યતાના કેટલાક આગ્રહી નિયમો પાળવા લાગી છે રત્નલાલ જો કે નીલમની દુઃખાયલી લાગણી માટે વારંવાર તેને ધિરજ આપતો હતો, પણ જનમંડળના સંતાપની ચીંગારી હૃદયમાં ઝળ–ઝળ બળાપો કરાવતી હતી. ગુરૂ સચ્ચિદાનંદ સદાકાળ તેને ઉપદેશ કરીને સમજાવતા હતા, કે રૂણાનુસાર જે કર્મબન્ધન બંધાયલાં છે, તે પ્રમાણે આધિ વ્યાધિ ને ઉપાધિ ભોગવવી પડશે–શાન્તિથી સહન કરો તો તેમ, અકળાઇને આત્મઘાત કરો તો તેમ, પણ જે વિટમ્બના ભોગવવી છે, તે ભોગવવીજ પડશે. સીતા જેવી સતીને દુષ્ટ રાવણનો ત્રાસ કંઇ થોડો ભયાનક નહતો, શિયળ પર તરાપ પડવાનો ભયંકર સમય નજરે પડતો હતો, ને રઘુરામ જેવા પતિ હતા; તે છતાં મહાસતીએ અમુક સમય સુધી સંકટ વેઠયું હતું; માત્ર એકજ નામ સ્મરણ રાખીને રઘુવરનો જાપ જપતી હતી, ને તે આરાધના વડે લંકેશપતિ આખરે અળગો થઇ ગયો હતો. પતિથી વિમુખ થયલી પાર્વતી પોતાના દોષથી

પસ્તાઇને પિતા દક્ષ પ્રજાપત્ય રાજાના યજ્ઞમાં અપમાનનું બલીદાન દઇ, પોતાનો દેહ બાળી દઇ પુનર્જન્મે શીવને વર્યાં હતાં. સ્વામીથી વિછોડાયલી દમયંતી પર હાર ચોરવાનો આરોપ આવ્યો હતો. પતિથી ભ્રષ્ટ થયલી પ્રમદા તો એવીજ હશે, એમ માસી–સુતા સુનંદાનાં વેણો સાંભળ્યાં હતાં. પણ અંતે વ્રતધારી સતી નિષ્કલંક નીવડી હતી, ને પ્રભુ કૃપાએ સ્વામીનું સુખ સંપાદન કરી શકી હતી. દ્રૌપદીના પર દુષ્ટ દુર્યોધને કંઇ થોડું સંકટ વેર્યું ન હતું. નગ્ન કરીને સતીત્વ જોવાના મહાવેશમાં દુષ્ટબુદ્ધિ દુર્યોધને મહા સાહસ વેર્યું હતું, પણ સતી દ્રૌપદી હાર્યાં ન હતાં. પ્રભુપર શ્રદ્ધા રાખીને એક ચિત્તે ઉભાં હતાં, ને તેજ પ્રભાવે શ્રીકૃષ્ણ પરમાત્માએ ચીર પુર્યાં હતાં. શેરડી ખાતાં આંગળી વઢાણી; રાણી રૂકમણી વગેરે પાટા બાંધવાને વસ્ત્ર લેવા આમ તેમ દોડયાં; પણ ભાવીક ભક્તાણી સતી દ્રૌપદીએ પોતાની સાડી ચીરીને તરત પ્રભુની આંગળીએ પાટો બાંધી દીધો. આ ભક્તીનો ભાવ પ્રસિદ્ધ કરવા, ને અષ્ટપટરાણીઓના અભિમાન હરણ કરવાને દ્રૌપદીનાં અખંડ ચીરો પૂર્યાં હતાં. એજ રીતે મીરાંબાઇની સહાય કરીને પ્રભુએ તે ભક્તાણીને તારી હતી. કર્મ પ્રમાણે સુખદુઃખ ભોગવવું, એ દેવ–દાનવો અને મુનિ–તાપસી કે રાય–રંક સર્વેને માથે રહેલુંજ છે! પણ આપત્તિ કાળે ધૈર્ય રાખીને દુઃખના દાવાનળથી અળગા રહેવું, ને જેટલું સંકટ શોસાય તેટલું અમુક સમય સુધી શોસી લેવું, એ માનવ માત્રનો ધર્મ છે.” એ રીતે નીલમને વારંવાર ગુરૂરાજ ઉપદેશ કરતા હતા.

જ્યાં સુધી નીલમ ઉપદેશના શિતળ–જળનું પાન કરતી હતી, ત્યાં સુધી સ્મશાન જ્ઞાન પેઠે તે શાન્તિ પામતી હતી; પણ સંસારી વ્યવહારી કામમાં પડી, ને સંસારીઓના કૂટીલ સંબંધમાં આવી, કે પેલી દોષિત વ્યાધી દૃષ્ટિપર ચડી જતા હતી; ને માનસિક નબળાઇને

લીધે તે નિસાસા નાખ્યા કરતી હતી. આ આન્તરીક દુઃખ કોઇ કને કહેવાનું ન હતું; પણ એક નવીન સહચારિની શાન્તનુ નામની સદ્‌ગુણી સ્વરૂપા સુંદરી સંગાથે વાર્ત્તા વિનોદ કરીને શાન્તિ પામતી હતી. દુઃખણીને દુઃખણી મળે, ત્યારેજ પરસ્પર દુઃખ શાન્ત થાય છે. એ શાન્તનુ કોણ છે, તે તરફ હવે નજર કરીએ.

---

## પ્રકરણ ૯ મું.

### સખી સમાગમ !

અવસ્થા અને વયનું પ્રમાણ ગાઢું થયા પછી વિચાર-શ્રેણી પુખ્ત બને છે. જોકે સંગતના તત્વો વડે સમયનાં રજકણોની છાંટ જે અસર કરી શકે છે, તેજ પ્રમાણે માનવ પ્રકૃતિનું બંધારણ બંધાય છે; તોપણ અનુભવસિદ્ધ સુખ-દુઃખના વિકારથી પ્રકૃતિની ઉગ્રતા શાન્ત પડે છે. અગ્નિ પ્રકટ થયા પછી ધીમે ધીમે જેમ તેની ઉષ્ણતા સૂર્યની ગતિ પ્રમાણે શાન્ત પડે છે, તેમ પ્રકૃતિ પણ ધીમે ધીમે સંસારના ધક્કા પછાડા પછી ધીરી પડે છે. સારી સ્થિતી ભોગવનારાં, ઉચ્ચ પ્રકૃતિ ધરાવનારાં માણસોમાં વસનારાંઓની વિચાર-શ્રેણી યુવાનીને લીધે ઉછળતી દેખાય છે. જેમકે ભરતીનું જળ તરંગને ઉન્નત બનાવે છે, પણ ઓટ વેળા જેમ તે પાછી પાનીયે હઠતું જાય છે; એજ રીતે નીલમના અવસ્થા થઇ છે. એક દહાડો આપણે નીલમને ધનના ને જુવાનીના અદ્દભૂત વેગમાં તણાતી જોયલી છે, રૂપ ને રંગમાં લચકાતી દીઠી છે, એજ નીલમ આજે એવા વૈભવમાં મલકાતા છતાં સમયને આધીન થઇને ઉછળતા મનને શાન્ત કરી બેઠી છે. જેને કથા-પુરાણપર શ્રદ્ધા ન હતી, જેને ધર્મજ્ઞાન

સાંભળવાને કંટાળો હતો, એજ નીલમ આજે વૈભવ છોડીને યોગિનીરૂપે પોતાના ગુરૂની કને નિર્મળ ચિત્તે, શુદ્ધ ભાવનાએ, અને એકાગ્રધ્યાને ઉપદેશ સાંભળવા બેઠી છે. સ્ત્રીધર્મનો ઉપદેશ ગ્રાહ્ય કર્યા પછી પતિ સુખ સંભાળવા પ્રતિજ્ઞા કરવા ધારતા હતી, પણ નવલરાય ન્હાસી ગયો, એટલે હવે પતિનો તિરસ્કાર પામેલી પ્રમદા પેલી મીરાંબાઇ પેઠે આમ સન્યાસ લઇને ગુરૂજ્ઞાન સાંભળવા લાગી છે. ગ્રહસ્થ ઘરની કુળવધુ પોતાના એકાન્ત બંગલામાં પિતાતુલ્ય સસરાની કૃપામાં ગુરૂબોધ ગ્રહણ કરે છે; આત્મકલ્યાણના સારા માર્ગો ગ્રાહ્ય કરે છે. દયા, ક્ષમા, પરોપકાર, અને શાન્તિ જે ગૃહસ્થાશ્રમનાં ઉચ્ચ લક્ષણો છે, તેને સેવવા લાગી છે. પોતાનાં બન્ને બાળકોને કેળવવા પાછળ થોડો સમય ને થોડું લક્ષ રાખીને બીજો વખત તથા લક્ષ, અલક્ષ્ય લક્ષમાં ચોંટાડી દીધું છે. પોતાની સહચારિની યોગિની એની બિઝંટને સ્મરીને વારંવાર પત્રદ્વારા વિશેષ જ્ઞાન સંપાદન કરે છે. જો કે હજી વ્યવહારની આતુરતા તદન ટળી નથી. તોપણ હવે એકજ નિશ્ચય ધારણ કર્યો છે, કે આજ સુધી જે કેળવણી સંપાદન કરી છે, જે જ્ઞાન સંપાદન થયું છે, તેની વ્યવહાર સાથે મેળવણી કરીને એકવાર પતિ–સુખ મેળવવું, ને જગતને બતાવી આપવું, કે ‘ ગૃહિણી ’ તે નીલમ—

સર્વે બહેનોને સાંપ્રત નીલમના જેવા શુભ વિચાર આવે ! સર્વે ગુણવંતી કુળ વધુઓને પિતૃકૂળ ઉદ્ધારવાનો ને સ્વસુરકૂળ તારવાનો જશ મળે–સર્વ સ્ત્રીઓ પોતાના પતિની વ્હાલી થાય–ને સર્વે પ્રમદાઓ સતી તરીકે વૈકુંઠનાં અખંડ સુખ પ્રાપ્ત કરે, એવી અમારી અંતઃકરણની ઇચ્છા છે–પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

નીલમના એકાન્તવાસમાં તેને માત્ર એકજ વાતનો વિશ્રામ હતો. પતિના દુઃખથી દઝાયલી નીલમને વાતનો વિસામો આપનાર એકજ

અભાગિની સુંદરી હતી. સિંહ ઓથે વન, ને વન ઓથે સિંહ, તેમ પરસ્પર બન્ને સુંદરીયો એકજ દુઃખનાં દર્દી હોવાથી દુઃખની વાતો, ને જન દુઃખનાં દૃષ્ટાન્ત લઇને શાન્તિ પામતી હતી. નીલમ જ્યારે જ્યારે નિવૃત્ત થતી, ત્યારે ત્યારે આ એક દુઃખિણી સ્ત્રીનો મેલાપ કરતી, અને બે ઘડી શાન્તિ પામતી હતી. પેલી સ્ત્રીને પણ એમજ હતું. આ મુગ્ધાનું નામ શાન્તનુ હતું—ચન્દ્રના પ્રકાશ જેવું તેનું નિર્મળ મુખારવિંદ હતું. કમળ જેવી કાયા હતી—ગંગાના જેવું નિર્મળ અંતઃકરણ હતું. પ્રેમની પુતળી હતી. આંખમાં અમૃત હતું. જીભમાં સાકર હતી. માથાપરના વાળ છેક ગુંઠણના પછવાડે ઝુલતા હતા. જો તેના એક એક વાળ ગણી લઇએ, તો ગણાય, તેવા છુટા હતા, ને એજ રીતે તેનું હૃદય કેવળ છુટું નિર્મળ હતું. ખરેખર કહીએ તો એ વાળ તપસ્વી હોવા જોઇએ. શરીરના ઉપસતા માંસલ ભાગો પર એ વાળ મનને ગમે તેમ રમણ કરતા હતા. નગ્ન શરીરે કે વસ્ત્રાચ્છાદનથી પણ તે આ મનોહરીના કોમળ અંગ સાથે મસ્તી કરતા હતા. જો કે તે ઘાતકી પણ ગણાય, કારણ કે તે વાળ કોઇ મોહનની નજરે ખેંચીને સુંદરીના આખા અંગપર દૃષ્ટિ—કોપ કરાવતા હતા. પણ જો તે ન હોય, તો આ દેવાંગના તરફ કોઇ નજર પણ ન કરે! શાન્તનુનો આ શોભાદાયક ખજાનો માત્ર બે વરસનીજ રહ્યાસત હતી. તે પહેલાં તો જડમૂળથી ઉખડી ગયા હતા, અને આ વેળા તે વાળની શોભા કદાચ મર્યાદાની નજરે અળખામણી લાગતી હતી. ખુદ શાન્તનુને એ વાળથી વધી પડેલી તાજી ખુબસુરતી તેના જીવનને તિરસ્કારના ખાડામાં ઉતારે તેવો ભય હતો. તોપણ તે મદાંધ હતા—જો કે શાન્તનુએ હવે તેનું લાલન—પાલન ને લાડ તજ્યું હતું, તોપણ ગરીબાઇમાં શોખ વધતો જાય, તેમ ખુદ વાળ પોતે લાડ કરતા હતા. શાન્તનુની કાન્તિ ચન્દ્ર સરખી છતાં તેમાં કાળું ધાબું પડયું હતું.

ગોરા ગાલપર તિલ જેમ કલંકરૂપ લાગે, તેવું હતું–તોપણ કલંક તે કલંક!–રસિક વાંચનાર સહજ સમજી શકશે, કે શાન્તનુ સૌભાગ્યવતી સુંદરીયોના ટોળામાં વિધવા તરીકે પારખી ન શકાય, તેવી છતાં તેના કપાળમાં કંકુનો ચાંલ્લો ને હાથમાં દાંતની ચુડીઓનો અભાવ હતો, એટલે તે વિધવા છતાં વેશ રાખ્યો હોય, એમ દેખાતું હતું. માબાપના લાડનું પાત્ર છતાં શાન્તનુ બાળવિધવા હોવાથી બાળકીના મનમાં સંતાપ ન થાય, માટે ઉપરના ઠાઠથી રીઝાવી હતી. જો એ ઠાઠ અંતરના માનસિક શોખોને ઉશ્કેરશે, એવું માબાપને ભાન હોય, તો આ શૃંગાર પહેરાવવા હઠ ન કરે; અને જો એ બન્ને વિચાર ગ્રાહ્ય કરે, તો નિયોગ લગ્ન કરાવવામાં શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન ન કરે! નાતરૂં કે ઘરઘરણું એ ઉચ્ચ પ્રજા માટે અનુચિત્ત છે, પણ પતિને સ્પર્શ પણ થયો નથી, હાથનું કંકણ પણ છુટયું નથી, એવી દેવ–મૂર્તિનો સૌભાગ્યવદ્ધ થતાં, તેનીપર દયા લાવીને માબાપ નિયોગ પર તો દૃષ્ટિ ફેંકે! પણ અફસોસ! દીકરીના દયા ખાઇને માબાપો પોકેપોક રડે, ન્યાત–જાતનાં જમણ તજે, વાર તહેવારે રૂદનનાં આંસુઓથી હૃદય ભીંજવે, પણ દીકરીનું નિયોગ લગ્ન કરવા ના પાડે!

પુનર્લગ્ન ને નિયોગ લગ્નમાં શાસ્ત્રે જે ભેદ તથા અંતર દેખાડયો છે, તેનો અર્થ કદાચ અજ્ઞાનતાથી એક કરે, તો પણ નિયોગ એ કેવળ શુદ્ધ ને નિર્દોષ કન્યા માટે નિર્માણ કરેલો નિયમ છે, ને પુનર્લગ્ન બીજા ક્રમની અવસ્થાને યોગ્ય ગણાયલો છે; જો કે હાલના સમયમાં તો માત્ર એકજ અર્થ કરવામાં આવ્યાથી નાજુક વિધવાઓને ભવ બગાડવો પડે છે; પણ શાસ્ત્રે તો તેવી કુમારિકાઓ માટે માર્ગ ખુલ્લો કરી આપ્યો છે. અને સત્ય રીતે જો કહીએ, તો જે બાળકીએ પતિ–સંગ કર્યો નથી, તેવી વિધવાનો જન્મ વિધવાપણામાંજ ગુજારવાનો દુરાગ્રહ લઇ બેઠેલાં માબાપો ખરે તેનાં શત્રુ છે.

અલબત કામનો વિકાર સંભાળી ન શકનાર વિધવાઓ કે જેણે જુવાનીમાં પતિ-પ્રેમનો લ્હાવ લઇ લીધા પછી, સ્વામી પ્રત્યેની સેવા ભૂલી જઈ, ધર્મ ભૂલી જઇ, માન-મર્યાદા ભૂલી જઇને કેવળ ભ્રષ્ટ કાર્ય કરવા કામને જાગૃતિ દઇ મિથ્યા તૃપ્તિ મેળવવા પુનર્લગ્નનો લાભ લ્હે. તેવી ભ્રષ્ટાને તો એક કોરે મુકીશું; પણ કેવળ નિર્દોષ બાળા, જેને ધાણીના બેલ પેઠે ઘુમટા તણાવી, છતી આંખે પતિને જોવા દેવાને પણ અદેખાં બનીને માબાપો ગમે તેવા વરને, વગર પ્રેમે પરણાવે છે, તો તેવી બાળાઓ તરત વિધવા થતાં, તેમને સંસાર સુખથી વિહીન કરવામાં આવે છે, એ અફસોસ જેવું છે. પુનર્લગ્ન કરનારી ઉમર લાયક સ્ત્રીઓના ભ્રષ્ટાચાર તરફ ધિક્કાર બતાવવો જોઇએ. પતિસુખ સંપાદન કર્યા પછી તો તેમણે પોતાની માનસિક સ્થિતીને પતિના વિયોગમાં મુકવી જોઇએ. તેની કામોત્પત્તિને દુઃખના અંગારમાં દગ્ધ કરવી જોઇએ. તેણે પોતાના કલ્યાણકારી સ્વામીના વિયોગના સંતાપમાં જીવનને અર્પણ કરવું જોઇએ; પણ તેમ કરવામાં જે પાછળ હઠે છે, તે કામી કુલટાને તો ફરજીયાત ધર્મ પળાવવા ન્યાતે મનાઇ કાયદો કરવો જોઇએ. જો શાન્તનુ જેવી કુમારિકાનું નિયોગ લગ્ન કરાવવામાં ન આવે, ને જો તે શરીર સ્થિતી સંભાળી ન શકવાથી, અને માબાપોની બેદરકારીને લીધે, ધર્મ ભ્રષ્ટ થાય, તો તેને નિર્દોષ કહીશું; પણ જેણે પતિસુખ મેળવ્યું છે, તેને તો ફરીને કામતૃપ્તિ કરવાનો અધિકારજ નથી. નીલમના દુઃખવાસી દિવસોમાં શાન્તનુનો સહવાસ કંઇક વિશ્રામરૂપ હતો. એક બીજાના દુઃખરૂપ દાખલાથી ધિરજ લઇને ઉછળતા મનને શાન્ત કરવા માણસો સમર્થ થતાં હતાં. પતિથી દઝાયલી નીલમ જો શાન્તનુનું દૃષ્ટાન્ત લઇને શાન્તિ પામે, તો આશ્ચર્ય નહોતું. નમણી શાન્તનુ હજી યુવાનીના બાગમાં ઉછરતી હતી, અને તેવા સમયમાં તેનું મન, ધર્મ-વિલાસ કરતાં મદન

વિલાસની વાતોમાં વધારે પ્રવૃત્ત થાય, તેમાં નવાઇ નહતી. નીલમનું મન જો કે વૃદ્ધ થયું હતું. તે એક પછી એક દુઃખના પછાડાથી તે પછડાઇ ઝીકાઇને સીધી થઇ ગઈ હતી; તોપણ માંકડું મન તૃપ્ત થયું નહતું. જેમ ભોજન વિના ભૂખ મરે નહિ. તેમ પતિના એકત્ર મનવત્ પ્રેમ વિના મનની તૃપ્તિ થાય નહિ, અને તેવું નીલમની વેદનામાં છુપું ઝેર સમાયલું હતું, એટલે કોઇ કોઇવાર શાન્તનુ જોડે વિરહ-વિલાસનો વિનોદ કરવા ઉતરી પડતી હતી. વિયોગીનો તો એ સ્વભાવ છે, એ લક્ષણ છે. જોકે નીલમનો આ વિનોદ એક અપવાદ રૂપે કોઇકજ વેળા મનપર આવી ચડતો હતો, ને તે પીયુ વિયોગની દઝાતી લાગણીની અસરનું કારણ હતું; પણ સુક્ષ્મ નજરે જોઇએ, તો જીવન કાળનો મોટો ભાગ ગુરૂજ્ઞાન મેળવવામાંજ રોકાતો હતો.

નવલ ન્હાસી જવા પછી નીલમ બહાર ફરવા હરવા જતી ન હોતી, તેથી ગુણવંતીજ નીલમને મળવા આવી. ગુણવંતી, નીલમને વડીલ તરીકે ગુણી ગણતી હતી, અને નવલના સંબંધમાં જાગેલી ચર્ચા પછી નીલમના મનને આંચકો લાગે, એ માટે પોતે જાતેજ મળવા જવું, એમ કલ્પીને પણ ગુણવંતી નીલમને ત્યાં પોતે ચાલીને આવી હતી. નીલમ ચોકમાં આવતાંજ ગુણવંતીને રમા સાથે ગાડીમાંથી ઉતરતાં જોઇ; ભૈયો દરવાજા પાસેથી દોડતો ખબર કરવા આવ્યો. એક તરફથી ગુણવંતી આવતી હતી, ને બીજી તરફથી શાન્તનુ આવતી હતી. આ ચન્દ્ર સૂર્યના સ્વરૂપમાં કોનું વર્ણન કરીએ! શાન્તનુ દુઃખના પ્રતાપથી દઝાયલી હતી, એટલે તેને સૂર્ય કહીએ. ગુણવંતી સુખની શિતળ લ્હેરો લ્હેતી હતી, જેથી તેને ચન્દ્ર કહીએ; પણ ખરેખર આ બન્ને સુંદરીઓ એક એકને શરમાવે તેવી નાકે મુખે નમણી, સીધી સોટા જેવી, કદળીની કોમળ દાંડી જેવી, સફેદ દુધ જેવી, ને હંસા સરખી ચાલ જેવી ઠણકો કરતી આવતી હતી. માત્ર એટલોજ અં-

તર હતો, કે જે પીયુનું પહેલું સુખ મેળવવાને શાન્તનુ ભાગ્યવતી થઇ હતી, તે સુખ છીનવી લઇને ગુણવંતી મહાપદ પામી હતી. રૂપમાં ગુણવંતી ઝળકતી હતી, પણ શાન્તનુ તેનાથી હઠતી ન હતી. બગીચાના મધ્ય ભાગમાં ફુંવારા કને બન્ને સુંદરીઓ આવી–ને પરસ્પર દૃષ્ટિ થઇ. શાન્તનુ થંભી ગઇ. ગુણવંતી તેની તરફ દૃષ્ટિ ફેંકતી ધીમે પગલે આગળ વધી. નીલમની નજર ગુણવંતી તરફ હતી, પણ ગુણવંતીની નજર શાન્તનુ તરફ ઢળતાં નીલમે પણ શાન્તનુને નિહાળી. નીલમ મનમાં હસી. એક મ્યાનમાં બે તરવાર જેવો સંજોગ મળી ગયો. નીલમ વિમાસણમાં પડી, કે રખે શાન્તનુ બંગલામાં આવે, અને ગુણવંતી સાથે મેળાપ થાય! રખે ગુણવંતીને વહેમ જાય, કે પોતાની કલ્પિત શોકયને જાણી જોઇને મળવા બોલાવી હોય! મન માંકડું છે. અનેક તરંગો કરે છે. સદ્‌ભાગ્યે શાન્તનુ પાછળ હઠી ગઇ. પરોણાને ને નીલમને સહેલો માર્ગ કરી આપવા પાછી વળી ગઇ. ગુણવંતી ચોકપર ચડી. નીલમે હસતે મુખડે હાથ પકડયો–ને રમાને કીસ કરીને તેઓને અંદર લઇ ગઇ–તેવી શાન્તનુ પાછળના ભાગમાં એક બારી નજીક પડેલા બાંક કને છુપાઇને ઉભી. શાન્તનુ, ગુણવંતીને ઓળખતી નહતી. પણ એક સુધરેલા ઠાઠમાં સજ થયેલી પશ્ચિમની ગોરીના જેવા દેખાવથી છવાયલી સુંદરીનો ઠણકો જોવાનું મન થવાથી ઘડી વાર ઉભી હતી. શાન્તનુ મહારાજના મંદિરમાં દર્શન કરવા જવાની ઉતાવળમાં હતી. દાદી કદાચ બૂમ મારશે, ને નીલમ જાણી જશે કે, કોઇની ખાનગી વાત સાંભળવા શાન્તનુ છુપાયલી છે, તો ફજેતી થશે. તેને અપમાન લાગશે, તે છતાં તેના મનપર કોણ જાણે શા કારણે કુદરતી આકર્ષણ થયું, કે ગુણીને એક ટશે જોતી જોતી સંકોચાતાં શરીરે ખુણામાં ગુપ્ત રહીને વાતો સાંભળવા લાગી.

“ગુણવંતી? ત્હારામાં કેટલો ફેરફાર! જાણે ગોરી ગોરી મડમ!–”

"હા, મોટી બ્હેન? તમે અહીં ઘસડી લાવ્યાં, ત્યારે અમે બદલાઈ ગયાં—"

"તમે જયન્તભાઇને વશ કરી લીધા. ત્યારેજ તો! પેલી બિચારી શાન્તનુ તો વાટજ જોતી રહી.—"

"શાન્તનુ કોણ?"

"તમારી પરસ્પર દૃષ્ટિ થઇ, તે!"

"હું અહીં આવતાં સામેથી કોઇ યુવાન યુવતી આવતી હતી, એ સુંદરી?"

"હા, એજ બિચારી અભાગી યુવતી!"

"અભાગી શાને, નીલમ બ્હેન?"

"તેનું ઇચ્છીત ફળ આપ જીતી ગયાં, તેથી!"

"મને આ ભેદ ભરમમાં સમજણ નથી પડતી, બ્હેન!"

"તેનું નામ યાદ રહેશે, તો વળી પ્રસંગોપાત સમજણ પડશે. પણ ગુણવંતી? પતિને વશ કરવામાં કેળવણીનો ઉપયોગ તો ઠીક કર્યો, હોં!"

"મોટાં બ્હેન થઇને આમ શું કહેતાં હશો! વળી વશીકરણમાં હું શું સમજું! જો તમને અનુભવ હોય, તો કહો. હું સાંભળું!"

"વળી જાણી જોઇને અજાણી શું થાય છે, ગુણવંતી? વશીકરણ વિદ્યા વળી વિલાસીઓને શીખવવી પડતી હશે શું! તેનો તો પોતાની મેળેજ વિવેક વરતાઇ આવે."

"લોકો વશીકરણની ગમે તેવી વ્યુત્પત્તિ કરે, પણ હું તો એકજ વાત સમજું છું, અને તે એજ કે પતિને સર્વસ્વ પ્રેમ અર્પીને તેના ચરણમાં શીર મુકવું. આજ્ઞાનો અનાદર ન કરતાં શીર પર ચડાવવી, અને સદાકાળ સન્નિષ્ટાએ પ્રભુતુલ્ય પતિને ભજવા, એટલે આપોઆપ પતિ પ્રસન્ન થાય. પ્રેમ–લક્ષણા ભક્તિ કહો, કે વશીકરણ

વિદ્યા કહો, તે સર્વ એકજ! સાચા ભાવથી ભગવાનને ભજીએ, તો તે પણ વશ થાય; તેજ રીતે એક નિષ્ઠાથી પતિને સ્મરીએ, તો તે પણ વશ થાય. એનું નામજ વશીકરણ વિદ્યા કેની ?"

"હા. એજ સતીનું સંસાર સુખ, અને એજ વશીકરણ વિદ્યા !"

"નીલમ બ્હેન, તમે તો હવે એ માયા વિસારી દીધી હશે."

"ગુણવંતી? અવસ્થા અને ભેદ પોતાનો અવસર દેખાડયા વિના નથી રહેતો. ભાગ્ય અને દત્ત પોતાનો અમલ બજાવ્યા વિના નથી રહેતો. એક નજરે જોઇએ, તો સંસારમાં સુખની અવધી નથી. બીજી તરફ જોઇએ, તો દુઃખ–સાગરનો પાર નથી. સંસાર તો અસાર છે, પણ સારભૂત માનવો પડે છે. જો પ્રભુ પાધરો હોય, જો પૂર્વનું પુન્ય હોય, સાસરાં સારાં હોય, સ્વામી સાનુકુળ હોય, ને સંસાર સુખનાં કલ્પિત સાધનો, સંપતિ–સંતતિ વગેરે આરોગ્યથી વિંટળાયલાં હોય, તો આ સંસાર જેવો સુખી લોક કોઇ નથી; પણ તેવું સામાન્ય સુખ કંઈ જન્મ સાથે હોઇ શકે નહિ, ને હોય તો તેના જેવાં પ્રારબ્ધી કોઇજ નહિ !"

"નીલમ બ્હેન, તમારે શું નથી? વિદ્યા વરી છે, ગુણ વર્યો છે, સાસરાં શ્રીમંત છે, ઇશ્વરે બે બાળકો આપ્યાં છે, અને સૌભાગ્ય સુખ હજી કાયમ છે."

"ગુણવંતી ? તું તો ડાહી છે, સમજુ છે, શાણી છે. ત્હારી કને મ્હારે મનની વાત કહેવી અયોગ્ય તો નથી. જો કે તું મ્હારી શિષ્યા ને વયમાં પણ નાની છું, તોપણ ગુણ અને કેળવણીમાં સમાન છે, એટલે કહું છું. તને હવે સારી રીતે અનુભવ થયો હશે, ને તેંજ હમણાં સમજાવ્યું, તેમ પતિ–સુખ એજ આ લોકનું વૈકુંઠ છે, પણ તેથી તો હું કેવળ ભાગ્યહીન છું. અહીંથી છુટયા, તો ત્યાં આવ્યા, અને અંતે કયાં ગયા, તેનો પત્તો નથી !"

"નવલરાય ગમે તેવા પણ પરોપકારી કહેવાય! મ્હારા દુર્ભાગ્યે તેઓ જળ–તરંગને શરણે થયા, પણ ધર્મ કરતાં કર્મ નડે, ત્યારે તેનો શો દોષ?"

"ગુણવંતી? સસરાજીના કહેવા પ્રમાણે તો તેઓ સર્યુઘાટ પરની એક વાટિકામાં જણાયા હતા. શું એ ખરી વાત? સસરાજીએ તો એ ખબર સાંભળીને એક મુનીમને ત્યાં તપાસ કરવાને મોકલ્યો છે."

"બ્હેન? તમારી વાત ખરી પડે. તેઓ એટલામાંજ નદીમાં પડયા હતા, ને કદાચ નીકળીને એ સ્થળમાં આશરો લીધો હોય, તો હોઇ શકે!"

"તે તો પુરૂષ જાત છે, એટલે ભય થોડો લાગે. માત્ર તું જો ગુમાય, તો જયન્તીલાલને ભય લાગે. કારણ કે મહાભોગે સાંપડી છું. બીજવરની પરણી મહા સુખ પામશે, એ કહેવત હવે ખરી પડે છે, હો."

"ભાગ્યની ગતિ ન્યારી છે. આપણો મેળાપ થવાનું અહીંજ સરજેલું હશે.—"

"ભાગ્ય કરે તે કોઇ ન કરે! તમારી મામીએ પેલી શાન્તનુ જોડે ભાગ્ય બાંધી દીધું હતું, પણ જેના નસીબમાં હોય તે ભોગવે."

"તમે કહેતાં હતાં, તેજ બાનુ! વાહ એની છબી તો બહુ સારી છે."

"જો જયન્તિલાલની નજરે પ્રથમ પડી હોત, તો કદાચ લલચાઇ જાત. કેમકે જાતે ઇજનેર ખરા કની! મૉડલ જોઇને પસંદ કરત! પણ તેં તેને એવા ઘેલા બનાવેલા, કે બીજે નજર કરી ન શકે! પ્રેમદોર તો એવો હીરથી ગંઠાયલો હશે, કે તૂટવા છૂટવા ન પામે! વાહવા! તેં પણ ઠીક નાટક ભજવ્યું!"

"પણ બિચારી એ શાન્તનુ તો શ્રાપ દેતી હશે."

"સૌ સૌનાં ભાગ્ની—પણ ગુણી? આ રમાને તેં બહુ હેળવી લીધી." નીલમે રમાને પડખામાં લઇને કહ્યું.

"નીલમ માસી? હેળવી લીધું એટલે શું?"

"બ્હેન? પોતાનું કરી લીધું."

"હું તો મ્હારી બાની દીકરી છું, ને ગુણીબા તો મ્હારાં બ્હેન છે!"

"વારૂ, પણ ગુણી બ્હેન તને વ્હાલથી સાચવે છે કની?"

"હાજ તો. મ્હારાં બા હતાં કની, તે તો બિચારાં ઘણું હેત કરતાં. પણ આ ગુણી બ્હેન તો રમા બા, રમા બ્હેન, મ્હારી રમુ, એવું બોલે, હસે, કુદે, ને ગીત ગવરાવે, પાણી પીવરાવે, સાથે ન્હાય, સાથે ફરવા આવે, સાથે ખાય, ને સાથે ગીત પણ ગાય છે. અમે તો એક મડમ રાખી છે; તે પણ ગુણી બ્હેનને પ્યાનો શીખવાડે છે. ગુણી બ્હેન? એ મડમનાં ચશ્માં કેવાં છે? જાણે બાધડો બાઉ!"

રમા ચેષ્ટા કરતી હસી પડી. નીલમને પણ રમાની વાતથી નવું જાણવાનું મળ્યું. સર્વેને ગમ્મત પડી.

"ચાલો, બાગમાં ફરવા જઇએ, ને ત્યાંજ ચા પણ પીયે!" નીલમે ઉઠીને કહ્યું. ગુણી તથા રમા ઉઠયાં, અને સર્વે બાગમાં ગયાં. રામાને બાગમાં ચા લાવવાનો હુકમ આપ્યો.

---

નીલમ ને માણેક.



રમા ચેષ્ટા કરતી હસી પડી. ભાગ ૬ પૃ. ૪૯

# પ્રકરણ ૧૦ મું.

## નદી-નાવ સંજોગ!

શાન્તનુ ઘેર જવાને ચંચળ થઈ, એવામાં ટેલીફોનની ઘંટડી વાગી, અને શાન્તનુએ ભુંગળું કાનમાં ધર્યું.

"તમારો નંબર શું છે?"

"નંબર, ૨૩૩૬ બાણગંગા ઘાટ-રત્નલાલ ઝવેરીનો બંગલો." શાન્તનુએ ઉત્તર દીધો.

"તમે કોણ છો? તમારૂં નામ શું?"

"મ્હારૂં નામ શાન્તનુ!"

"મારે ગુણવંતી સાથે વાત કરવી છે."

"આપનું નામ શું?"

"મ્હારૂં નામ જયન્તીલાલ. ગુણવંતી મ્હારાં મીસીસ છે."

"તે તો નીલમ બ્હેન સાથે વાતે વળગ્યાં છે. જો હરકત ન હોય, તો મને કહો. હું ખબર આપું."

"તેમને કહો, કે હું તમને ત્યાં લેવા આવીશ. તમે ઉતાવળ કરીને ઑફીસ સુધી આવશો નહિ. હું વિક્ટોરિયા ભાડે કરી લઇશ."

"વારૂ. હું કહુંછું. પણ આપ પધારો, તો પીળા રંગના બંગલામાં પધારજો." શાન્તનુનું મન, પ્રેમ બાણથી કહો, કે કામ-બાણથી કહો, પણ વિંધાઇ ગયું; અને કામની પત્ની રતીએ મોહનો અંગાર મોમાં મુકયો. જયન્ત જોડે બે ઘડી બે સુખ દુઃખની વાત કરવા યત્ન કર્યો! અનાયાસે મળેલી તકનો લાભ લઇને ભૂલા પડેલા ભવિષ્યના થનાર ભરથારની ભૂલ ભાંગવા પ્રયત્ન કર્યો. શાન્તનુનો અનુકંપ ચાલુ રહ્યો.

શાન્તનુએ કંઈક આતુરતાથી ગુણવંતીના ભલા સ્વામી સાથે લગાર વાતનો વિસામો લેવા હઠ કરી, અને જયન્તે આડકતરી રીતે તેનો તિરસ્કાર ન કરતાં તે રડી પડી—"જેનાં તે તેનાં, ને બીજાં બોલે તે ઘેલાં!" નીલમ ને ગુણવંતીના વિનોદ પરથી ગુણી ને જયન્તના પ્રેમની અસર શાન્તનુને થઇ. એક ભાગ્યશાળી ભરથારની સ્ત્રીનાં પ્રેમ–સુખથી શાન્તનુના મનને પોતાની હાલત પર દયા આવી–ને કંઇક મનને શાન્તિ મેળવવા, ટેલીફોનની વાતથી મળેલી તકનો લાભ લઇને જયન્ત જોડે એ સુખ–દુઃખની વાર્તા કરવા મનં કર્યું, પણ વૃથા!–પોતે સાહસ કીધું. અજાણ્યા પુરૂષ સાથે એકદમ વાત કરવાનો પ્રસંગ લીધો. પ્રેમી પ્રિયાના પતિવ્રત પુરૂષ જોડે પરસ્ત્રી તરીકે વાત કરવાની છુટ લેતાં અપમાન ગ્રહીને નિમાણી થઇ ગઈ–ભોંય ભારે થઈ ગઇ. રખે ગુણીને જયન્ત વાત કહી દે! રખે ગુણી પોતે નીલમને કહી દે! રખે જયન્ત પોતાને માટે હલકો વિચાર બાંધે! એક પ્રેમી પ્રિયાનો પતિ છતાં વિછોડાયલી, તજાયલી સ્ત્રી પોતાની જોડે પ્રસંગમાં આવવાનો યત્ન કરે છે, એ માટે જયન્ત રખે જાહેર દોષ મુકે! રખે વહેમી દાદીનો ઠપકો મળે! શાન્તનુ બહુ અકળાવા લાગી–રામાને વિનવતી વિનવતી જયન્તનો સંદેશો ગુણીને કહેવા લાગી–રામાને બે આના આપ્યા, ને પોતે તાર સાંભળ્યો હોય, એમ ખબર દેવાનું કહીને–સમજાવીને ત્યાંથી છટકી! ભોળી બિચારી શાન્તનુ! ગરજને અક્કલ ન હોય! તેના મનમાં એમ પણ ન થયું, કે જયન્તનો આવેલો તાર સાંભળનાર શાન્તનુ છે, જે નામ પ્રકટ થયું છે, અને વળી એટલેથીજ વાત પુરી થઇ નથી. પોતે તેને આમંત્રણ કર્યું, ત્યારે જયન્ત સ્વાભાવિક રીતેજ ગુણીને પુછી શકે, કે એ તારનો જવાબ લાવી આપનાર શાન્તનુ કોણ હતી? જ્યારે ગુણી અજાયબી વચ્ચે રામાનું નામ દે, ત્યારે બન્નેની સમજણનો

ગોટાળો કેરી રમુજ ઉત્પન્ન કરી શકશે ! હાલ તો રામોજ નિમિત પાત્ર થયો—ગુણીને તેણે સંદેશો કહ્યો, એટલે ઘેર જવાને ઉતાવળી થયેલી રમા શાન્ત થઇ; અને નીલમ સાથે સૌ બાગમાં ફરવા લાગ્યાં. શાન્તનુ તો દાદી સાથે મંદિરનાં દર્શન કરવા જનાર હતી. પણ અહીં ખોટી થઇ ગઇ હતી. દાદી તો આજુબાજુ તેની શોધ કરતી હતી, અને જ્યારે ડોસીએ બૂમ મારી, ત્યારે તે દોડતી ચાલી ગઇ. રખે દાદીનો સાદ નીલમ સાંભળે ! રખે તે એમ જાણે કે શાન્તનુ છુપાયલી હતી ! નિર્દોષ શાન્તનુ તનથી છુટી તો થઈ ગઈ, પણ આપદામાંથી નિર્દોષ થઈ નથી. તેનું મન ચોર પેઠેમ ચમકતું હતું. દાદી સાથે મંદિરમાં જવા પગલું તો ભર્યું, અને ગાડી અંદર તો બેઠી, પણ તેનું હૃદય ઘરની બહાર જવાને હઠ કરવા લાગ્યું. ગાડી દરવાજા કને પ્હોંચી, ત્યાં શાન્તનુને ચક્કર આવી. દાદીને કહ્યું, કે તબીયત સારી નથી, માટે તેમને જવું, ને પોતાને લઈ ન જવી. દાદીએ શાન્તનુને ગાડીમાંથી ઉતારી. ડોસીથી દર્શન કર્યા વિના રહી શકાય, તેમ ન હતું. એટલે ડોસી નગરમાં ગઇ. શાન્તનુ ધીમે પગલે પોતાના બંગલા તરફ ચાલી. તેટલામાં જયન્ત ભાડાની વિકટોરીયામાંથી ઉતરીને દરવાજામાં આવ્યો. જયન્ત ને શાન્તનુની એક નજર થઇ. એવામાં ડોસીએ બૂમ મારી. “દીકરી ? મ્હારી તપખીરની દાબડી રામા જોડે મોકલા” જયન્તે આ વાક્ય સાંભળ્યું, અને શાન્તનુ તરફ દીર્ઘ-દૃષ્ટિ કરી. શાન્તનુએ જાણ્યું કે ગુણીનો વર જયન્ત હશે. તેથી પોતે જાણે સમજી નથી, એમ માનીને ગાડી ઉભી હતી ત્યાં દાદી કને ગઇ. શાન્તનુને આવતી જોઇને જયન્ત એક તરફ એક દૃષ્ટે થંભી ગયો; શાન્તનુના મુખપર પ્રસેવ બિન્દુ ચમકી રહેલાં હતાં. તેના પગ પાછા હઠતા હતા. તેની નજર પાછળ પાછળ જોતી હતી, તે જાણે જયન્તને મળવાની ચેષ્ટા કરતી હોય એમ લાગતું હતું. જયન્ત એક દીવાલ પાસે અજાણ્યો

થઇને ઉભો રહ્યો. શાન્તનુ તરત ડોસી કનેથી પાછી ફરી. દાબડી તો ગાડીમાં પડી હતી. શાન્તનુએ તે શોધી આપી, ને ડોસી દર્શન કરવા ગયાં. શાન્તનુ જયન્ત પ્રતિ નજર ફેંકતી પાસે આવી. જયન્તીલાલ પીળા બંગલાની નિશાની જાણીને શાન્તનુ સાથેજ ચાલ્યો.

શાન્તનુએ તેની પ્રત્યે દૃષ્ટિ ફેંકી. જયન્તના મનપર શાન્તનુની મુદ્રાએ અજબ ઘા માર્યો. ગુણીને મળવા પહેલાં શાન્તનુ સાથે વાત કરવાજ અંદર ગયો. અજાણ ચન્દ્રે, એકા એક અજાણ સરોવરની પોયણીપર કીર્ણ ફેંક્યું!

જયન્ત હિમ્મતથી બંગલામાં પેઠો. શાન્તનુ નિર્બળ બની ગઇ. અનુકંપતી કામજ્વરના તાપથી વિહ્વળ મૃગલી આ યુવાન સાથે અંદર તો ગઇ, પણ પ્રભુ જાણે, તેણે એકાન્તમાં શી વાતો કરી! વિરહી શાન્તનુ, આશાવંતા એક પ્રેમીને મળી છે. જયન્ત, એક દેવાંગના જેવી અખંડ કળીના પરાગમાં લપટાયલો છે. વખત એકાન્ત છે. એકાન્ત બુરી છે. મનની વાતો કરવા શાન્તનુ લલચાણી છે. ગુણીના સુખપર અદેખી બની છે. પતિ તો જયન્ત જેવાજ હોય તો સારૂં! સુખ તો પ્રેમીઓનુંજ પ્યારૂં! આ સર્વ વિહ્વળ ભાવનાથી ઘેરાયલાં પંખિડાં એકાન્તમાં પેઠાં છે! શાન્તનુની નમણાઇ કંઇ ગુણીના સુખરૂપ ચ્હેરાથી ઉતરે તેમ નથી. તેની ચડતી જુવાની હજી કોઇએ ચાખી નથી. શાન્તનુનું મન બીજી ગમ વિંધાયલું છે; પણ પૂર્વના દત્તનો પડછાયો ફરીને દૃષ્ટે પડવાથી, ને પોતે જે સુખની ભાગ્યવંત થવાની હતી, તે ટળી જતાં, તેજ પુરૂષનો અનાયાસે પ્રસંગ પડ્યાથી, તથા તેવાં સુખની અભિલાષી અબળા કામાતુર હોવાથી કોણ જાણે શું તોફાન મચાવ્યું હશે, તે તો પ્રભુ જાણે! પણ ગુણી તો જયન્તની વાટ જોઇ રહી. શાન્તનુ મંદિરના મહારાજનાં દર્શન ટાળીને આ એક સમયના ભગવંતને ભેટવા માટે અટકી રહી!!!

# પ્રકરણ ૧૧ મુ.

## શાન્તનુની કર્મ-કથા.

પૂર્વના શુભ દત્ત વિના સકળ સુખ પામી શકાતું નથી. રાજાઓ રાજગૃહે અવતાર લીધાથીજ કંઇ રાજસુખની શાન્તિ પામી શકતા નથી. સ્ત્રી સૌભાગ્ય-સુખના હિંચોળાપર બેઠી, તેથીજ કંઈ શાન્તિની લ્હેરો લુઇ શક્તી નથી. તળાવમાં મેઘરાજાએ જળ-વૃષ્ટિ કરીને ભરી આપ્યા છતાં તે સુકાઈ જાય છે, અને તાપસી પંથીઓ કે તરસ્યાં પંખિઓ નિરાશ થઈ જાય છે. માળીએ બીજ વાવ્યું, ને ઝાડ પણ ઉછેર્યું; પણ ફળ પ્રાપ્ત થાય, અને તે મુખમાં જાય, ત્યાંસુધી તેની જેટલી આશા બાંધવી તે વૃથા છે. શાન્તનુ એક ધનાઢ્ય ગૃહની ગૃહિણી છતાં, રંક પર્ણકૂટીની અભાગી અબળા કરતાં વધારે દુખણી છે. સૌભાગ્ય-સુખ સંપાદન કર્યું છતાં વૈધવ્યદશા ભોગવે છે. સંસારની માયામાં પડી છતાં સ્નેહ સુખ જોયું નથી. મહાદેવીઓનાં રૂપને લજાવે, તેવી ચંદ્રકાન્તિ પ્રાપ્ત થઈ છતાં પતિના પ્રેમ વિના કરમાયલી કળી સમાન ઝુરતી જણાય છે. શાન્તનુ ? શાન્તનુ ? તું જો એક રસિક બુલબુલના હાથમાં જઇ ચડી હોત, તો જે તવંગરીના વૈભવમાં તું હાલ ઝુલે છે, ત્યાં નિર્મળ ને પવિત્ર સુખ મેળવી શકત; પણ ભાગ્ય ગતિ કોઇથી કળી શકાય નહિ. કોણ જાણે શા શા સંસ્કારે હજી આ ઉત્તમ માનવ-દેહ અને પવિત્ર સ્ત્રી-જન્મ શા શા સુખ દુઃખનાં વાવાઝરડાંમાં પસાર કરવો પડશે.

સુંદર વદની શાન્તનુ એક સુઘડ સ્વામીના સુખનું ખરેખર સ્વર્ગીય વિમાન છે. એમની અવર્ણનીય કાયામાં કચરો કે મેલ તો જણાતોજ નથી. ટાપટીપથી સફેદ રંગ ચડાવનારી ચમકદાર ચતુરાઓ, પશ્ચિમની ગોરી ગોરીઆની કલ્પિત કાયા, અને સુધારાના

નકલી દેખાવોથી ઓપતી અબળાઓ કરતાં ચડતા પ્રકારની ચામડીવાળી શાન્તનુ ખરે શાન્તિનું સ્થાન છે. પૂર્વના મહા પુન્યેજ એવી સુંદરી સાંપડી શકે ! તેના એવાજ પ્રકારે કદાચ જયન્તના મનમાં મોહની અસર ઉતરી હોય, તો નવાઇ નહિ. જો એ મોહ માત્ર દૃષ્ટિમાંજ રહે, તો સારૂં; નહિ તો એક સુભાગી ગુણવંતીના સુખપાત્રમાં લોખંડની ખિલી જડાશે. શાન્ત મનનો સ્વામી ડગમગતી દીવાસળી લઈ સુખની શૈય્યામાં દુઃખના દારૂનું બીછાનું બિછાવીને અદેખાઇનો અંગારો મુકાશે. પ્રભુ ઇચ્છા ! ભૂખ્યાં તો અન્નને ચાહે ! જોકે તાપસી દરકાર ન કરે, પણ શાન્તનુ જેવી કોમલાંગી ભૂખ ન સ્હેવી શકવાથી અને સંસારનાં વૈભવ સુખમાં નિમગ્ન હોવાથી કામાતુર કામિની કોઇને પણ કામરૂપે ચાહે. જયન્ત જો એવી ઇચ્છા રાખે, તો તેના જેવા ભાગ્યહીણ બીજો કોઇજ નહિ.

જગતમાં આંખને અંજાવે તેવી, ને એક કરતાં બીજી ચડતી વસ્તુ ઘણીજ જોવામાં આવે છે, અને તેમની સુંદરતા ખરે મોહ પમાડનારી હોય છે; પણ તેથી શ્વાનભાન રાખીને તે પોતાની કરવા માટે ભટકાતું નથી, અને ભટકવા છતાં મિથ્યા શ્રમ વિના બીજું મેળવી શકાતુંયે નથી. કળિમાં કામ-વાસનાનો અતુલિત પ્રતાપ ક્રોધાગ્નિ કરતાં વધારે તીવ્ર, બેશરમ કરતાં વધારે નફ્ટ, અને જન્માંધ કરતાં વધારે અંધાપાવાળો છે; પણ કેળવાયલાં મનનો વિવેકી જન હદ કુદાવતો નથી. અલબત ઘણીવાર કેટલાક મોહક પ્રસંગોમાં નર-ભ્રમર ફસી પડે છે, પણ પાત્ર જોઇનેજ પગ આગળ પાડે છે. પરણેલી જીંદગીના જેવું પવિત્ર ને નિર્મળ સુખ તો અવનીમાં બીજું છેજ નહિ. પણ ધૃષ્ટપ્રેમીયો-કામાંધીઓ એમ પણ કહે છે-અનુભવીઓ એમ પણ કહે છે, કે દૃષ્ટિ રાગથી-મોહ-બાણે વિંધાયલાં પ્રેમીઓની પરોણાગતમાં મીઠાશ છે, પણ તેના મેળાપની

મુશ્કેલી ને ભયમાં જે રસ-સ્વાદ છે, તે બીજામાં નથી!!! * * * કેટલાક અસંતોષી અને જન્મથીજ નબળાં મનનાં માણસો પોતાની સ્વતંત્ર ને સ્થિતિસ્થાપક હાલતમાં પણ ડગમગતાં હોય છે. પ્રભુએ સર્વ પ્રકારનું સામાન્ય સુખ આપ્યું છતાં મનોવિકારને લીધે કંઈ કંઇ ન્યુનતા માને છે, ને તેથી તે પારકું અન્ન ઉત્તમ ગણીને અજીષ્ટ આહાર કરવા તલ્પે છે. સંસારમાં અનેક પ્રકારનાં માનવીઓ જોવામાં આવે છે. કોઈ દેખાવે સુશોભિત ને બહાર પ્રમાણિક હોય છે, તેજ માણસ અંતરના મેલા ને વિશ્વાસઘાતી હોય છે. ભલાં માણસો ભલાઇની નજરે જોઇને ઉપરના દેખાવપરથી ભૂલાવો ખાઈ તેવા કામી જંતુઓને પોતાના શુભ સંસારનાં મિત્રો બનાવે છે; પણ તે ઝેરી મિત્ર યુવાન બ્હેન-દીકરી કે સ્ત્રીને અનેક પ્રકારે નબળા મનની બનાવીને ધર્મભ્રષ્ટ કરે છે!! જોકે તેમ કરતાં ઘણી વાર તે લજ્જાહીણ થાય છે, તોપણ તેવા પ્રકારના પુરૂષોનો આ જમાનામાં તોટો નથી; ને તેવાજ કારણે કેળવાયલાં કુટમ્બોએ પોતાનાં સ્ત્રી સંસારના સહવાસમાં આવનારાં માણસોની સંપુર્ણ કસોટી કરવાની જરૂર છે. માણસનું મન સર્વ રીતે દૃઢ હોતું નથી. લાલચ કંઈ ધનમાંજ સમાયલી નથી. આશા ને આતુરતા અનેક પ્રકારની છે, ને તે ધારણા પુરી પાડવાના ઘણા પદાર્થો હોય છે. વાણી, દીલ, અને ભાવના એ કેવળ નિર્મળ તથા પવિત્ર હોવી જોઇએ; તોપણ દુર્જનો તેને ઝેરી બનાવતાં વાર લગાડતા નથી, ને જો તેના સપાટામાં કોઈ નબળાં મનનું આશાધાર માનવી આવી જાય છે, તો તેને ચેપ લાગતાં વાર જણાતી નથી. કેટલાક આબરૂદાર ને ઓદ્ધેદાર મહાન પુરૂષો, જેને માટે પ્રજા ને સરકારનો એક સરખો વિશ્વાસ છતાં, કોઈ સારા સારા ઘરની રૂપાળી સ્ત્રીઓને ભ્રષ્ટ કરવા માટેજ પરઘરમાં ઘુસતા ફરે છે. કોઈ સત્તાના બળે, કોઇ ધનના બળે, કોઇ પંચના પટેલ તરીકે,

કોઈ મહાજનના મુખી તરીકે, કોઇ પંડિતની પદવી તરીકે, કોઇ રાજાના માનીતા તરીકે, ને કોઇ દાતારના દીકરા તરીકે જગતમાં નામ કહાડે છે, ને અંદરખાને મનમોહિની માનિનીઓને લપટાવી, શામ દામ ભેદે સમજાવીને પોતાની દુષ્ટ ધારણા પાર પાડે છે. વિશ્વાસુ મિત્રો ટ્રસ્ટી તરીકે સત્તા મેળવીને મિત્રની પત્નિનો ઉપભોગ કરનારા, ને તેનું ધન ઓળવીને ન્હાના બાળકોને દગો દેનારા કંઇ આપણા સંસારમાં થોડા નથી ! મોટી પદવી આપવાની લાલચે પુરૂષોને તાબે કરીને તેની સ્ત્રીઓ જોડે વ્યભિચાર કરનારા થોડા મહાત્મા નથી ! અને તે રીતે છતે ધણીએ એ હવસી હેવાનો મન કામના પુરી કરે છે ! પોતાની પત્નિનાં અવિચળ સુખ છતાં ' ઘરકી મુરઘી દાલ બરાબર ' સમજનારા કામી પતંગીયાઓ વખતનો લાભ લઇને કામના બાણથી મનની દૃઢતા વિંધી નાખે, તો નવાઈ નથી. શાન્તનુ એક નવયૌવના કિશોરી છે. રૂપમાં ગુણીથી બે દામ ચડતી છે. ચતુરાઇમાં, ચાપલ્યતામાં, વિવેકમાં, વિચારમાં, એક જયન્ત જેવા મોહક મધુકરને અંજાવા નાખે તેવી છે. કામ વિહ્વલા કામિની અણગમતા ભાવા જોડે એકાન્તમાં પેડી છે. ગુણીના મહારાજ્યપર છાયા કરનારાં છત્રને પોતાના શીરપર છાયો કરાવવા આતુર બની છે. પોતાનું અંગદાન કોઈ પરાયા પુરૂષને દેવા કરતાં એક વેળાના પ્રેમીનો પ્રેમ લ્હેવાય તો શું ખોટું ? આમ માનનારાં સ્ત્રી–પુરૂષનો એકાન્ત સમાગમ કેવો ફળદાઈ નીવડશે, તે કંઈ કલ્પવું વિવેકરૂપ નથી. માટે તેઓનો સંત–સમાગમ કે રંગ–સમાગમ ત્યાંજ રહેવા દઇએ, અને શાન્તનુની મૂળ કર્મ કથા હાથમાં લઇએ.



# પ્રકરણ ૧૨ મું.

---

## શાન્તનુના ભાગ્ય-ચંદ્રપર કર્મ-પૃથ્વીની છાયા !

આર્ય શાસ્ત્રકારોએ સ્થાપિત કરેલા રિવાજો આ સંસારમાં આર્યધર્મની અખંડ અચળતા માટે લાંબી નજરે જોતાં બહુ સુખપ્રદ છે.

શાન્તનુની કર્મકથા રિવાજને શરણે પડીને દિગ્બંધ થઈ ગઈ છે. આ મનોહર બાળા કોઇ અવળાં ભાવી લઇને અવતરી હશે. તેના સંસ્કારી પતિ કોણ કોણ હશે, તે કલ્પી શકાતું નથી. કુદરતની કળા તો જુવો ! ભાગ્યવંત ભરથાર ભૂલો પડયો. વાગ્દાન સંસ્કાર થવાની વાત ચાલુ છતાં તે બીજીને પરણ્યો-જે પરણ્યો પતિ હતો, તે પતિ પરકિયા નાયકાના પાશમાં બંધાઇને યમદૂતને શરણે થયો, ને તેના કર્મે ત્રીજો પ્રેમી પ્રકટી નીકળ્યો ! હવે તે ભગવત ભજન કરતાં ભગવતી મીરાંબાઇ પેઠે તે ગિરિધારીલાલને વરવાને સમર્થ થઇ છે ! પુરૂષ સાથે વ્યભિચાર કરવા કરતાં ધર્મ-ગુરૂને અંગ સમર્પણ કરવામાં પાપ નથી ! કુંવારી તો નહિ, લગ્નનો સંસ્કાર પામેલી, પણ અનેચ્છિત પ્રેમી સાથે લગ્નવતી થયેલી-છતાં પતિ-દર્શન કરવાને અભાગી નીવડેલી-હાથ-કંકણ છોડવા સમર્થ નહિ થયલી એવી શાન્તનુ ગુરૂ-ચરણમાં શીર મુકવા સમર્થ થઈ છે. આજના ગુરૂજનોની પ્રેમ પ્રસાદી વૈકુંઠ પ્રાપ્ત કરી શકે નહિ, તો કળિયુગનો મહિમા ખોટો ઠરે ! ભુખી ભક્તાણીઓ ને વિલાસી ગુરૂજનો પરસ્પર અંગદાન-પ્રેમદાન ને દેહ-દાન લ્હે, તે છતાં તેઓ અગ્નિરૂપ હોવાથી સર્વ પાપ ને સર્વ દોષ બળી જાય ! વળી આજના ગુરૂજનો તો "વ્યાસાય વિશ્નુરૂપાય, વ્યાસરૂપાય વિશ્નવે !" જેવા બની જાય, ને સેવકીઓને ભગવતરૂપ દર્શન તથા મન-લીલાનો લાભ આપે, તો બીજું શું

જોઇએ ? જે ખરા સત્સંગી ને ધર્મચુસ્ત ધર્મગુરૂઓ છે, તે તો આ માયાવી સેવકીઓ પ્રતિ દૃષ્ટિ પણ કરતા નથી; પણ જે વિલાસી ગુરૂઓ છે તે તો 'જોબનવંતી જળ ભરતી ત્યાં બાવા જાયે ન્હાવા'– અથવા ' રાંડી રાંડના ઘરમાં પેસી બાવા બેસે ગાવા' વાળો તમાશો નજરે પડે ! અને એ સત્સંગ કહેનારા ધર્મના બગલાઓને જેમ આ સેવકીઓ સુખરૂપ થઈ પડે છે, તેમ એવી નબળા મનની સેવકીઓ, જેઓ લોકનિંદાને શરણે થયલી હોય છે, જેઓ રિવાજને આધીન થઇને બાળ વિધવાનો અવતાર ગાળે છે, તેઓને ધર્મ' નિમિતે કામ–જ્વરનું શાન્તવન કરવા માટે આ દવાખાનું કંઇ ઓછું પરોપકારી નથી ! જગતમાં કાળી ધોળી બન્ને બાજુ છે. કળિમાં શ્વેત–બિન્દુ સ્વાતિનું બિન્દુ તો કંઇકજ પડતું હશે કે જે શુદ્ધ મોતી નીપજાવી શકે! પણ મૃગજળ તો ઘણાં કે જેથી બગરૂપ હંસોને દૃષ્ટિ–રાગથી દોડાવાને સમર્થ થઇ શકે !

જયન્તીલાલે, ઇશ્વરલાલ દલાલની કન્યા સાથે વિવાહ નક્કી કર્યાં છતાં જયન્ત તેને પરણુવા બદલે ગુણીને પરણ્યો, એ વાત વાંચનારના લક્ષની બહાર નથી. જે કન્યાનો જયન્તે ત્યાગ કર્યો, એજ કન્યાનું નામ શાન્તનુ, અને એજ મનોહરી શાન્તનુના એકાન્ત સમાગમમાં જયન્તિલાલ જઈ ચડ્યો. પ્રેમ–ભક્તિની ગુણવંતી તો નીલમ જોડે બગીચામાં પ્રેમી ભરથારની વાટ જોતી ઉભી રહી છે, અને જયન્તિલાલ તો શાન્તનુ જોડે એકાન્તમાં પૂર્વ પ્રસંગની લીલા નીરખે છે! ભગવતની અકળ માયા છે.

જયન્તિલાલે પત્રનો ઘોટાળો કર્યો, અને ઇશ્વરલાલને ખાત્રી આપી, કે તેની કન્યા વરવી. પણ એ તો પત્રની ભૂલ હતી, ને જયન્તે શાન્તનુને પરણવા ના પાડી હતી. આખરે રત્નલાલ ઝવેરી અને બીજા કેટલાક સમજુ ન્યાતીલાની સંમતિથી ઇશ્વરલાલે આ કન્યાનો પોતાની

ગ્રાજીના એક જુવાન ભગવતીલાલની જોડે વિવાહ નકી કર્યો હતો.

ભગવતીલાલ બાપિકા પૈસા ઉપર તાગડધિન્ના કરતો હતો. તેનો બાપ ગણપતિપ્રસાદ એક વકીલની ઓફીસનો મેનેજીંગ કલાર્ક હતો. ભગવતીની માતા નિર્મળા હયાત છતાં ગણપતિએ એક ગુલાબના ગોટા જેવી ગુજરાતી વિધવાને પડખામાં પાળી હતી. ભગવતીને બાળક મુકીને નિર્મળા, પતિના સંતાપમાં મરણ પામી હતી, ને કેટલેક વર્ષે ગણપતી પણ રામચરણ પામ્યો હતો. ગુલાબ વંઠી ગઈ હતી. નિશાળની નોકરી મેળવીને કેટલીક ગ્રહસ્થ કુટુમ્બની બાળાઓનાં સહવર્તનનું તાડન કરી, પોતાની કુટેવોનો લાભ લઇ કેળવણીને નામે કલંક બેસાડી, આખરે રામચરણ પામી હતી, અને ભગવતી બાપિકા વારસાનો માલિક થયો હતો. સારે નસીબે બાપે તેને પરણાવ્યો હતો, પણ અઘટિત લાડમાં ને બાપની ચાલચલણના અનુભવથી તે દુરાચરણી થઈ ગયો હતો. ભગવતીની પહેલી સ્ત્રી મરણ પામી, ને તે વાંઢો થઇ ગયો હતો. ઇશ્વરલાલની શાન્તનુ અપવાદી ઠરવાથી, જયન્તે તેને તરછોડી, તેથી ન્યાત જાતમાં શાન્તનુ કોઈ ભાગ્યદોષ વાળી ગણાયાથી, ને સારા ઘરમાં કોઇએ સંગ્રહી ન હોવાથી વહેમી દાદીના આગ્રહે તેણીને ભગવતી જોડે વરાવી હતી.

ઇશ્વરલાલ દ્રવ્યનો લોભી હતો. શાન્તનુની મા ગુજરી ગયા પછી તે બીજી સ્ત્રી પરણ્યો હતો, ને તેણીને પેટે દીકરો અવતર્યા પછી શાન્તનુનો વિવાહ તુટયો, ને લોકાપવાદ ચડયા પછી તેણીની તરફ માતપિતા તિરસ્કારભાવ બતાવતાં હતાં. કુમારી શાન્તનુની આશાધાર એક દાદી હતી. એ ઇશ્વિરલાલની વૃદ્ધ માતા હતી. ઇશ્વરલાલે દ્રવ્ય લોભે ભગવતી જેવા કુચ્છંદીને શાન્તનુ વરાવી દાધી હતી.

ભગવતીએ ચંદ્રા નામની એક વખણાયલી રૂપવતી નાયકા જોડે

પ્રેમ બાંધ્યો હતો. શાન્તનુની શોક્ય ગુજરી ગઇ, ને ચંદા જોડે ભગવતી મોહ-દોરે બંધાયો. લોક લજ્જાને ખાતર, વંશપ્રાપ્તીને ખાતર ભગવતીએ શાન્તનુનો વિવાહ કબુલ કર્યો, પણ દીલ તો ચંદાના શુખનના દોરે બાંધ્યું-કેટલાક દિવસો સુધી જાહેરમાં આ કર્મ છુપું રહ્યું, પણ પછી ઇશ્વરલાલને ખબર પડી, અને તેણે ભગવતીના મિત્રોદ્વારા કુટેવ છોડાવવા યત્ન કર્યો. ભગવતી દારૂડીયો ને ફાટેલા મિજાજનો જુવાન હતો. બાપે વિધવા બ્રાહ્મણી રાખી હતી, તો દીકરો નાયકા ન રાખે? ઇશ્વરલાલની યુક્તિ નિષ્ફળ નીવડી, ત્યારે એકજ ઉપાય હાથ રહ્યો. તે પરણ્યા પછી ઠેકાણે આવશે, એમ કલ્પીને તત્કાળ લગ્ન લીધાં. ભગવતીનો હવે બીજો ઉપાય ન હતો. લગ્નારંભ શરૂ થયો, ને ચંદાને આ વાતની ખબર પડી. તેણીએ ભગવતી કને માગણી કરી કે, "હવે મને છુટી કરવી-કાં તો દીલ દીધું છે, તેવું જીવન પર્યંત રાખવું, નહિ તો મને યોગિની થવા દેવી. હવે બીજો શોક ભાઇ-બાપ છો! પતિ ને પ્રભુ, આશક ને દિલદાર તો ભગવતી! તમે નવલ કિશોરીનું સુખ ભોગવો. વંશ વધારો ને આનંદ કરો. આગે હવે તમારા નામની માળા જપાશું. ધન છે, એટલે પરવા નથી. મુરલીનું નામ-કામ અચળ રહેશે, છેવટ વૈકુંઠધામ પ્રાપ્ત થશે!"

ચંદાની આ ચતુરાઇએ ભગવતીને મ્હાત કર્યો. ચંદાનું દીલ પોતાની તરફ એકભાવે વળેલું જોઇને તે અંધ બની ગયો. 'વિષકુંભો પયં મુખં' વાળું વાક્ય વિસરી ગયો. રાંડનો ભરૂસો ન કરવાનું ભૂલી ગયો. તેણે ચંદાને વચન આપ્યું, કે "જીવન-કાળ સુધી તુંજ મ્હારી ભાગ્યદેવી!" ચંદાએ શીલસુરી કરી. "નિર્દોષ બિચારી બાળા નિસાસો મુકે, તેનો ભવ બગડે, માટે ક્ષમા કરો, ને તમે તમારી પ્રિયાના પ્રેમમાં તલ્લીન થાઓ. હવે આપણો સંબંધ પુરો થયો." ચંદાના

આ વિચારોપર ભગવતી આફ્રીન થયો. નાયકા છતાં મૃચ્છકટીકવાળી વસંતસેના જેવી નાયકા સ્ત્રી નીકળેલી જોઇને તે તો વધારે વધારે શ્રધાળુ બન્યો. અક્કલનો અધુરો ભગવતી નાયકાની કળામાં શું સમજે! નાયકાના કાયદાની બારીકી તો એનાજ ન્યાયાસન કને રહી છે! આખરે ચંદાએ ભગવતીનું જીવન હરી લીધું, ને ભગવતીએ શાન્તનુનો વિછોહ કર્યો.

શાન્તનુ સમજુ હતી. કુંવારી અવસ્થામાં પતિની રીતભાત વિષે આડકતરી રીતે ઘરના વિવાદોથી જાણીતી થઇ હતી. તે પ્રતિજ્ઞા લઈ બેઠી હતી, કે કોઇપણ પ્રકારે ધણીને ઠેકાણે લાવવો, પણ તે આશા તો મનમાંજ રહી. કુદરતે એક કલાક પણ પતિ જોડે વાત કરવાનો વખત ન આપ્યો—શાન્તનુનો કાળ મનમાંજ સમી ગયો. આશાના વૃક્ષનો નાશ થયો. ભગવતી હાથમાંથી છટકી ગયો.

શાન્તનુનાં લગ્નથી તેના ઘરમાંથી કંકાસ ટળી જાય, અને પુત્રીનો અવતાર સુધરે, ડોશી ઠેકાણે બેસે, ને પોતાનો સંસાર સુખદ નીવડે, એમ ધારીને તેના પિતાએ તાકીદે લગ્ન સમારંભ કરવા માંડયો. ભગવતીલાલે અણછુટકે મન વગર વિવાહ આદર્યો, ને વગર ધામધુમે પરણવા તૈયાર થયો. શાન્તનુ આનંદ પામી. તેની ભાગ્યદશા રૂદન કરવા લાગી. અફસોસ!

ચંદાનાં તેજમાં છવાઇ રહેલો ભગવતી પોતાની અખંડ સ્થિતીને લાત મારીને, નિર્ભય જીવન સુખનો અંગિકાર કરવો તજીને, પૈસાની પુતળીપર મોહ પામ્યો. વિવાહોત્સવ જેવો મંગળ પ્રસંગ તેમને મન સાકર બદલે ઝેર જેવો જણાયો. પરાકાષ્ટાએ લગ્નની હા પાડી; પણ ચંદાને કાને વાત નાખીને તેની આજ્ઞા લઇ આ મહાપવિત્ર કામ આરંભ્યું. મંત્ર વગરનું મળવું, ને દીક્ષા વગરનું દળવું,

તેમાં તે શું મજા! રાખના રોટલામાં વળી સ્વાદ શો? ધુળના ઢોકળામાં લ્હેજત શી?—

માણસનું મન જ્યાં સુધી સંપુર્ણ કેળવાયલું હોતુ નથી, જ્યાં સુધી પોતાનાં સાચાં સુખોનું, પોતાના કુળના કલ્યાણનું, પોતાની આશાની ઉન્નતિનું જ્ઞાન હોતું નથી, ત્યાં સુધી તેની સ્થિતી પશુ કરતાં પણ નબળી ને દયાજનક થાય છે. ભગવતી જેવા સ્વચ્છંદી, ને કુચ્છંદી પુરૂષના ભાગ્યમાં શાન્તનું જેવું રત્ન સાંપડયા છતાં કંકણ મુકી કંકરને પોષનારા, કંકુ બદલે કાજળનો ચાંલ્લો કરનારા અભાગીયાને શું કહીયે? કોનો દોષ કહાડીયે?—નવલનો, જયન્તનો, કે ભગવતીનો! સંસારમાં સુખી તો કુન્દન ને માણેક! નિર્મળ ગંગાપ્રવાહમાંથી સદા પવિત્ર પ્રેમ—જળનું પાન કરીને દુબળી કે સબળી સ્થિતીમાં દમ્પતી સમાનભાવ રાખી રહેલાં છે. જેના મનમાં સુખ દુઃખનો વિકાર નથી. જેની આશાનાં તૃણમાત્ર ક્ષોભ નથી, જેના દીલમાં મોહનો આડો પ્રવાહ નથી, જેના ધર્મમાં અણુમાત્ર રજકણો પડી નથી, અને જેનાં દમ્પતી—સુખમાં છિન્ન—ભિન્નતા નથી. એવાં સુઘડ નરના ગૃહસ્થાશ્રમનાં સુખ તો સુભાગીનેજ સાંપડે! જેની છાશ બગડી, તેનો દિવસ બગડયો; જેનું અથાણું બગડયું, તેનું વરસ બગડયું; ને જે સ્ત્રી—પુરૂષ બગડયું, તેનો જન્મ બગડયો! પારકા પૈસા પર તાગડધિન્ના કરનારી, હરામના માલ હજમ કરીને પારકે પૈસે વૈભવ ભોગવનારી, ધર્મને ગળથુથીમાં ગળીને પારકાં લોહી પી પોતે આનંદ માનનારી, ધુતારી, ઠગારી, જુઠી, વ્યભિચારી, કામી, લંપટ, બહુબોલી, ચેષ્ટાવાળી, અમૃતરૂપ ઝેરી આંખવાળી નાયકાના છંદમાં પડનારાને દોષ દઇશું, કે આ અપરાધિણી નાયકાને!—હલકી વેશ્યાના મનનો અધિકાર સંભાળતાં અપમાનના ઉંડા ગારમાં પેસનારા પાપીઓને કહીશું, કે જો તમે તેવાજ રૂપમાં તમારા સંસારની સેવા ઉઠાવો

તો ? સફેદ રંગપર ભયભીત સુખની અંજલી છાંટીને, નીચે પડેલા પાણીનું પાન કરવા કરતાં, મનની માનિતી પ્રિય ચામડી પર, કહો કે ધર્મ—ચામડી પર પ્રીતિનો સંફેદો લગાડીને અખંડ સુખનું પાન કરો, તો કેટલું કલ્યાણ થાય? પણ તેનાં અકર્મ એટલે સુજે ક્યાંથી? ઘડી ઘડીમાં છણકો કરનારી, એક પળ પણ જો તે રંડીની સેવા ન ઉઠાવી હોય, તો મિજાજના ટોપલા ઉછાળીને ધુળની વૃષ્ટિ કરનારી, તથા પગ તળે દાબીને પૈસા ઓકાવનારી ચન્ડાળણીનો મિજાજ ઉઠાવનારા, ઘર ધણીયાણીનું કાચું શુકન ન સાંભળતાં દેવાંગના જેવી દેવીઓની સેવા ન સ્વિકારતાં, પેલી પાતકી પાપીણીઓના પિંડના પુજારી બનનારાઓને શું કહીએ ? ધણીને સુજે ઢાંકણીમાં, પાડોશીને આરસીમાંએ ન સુજે !—

ભગવતીલાલ પરણ્યા—સુઘડ શાન્તનુ પતિના પ્રેમનું લાડ ભોગવવા આવી; પણ જે દિવસે ચન્દ્રરજનીનું અલૌકિક પ્રેમ—સુખ ભોગવવું હતું, તે દહાડે તો કંકાસ શરૂ થયો. ભગવતીએ પેલી ચંદાને વચન આપેલું, કે પહેલી મોજ ત્હારી !—રાત્રીના દસ વાગ્યા, અને શાન્તનુ વાટ જોતી ઉભી. પણ લાલાજી તો ચાલ્યા વાડીયે; તેણે તો ચન્દાનું સ્મરણ કર્યું. વિહ્વળ મન શાન્તનુના ગૌરવમાં ગળવા તો લાગ્યું. પેલી પરભારી પ્રીતનો ભય આકરો લાગ્યાથી તન ત્યાં ખેંચાયું—શાન્તનુના અનેક કાલાવાલા, અનેક કાકલુદી છતાં, ભગવતી ઘરમાંથી છુટયો—ચંદાને ત્યાં પહોંચ્યો. નિર્મળ શાન્તનુએ પહેલી રાત્રીયેજ પતિના નામનું પોકળ શ્રાધ્ધ કર્યું. આખી રજની વિલાસ બદલે વિલાપમાં ગુજરી—પ્રભાતે બિચારી શાન્તનુ પોતાને પિયર ચાલી ગઇ—સાત વાગ્યા. સુર્યોદય થયા છતાં પતિનાં દર્શન ન થયાં, એટલે મુઝાયલી મેના પિયર ચાલી ગઇ—ભગવતીલાલ પધાર્યા, તો ઘરમાં ઘર હતું ! દયાળુ મનની શાન્તનુનું હૈયું ભરાઇ આવ્યું. પોતાની વીતક

કોને કહેવી ? મા વિના કોની કને ફરિયાદ કરે ! દીકરીને મા વિના બીજા કોનો આશરો હોય ! પિતાને કંઇ એવી વાત કહેવાય ? વૃદ્ધ પિતામહીને કાને એ વાત કેમ નખાય ! સાવકી માતાને આ કર્મ–કથા કહીને તેનાં કાળજાં ટહાડાં કેમ કરાય ! મનની વાત બહાર પાડીને પોતાના ભવિષ્ય–નાવને કેમ ડુબાડાય ? શાન્તનુ શાન્ત રહી–પણ ઘડી પ્રતિઘડી અંદરથી દુઃખનો ઉછાળો આવે, ને આંખમાં પાણી ટપકવા લાગે, તે કેમ છુપાવાય ! જ્યારે ડોશીએ જોયું, ત્યારે તેણે શાન્તનુને છાતી સાથે ચાંપીને પુછ્યું. ડોશી સારી રીતે જાણતી હતી, કે ભગવતી પરસ્ત્રી લંપટ છે, તેથી દીકરીને દુઃખ દીધું હશે; પણ બીજો ઉપાય નહોતો. શાન્તનુ કંઇ પણ ખુલાસો કરી શકી નહિ–બાળક દીકરીને બોધ શો કરવો ? સમજુ હોય તો ધણીને સુધારવાની શિખામણ આપી શકાય ! આ મુગ્ધાને શું કહેવું ? ડોશીએ સમસ્યામાંજ સમજાવી, ને શાન્તનુના હૃદયનો ભાર અશ્રુથીજ ઓછો થઈ ગયો–આ નાટકની ઇશ્વિરલાલને ખબર પડી. સાવકીના જોવામાં શાન્તનુનાં અશ્રુ ને ડોશીનો દિલાસો આવ્યો. તેણે વ્હાલા ધણીને વાત કહી, અને તે ઉશ્કેરાઇ ગયો. દીકરીની દાઝે નહિ, પણ પોતાના દરજ્જાને લીધે તેણે ભગવતીને ઠપકો દીધો. ભગવતી બોલી ન શકયો, પણ મન સંકલ્પ કર્યો, કે ‘ શાન્તનુ મારી બ્હેન છે !” અફસોસ ! ગજબ થયો !

* * * *

ભગવતી દોડતો દોડતો ચંદાને ત્યાં ગયો; ને પોતાની પ્રતિજ્ઞા જાહેર કરી. ચંદાએ તેને પુષ્પે વધાવ્યો, પણ ખાસડાં ઉતારવાની જગ્યાએ બેસાડયો ! અફસોસ ! સંસારની આ કઠણ કઠણોમાંથી પસાર થનારા સંસારી મહાત્માઓ, પ્રેમ–તપ વડે જે ત્રૈલોક્યનું અખંડ સુખ ભોગવીને દમ્પતી સહ, કુટમ્બ સહ શાન્તિ પામે છે, તેમનું આ અભાગીયાઓને ભાન કયાંથી હોય ! જ્યારે દ્રવ્ય નાશ પામે, અને સ્વાર્થી

ચંદાઓ ઉંબર બહાર હડસેલી કહાડે, ત્યારેજ તે પોતાની પ્રિયાને યાદ કરે। કાં તો પછી આપઘાત કરે, ને કાં તો એવા પાપીઓ મહા રોગે મરે।—

ચંદા જેવી ચતુર નાયકા પોતાના પગપર કુહાડો મારે, અને ભગવતીનું સુખ સાંભળે, એ તે સંભવેજ શી રીતે? સ્વાર્થ પરાયણ કુલટા હાથમાં આવેલો હીરલો મુકીને પરમાર્થ બુદ્ધિનો ઉપયોગ કરે, એ બનેજ કેમ? તેથી ઘણા હેતથી ભગવતીને વધાવવા લાગી। પ્રેમી તો એજ, દીલદાર તો એજ, આશક તો એજ, એવાં વિવિધ વિશેષણોથી પ્યાર કરવા લાગી, અને આવેશમાં આવીને આશકને બાથ ભીડી ભેટી પડી. જગતની તારક દેવડી હોય, એમ ભગવતીએ તેને જીવન સોંપી દીધું. 'બોલ, બોલ, રસીલી રમા? બોલ. તું કહે, તો ત્હારાપરથી શાન્તનુને કુરબાન કરૂ!" ભગવતી બોલ્યો. પ્રચંડ રાક્ષસી, ઝેરી નાગણ, પ્રપંચી પીશાચણી આ તક કેમ જવા દે! તેણી હણુકો કરતી, જાણે કૃષ્ણ કને રાધાજી રીસામણું કરે, તેવી માત્ર ચેષ્ટા કરતી, નહિ કે પ્રેમ–લક્ષણા ભક્તિના ભાવ વડે, શુદ્ધ અંતઃકરણથી સતી જેમ પતિને ચાહે, તેમ ભજતી બોલી હોય! તે તો દમ્પતીનાં અખંડ સુખમાં ઝેરનો દારૂ મુકીને સ્વાર્થનો દવ લગાડવા બોલી—"જો સાચા પ્રેમી હોય, તો શાન્તનુનો પરિત્યાગ કરો—જેમ મેં જીવન આપ્યું, તેમ તમે પણ જીવન અરપીને પ્રેમના કાચા સુતરને તાંતણે બંધાઓ—" જાણે કેવી સતી રમા હોય, જાણે મીરાંબાઇ પેઠેમ શ્રી ગિરિધરલાલજીને જીવન–અર્પવા તૈયાર થઇ પડી હોય, તેમ ચાળા કરવા લાગી. ભોળો, ભમેલો, ભોગી ને મોહાંધ ભમરો ભોળવાઇ ગયો. "જા, શાન્તનુ મ્હારે બ્હેન જેવી છે—" આટલું બોલતાં તમ્મર આવી—ચંદાએ પકડી લીધો—પણ એકજ ઘડીમાં તેનો પ્રાણ યમદ્વાર પ્હોંચી ગયો. સૌભાગ્યવતી શાન્તનુ થોડાજ કલાકની સજીવ

જીંદગીમાં રંડાણી. બાળવિધવાનો કાળો પોશાક કર્મે ચોંટયો. હજી હાથ કંકણ છુટયાં ન હતાં, ત્યાં રંડાપો આવ્યો. હજી પતિના સમાગમમાં આવી નથી, ત્યાં વિધવા થઇ–અફસોસ !—

ચંદાનું ચંદ્રમુખ ઘેરાઇ ગયું. તેણી ભગવતીના શરીરપર અચેત પડી–તેનાથી કારમી ચીસ પડાઇ ગઈ. પોલીસનો સિપાઇ આવી ચડયો, ને બન્નેને પડેલાં જોઇને સીપાઇ તાકી રહ્યો. રસ્તામાં માણુસ એકઠાં થઇ ગયાં, અને નાયકાએ ભગવતીના અકાળ મરણથી રડતે સાદે બૂમ મારી. રસ્તે જતી ગાડીઓ ઉભી થઇ રહી. શોખીન સજ્જનો આ બનાવ જાણીને ખેદ પામી ચાલતા થયા. ધનવંતના દીકરાનાં દુરાચરણનો આમ અંત આવેલો જોઇને સમજુ ને શાણા લોકો ખુશી તો ન થયા. એક પળમાં નગરને ચૌટે વાત ફેલાઇ ગઇ. પોલીસની ધાડ આવી. ચંદા નાયકા ચાકડે ચડી–આતુર ભોગીનો લાભ લઇને ઉછરતી આશાવંત બાળિકાનાં જીવન–સુખપર સ્વાર્થનો કુહાડો મારવા જતાં નાયકા પોતેજ સપડાઇ ગઇ. એક કલાકના ભયંકર કાળમાં ઘરની જે મુડી હતી, તે વેરવી પડી. નિર્દોષ છતાં કાળ–રાક્ષસોની નજરમાં તે અપરાધી લાગી, ને તે અપરાધમાંથી છુટવા માટે અનેકને ફસાવી, ગળાં રહેંસી, ભૂલ ખવરાવી, શરમીંદા કરી, બહાર કહાડીને નાણું જમાવેલું તે એજ માર્ગે ગુમાવ્યું. ધન ચાલ્યું ગયું. ‘ જર ચાહે સો કરે ’ તેમ ચંદાને હવે ધિરજ મળી. ભગવતીનાં સગાં–વ્હાલામાં ઇશ્વરલાલ મુખ્ય હતા. તેને જાણ થઇ; તે પણ ફાળ ભરતો આવ્યો. જુરીના ડાકટર ને સરકારી મંડળ આવ્યું. તપાસ ચાલી. ચંદા નિર્દોષ ઠરી, ભગવતીનું હૃદય બેસી જવાથી તે મરણ પામેલો ઠર્યો. લાસને સગાંને હવાલે કરી. મીંઢોળ બાંધેલી શાન્તનું ભવિષ્ય ફુટી ગયું ! રંડાના પાપમાં પતિને ગુમાવનાર નિર્દોષ બાળા, એક દિવસના પરણેતરમાં વિધવા થઇ ! હજી હાથ–કંકણ

છુટયાં નથી. હજી ગોત્રજઆણ્યાં કર્યો નથી. હજી ભવાની માતાને પગે પડયાં નથી. હજી મહારાજનાં મંદિરમાં જઈ ચરણસ્પર્શ કર્યો નથી. હજી સગાં કુટમ્બોમાં જઇ મળ્યાં હળ્યાં નથી. હજી સખી-મિત્રોમાં હાસ્યવિનોદ કર્યો નથી. હજી પતિ ને પત્નિનો સ્નેહ-સંયોગ થયો નથી. હજી લગ્નની પ્હેલી રાત્રીનું સુખ સ્વપ્નામાં જોયું નથી. હજી સ્વામીની સોડમાં સંતાઇને શાન્તિ મેળવી નથી. હજી શરીરના ઉછળતા અવયવો સ્વામીની સેવામાં મુક્યા નથી. હજી મુખની વાણી અને હાથનું.પાન પતિ-પ્રભુના મુખમાં ધર્યું નથી. એટલામાં આ મનોરમા મુગ્ધા પતિહીણુ થઇ ગઈ.

આર્ય ધર્મશાસ્ત્ર પ્રમાણે ચતુષ્પદી સંસ્કાર થઇ ગયો. તે પછી કન્યા એક સ્રીરૂપ ગણાય છે, ને તે પછી જો પ્રભુ રૂઠયો હોય, ને પતિ સંગથી તે છુટી પડી હોય, તો અખંડ જન્મ વિધવાપણું ભોગવવું પડે છે; પણ કેટલાક પંડિતોએ તે માટે એવો નિર્ણય કર્યો છે, કે પતિ સમાગમ વગરની કેવળ પવિત્ર ને બ્રહ્મચારી રૂપ બાળા જો આ રીતે વિધવા થાય, તો તેમણે ફરીને 'નિયોગ-લગ્ન' કરવું; પણ પુનર્લગ્ન કરવું નહિ !! નિયોગ ને પુનર્લગ્નની રૂઢીમાં ફેરફાર છે. નિયોગ ખરા લગ્નનો ભાગ ગણાય છે; બીજું નાતરૂં કે ઘરઘરણું કહેવાય છે. આ છેલ્લો ન્યાય ક્ષુદ્ર વર્ણ માટે છે. ઉચ્ચ આર્ય વિધવાઓને પુનર્લગ્નનો અધિકાર નથી. પ્રાચીન કાળમાં દાનવો વગેરે પુનર્લગ્ન કરતા હતા; પણ બ્રાહ્મણો વગેરે ઉચ્ચ પ્રજામાં તે નહોતું; એક તો પસંદગીનાં લગ્નથી વરતાં હતાં; એટલે દમ્પતી પ્રેમ એટલો દૃઢ રહેતો, કે વિધવાને અન્ય પુરૂષનું મોં જોવું ગમતુ ન્હોતું, ને પતિ-વિયોગે દેહ ઝુરાવતી-ભગવત ભજનમાં જીવન ગાળતી હતી. હાલના કાળમાં બાળ-લગ્ન થાય છે, ને નાની ઉમરે પરણાવીને લાકડે માંકડું વળગાડી દે છે. એવા રિવાજને લીધે નાદાન બાળા વિધવાપણાંનો ભોગ

થાય, અને જડ ઘાલી બેઠેલા રિવાજોને શરણુ થવું પડે, તો લાચા-રીએ તેમ કરે; પણ નાદાન અને પ્રેમહીણુ બાળા કામ તથા મોહને તાબે થઇને, શારિરીક બળ સંભાળી શકવાના અભાવે અને કુસંગતને લીધે દુરાચરણના મંદિરમાં પ્રવેશ કરીને નીતિભ્રષ્ટ થાય, એ બનવા જોગ છે; તો તેવી કેવળ નાદાન બાળાઓને નિયોગ લગ્નની જરૂર હોવી જોઇએ; પણ કેવળ કામાગ્નિ શાન્ત કરવા, બે બાળકોની મા જેવડી લડીઓ ફક્કડ ને અક્કડ થવા જો પુનર્લગ્ન કરે, તો તે વ્યભિ-ચાર વિના બીજું કંઇજ કહેવાય નહિ! એવા પુનર્લગ્ન કરનારાં વ્યભિચારી જોડાં કળિમાં થોડાં નથી! કામ તૃપ્તિ કરવાના આવેશમાં કેવળ સંસારને હાની પહોંચાડવી, અને સ્વતંત્ર મનને આડે રસ્તે દોરવવું, એ સમજુ તો કદી કરેજ નહિ; પણ જેના મગજમાં કામનો ધુમો પ્રજળતો હોય, જે નિર્લજ, કામી, નષ્ટ હોય, તેજ એવું કામ કરે! કેટલાક કહે છે કે વિધવા છુપી રીતે વ્યભિચાર કરીને બાળહત્યા કરે છે! પણ વિધવાઓએ પોતાના મનને એ માર્ગે મુકવુંજ શા માટે જોઇએ? ભલે જુવાન હોય, ભલે સ્વરૂપા હોય, ભલે નાદાન હોય, પણ સંસાર ભોગવ્યા પછી તો તેણે પતિ પ્રેમને ખાતર વૈધવ્ય ભોગવવુંજ જોઇએ. કેટલાક મ્હોડે બકનારા સુધારકો, ને બીજાને બાવા બના-વીને પોતાની બ્હેન, દીકરીઓને વૈધવ્યની ધુંસરી લગાડનારા બકવા-ખોરો બીજાનેજ જતી કરે છે! આર્ય ધર્મમાં વિધવાને મુંડન કરાવવાનો, અને શણગાર સૌભાગ્યનો ત્યાગ કરવાનો એજ હેતુ છે. હાલના કાળમાં જ્યારે નાજુક બાળાઓ વિધવા થાય છે, અને તેને નિયોગ લગ્ન પણ કરાવતા નથી; તેઓ વેશ રાખે છે! સઘળા શણગાર પહેરવા દે છે, ચુડી બદલે બંગડી પહેરાવે છે, ને તે રીતે શાન્તનુ પણ એવાજ વેશમાં રહી શકશે; પણ તેથી માનસિક શક્તિ પર કેવી અસર થાય છે, તે જોઇએ.

# પ્રકરણ ૧૩ મું.

## વિધવા વિવાહનો સવાલ.

"અંગ્રેજી કેળવણીને પરિણામે આર્ય ધર્મના ઉત્તમ વિચારો આ દેશમાં શિથીલ થઇ જવાથી, હિંદુ ન્યાતોનો મામલો એવો ચક્કર ભ્રમણપર ચઢયો છે, કે જો કોઇ ધર્મ વીરપુરૂષે, આર્ય ધર્મના સંહારની જે આસુરીનીતિ પ્રવર્ત્તાવેલી છે, તેનો ઉચ્છેદ કરવા બીડું ન ઝડપ્યું તો, આર્ય સનાતનને શાશ્વત ધર્મનો લોપજ અંતમાં દેખાય છે. ભાટીઆ જ્ઞાતિ સરખી ધર્મ સંબંધે મોટી આસ્થા ધરાવનારી જ્ઞાતિમાં પણ, જ્યારે ભર મહાજન વચ્ચે, વિધવા વિવાહની હિમાયત કરવામાં આવે, ત્યારે તે ઉપરથી દેખાય છે, કે સુધારાવાળાઓને ધર્મ વિરૂધનો સુધારાનો ઝુંડો લોકોએ મુગા તીરસ્કારથી ચાલુ રાખવા દીધાથી, ઓછી સમજના હિંદુઓના મનમાં, તેવા ધર્મ વિરૂધના સુધારા તરફ દોરવાઈ જવામાં બહુ નુકસાન ઉપજાવનારૂં ઉત્તેજન મળ્યું છે. નિગ્રહ અને નીતિના ઉંચા વિચારો ઉપર રચાયલા આર્ય ધર્મની શ્રેણી વિષે, હિંદુ યુવાનોને જ્ઞાન આપવાના સંબંધમાં અત્યાર સુધી અતી ઘણી બેપરવાઈ, લોકો તરફથી રાખવામાં આવી છે. જ્ઞાનના અભાવને લીધેજ કેટલાક હિંદુઓ આજે વિધવા વિવાહની વાતો અલેલટપે કરવા નીકળે છે. પારાશર સ્મૃતિમાંના એક તકરારી શ્લોકને આધારે વિધવા વિવાહ સશાસ્ત્ર હોવાનું ઉગતા યુવાનો પણ પોતાના વૃધ્ધો આગળ ફેંકતા અચકાતા નથી. કેટલાકો વળી પુરૂષ અને સ્ત્રીઓના હક પુનર્વિવાહના સંબંધમાં સરખા હોવાનું જણાવી, પુરૂષો જ્યારે એક બે ને ત્રણ વાર પરણે, ત્યારે સ્ત્રીઓને તેઓ બાળવિધવાં હોવા છતાં પણ શા માટે ફરી ન પરણ-

વા દેવામાં આવે, એવો સવાલ ઉઠાવે છે. આમ જોઇએ છીએ, તો વિધવાઓની દુઃખી જીંદગી માટે જાણે આ વિધવા વિવાહની તરફેણ કરનારાઓનેજ દિલસોજી હોય, ને વિધવા વિવાહની વિરૂધ પડનારાઓને તેવી દીલસોજી ન હોય તેમ, વિધવા વિવાહનો ઝુંડો પકડનારાઓ જુના વિચારવાળાઓના કહેવાતા ઘાતકીપણા સામું ટીકા કરવા મંડી જાય છે. તેમ કોઈ કોઈ દાખલાઓ ટાંકી પ્રાચીન સમયમાં પણ વિધવાઓને પુનર્વિવાહ કરવાની છુટ હતી, એવો વિચાર વળી દર્શાવવામાં આવ્યો હતો. વિધવાઓનાં નાતરાં એટલે 'કણબીનો કુઓ ને એક મરે ને બીજો ઉભો' તેવાં નાતરાં, સઘળી ઉંચી ન્યાતોમાં દાખલ કરાવવાની તરફેણ કરનારા સુધારાવાળાઓ તરફથી જે સઘળી દલીલો હિંદુઓને વિધવાઓના પુનર્વિવાહના ખોટા માર્ગ તરફ ઘસડી લઈ જવા માટે કરવામાં આવે છે, તેવીજ સઘળી દલીલો, પોપટજીની પેરે નીચલી પાયરીએ ઉતારી પાડી, વિધવાઓને નાતરાં કરવા દેનારી ઉતરતી ન્યાતોની પંક્તિએ ઘસડાઈ જવા દેવા સામું, પોતાની ખુલ્લી નાપસંદગી જાહેર કરી છે.

"વિધવાઓના પુનર્વિવાહના સવાલનો નીવેડો વખતો વખત બીજી ઉંચી હિંદુ ન્યાતો હજુર, એ સવાલને રજુ થતાં આવતો રહ્યો છે. ઉંચી હિંદુ ન્યાતોના પુનર્વિવાહ વિરૂદ્ધના એવા મજબુત આગ્રહ માટે, ધર્મ–શાસ્ત્ર–શુચિ લગ્નનું રહસ્ય અને પવિત્રતા–સ્ત્રી પુરૂષનો સંબંધ ને પાતિવ્રત્યનું મહાત્મ્ય–પરલોકમાં પણ સ્ત્રી પુરૂષનો સંબંધ કેવો છે, તે ન સમજનારા આર્ય ને અનાર્ય વ્યક્તિઓ તરફથી તેમની ખોટી નિન્દા કરવામાં આવે છે, પણ તેવાઓ સમજતા નથી કે ધર્મના કેવા ઉંચા વિચારોને અનુસરીને ઉંચી ન્યાતોએ વિધવાઓના પુનર્વિવાહને વર્જીત ગણેલો છે હિંદુઓની ઉતરતી ન્યાતોમાં તો વિધવાઓના પુનર્વિવાહની સંપુર્ણ છુટ છે–નાતરાં

ચાલુ છે—છતાં એ ઉતરતી ન્યાતોમાં પણ આબરૂદાર કુટુંબની સ્ત્રીઓ ગમે તેટલી બાળક વયે વૈધવ્યને પામવા છતાં તેમના પુનર્વિવાહ થતા નથી. ખરી વાત એ છે કે લગ્નની ગાંઠને અસલના વારાથી આર્યોએ એવી પવિત્ર માની છે, કે એ ગાંઠ કોઈ પણ રીતે લુલી થાય, તેવું કરવા સામું તેમનાં શાસ્ત્રો મજબુત વિરૂદ્ધતા દર્શાવે છે. કોઇ પણ સ્ત્રીએ યુવાન વયમાં વીધવા થવું, એ એક અસામાન્ય બનાવ છે, ને તેવો બનાવ તેણીના દાખલામાં બનવા પામ્યો, તે તેણીની આગલી જીંદગીનાં નબળાં કર્મોને લીધેજ બનવા પામ્યો, એવા હિંદુઓના ધર્મનાં ફરમાનો છે. બીજી વર્ણોની પેઠે હિંદુઓ કંઈ મનુષ્યની આ જીંદગી પુરી થઈ, એટલે પાછું મનુષ્યાવતારને પ્રાપ્ત થવાનું નથી, એવા અક્કલ વગરના વિચારો સ્વિકારનારા નથી. હિંદુઓ તો પોતાના ઋષિ મુનીઓએ ધર્મના જે માનનીય સિદ્ધાંતો નક્કી કર્યા છે, તે સિદ્ધાંતોને અનુસરીને માને છે, કે મનુષ્યોને અનેક અવતારો લેવાના છે, ને તેમનાં સારાં નઠારાં કર્મોથી તેમને જે સુખદુઃખ પ્રાપ્ત થાય છે, તેનું ભોગાયતન કર્યાં વગર તેમનો છુટકો નથી. તે વિચારને અનુસરીને તેઓ માને છે કે કોઇ સ્ત્રી જો યુવાન વયે વિધવાસ્થાને પામી, તો તે તેની આગલી જીંદગીનાં નબળાં કર્મોનુંજ પરિણામ હોવું જોઇએ, ને તેથી તેણીએ પોતાની વિધવાવસ્થાનો ઉપયોગ સંસારની બેડીમાંથી, તે કેટલેક અંશે મુક્ત થયલી હોવાથી, ધર્મનાં કાર્યોમાં વિશેષ ગાળવો કે જેથી ગઈ જીંદગીનાં નબળાં કર્મોની અસર દુર થઇ જઈ, તેની ભવિષ્યની જીંદગી સુખી નીવડે. હિંદુઓમાં કામવાસનાને બને તેમ દાબી દઇ, નીગ્રહના વિચારને બહુ પ્રાધાન્ય ગણેલો છે. એ ખરૂં કે નીગ્રહનો એ વિચાર સ્ત્રી તેમજ પુરૂષ સર્વેને સરખી રીતે લાગુ પાડે છે, ને મોટી ઉમરના પુરૂષો પ્રજોત્પત્તિના કારણ સિવાય, કામવાસનાના વિચારથી, ફરીથી

લગ્ન કરવા નીકળે, તે પ્રત્યે કદી પણ પસંદગી બતાવી શકાય નહિ: એમ છતાં તેપરથી વિધવાઓના પુનર્વિવાહની હિમાયત કરવી, ને જણાવવા નીકળવું, કે ઘરડા પુરૂષો પાછા પરણે, ત્યારે બાળવિધવાઓને શા માટે નાતરાં કરવા ન દેવાં ? દલીલ તો એક ખરાબીને દૂર કરવાને બદલે તેની સાથે બીજી ખરાબી–ને તે વળી બહુ મોટી ખરાબી–દાખલ કરવા સરખીજ આંધળી દલીલ કહી શકાય. વિધવાઓના પુનર્વિવાહની હિમાયત કરનારાઓએ આ બાબતનો કદી વિચાર કીધો છે ખરો, કે યુવાન પુરૂષો મોટી સંખ્યામાં નાની ઉમરમાં મરી જવાના બનાવ ને તેથી તેમની સ્ત્રી વિધવા થવાના બનાવો શાથી બનવા પામે છે ? વિધવાઓને નાતરાં કરાવવાનો વિચાર કરનારાઓ આ મોટા ગંભીર સવાલનો તો ક્ષણભર પણ વિચાર કરતા નથી, કે શા માટે યુવાન પુરૂષો મોટી સંખ્યામાં હમણાં હમણાં મરવા પામે છે ? મનુષ્યોનાં થઇ ગયલાં એવાં ટુંકાં આયુષ્યનાં કારણો શાસ્ત્રોની આજ્ઞાઓને નહિ અનુસરી, બીજી રીતે પોતાની જીંદગી ચલાવવાનુંજ પરિણામ ધારી શકાય; તો આ પણ ખરૂં કે જે નીતિમાન શાન્તિની સુખરૂપ જીંદગી નિવૃત્તીથી ગાળવાનું, પ્રવૃત્તિ પરાયણ પરચક્રને લીધે, આ દેશમાં હાલના સમામાં અશક્ય થઇ પડ્યું છે, તેને લીધે પણ એમ થયલું હોવું જોઇએ. તે સાથે એ પણ સત્ય છે, કે એ પ્રવૃત્તિ પરાયણ પરચક્ર પણ આ દેશમાં દાખલ થવા પામ્યું છે, તે હિંદુઓ પોતાના શાસ્ત્રોની આજ્ઞાઓનું ઉલંઘન કરી, ઉલટી રીતે પોતપોતાનો વર્ણાશ્રમ ધર્મ ચુકી, ધર્મથી બહિષ્કૃત થયેલી જીંદગી ગાળવાનુંજ પરિણામ છે. એ સઘળાં તેમનાં આગલાં કર્મનાં ફળ માત્ર છે, ને શાસ્ત્રોક્ત જીંદગી ગાળવા વગર અને નઠારાં કર્મોનો ત્યાગ કરી, સારાં કર્મોને અનુસર્યા વગર, હિંદુઓ કદી પોતાનો ઉદ્ધાર કરી શકવાના નથી. વિધવાઓના

પુનર્વિવાહનો સવાલ, 'વિલાયતના સ્વચ્છંદી રીતે દરવાજા ઉઘાડા મુકવા'નો સવાલ અને વર્ણાશ્રમધર્મને નષ્ટ કરવાનો સવાલ, એ સઘળા સવાલો તો હિંદુ ન્યાતોને અધોગતિને માર્ગેજ દોરવનારા છે, ને તેવા વિચારો પોતાનામાં ચાલુ રહેવા દીધાથી, હિંદુ ન્યાતો ભવિષ્યમાં મોટી દુર્દશાનેજ પામશે." "ગુજરાતી"

## પ્રકરણ ૧૪ મું.

### બાળવિધવાઓની સાંસારિક વિટમ્બના !

ચતુર ચપળા શાન્તનુ ચકોર હતી. તે લગ્ન થયા પહેલાં સારી રીતે જાણુતી હતી, કે પોતાના સ્વામીનાથે મનની સ્વતંત્રતાને પરબન્ધનમાં મુકેલી છે ! સુરત ને મુંબઇના સહવાસમાં, નવી કેળવણી ને નવા સુધારાના દેખાવડા જમાનામાં, કાયસ્થની કેળવાયલી કોમની ભપકાભરી ને સુઘડતાઇવાળી ટાપટીપમાં, ઇસ્ક અને ભપકાના દમામમાં મનની મોજને કેમ માર્ગ આપવો, એ તેનાથી અજાણ્યું ન્હોતું–જુવાન. કુમારિકાઓ એવી એવી તાલીમ હાલ તો સ્કુલોમાંથીજ સંપાદન કરતી ! વર–વહુની રમતો રમતી, એક બીજાં રીસામણાં, મનામણાં કરતાં, અને ધણી ધણીઆણીની રસીલી રંગીલી રમતો પણ વિસરતાં નહિ ! આ સર્વે બાળપણામાંથી શીખે, પછી શાળાઓમાં નવા નવા શિક્ષકોના હાથમાં રાસ–વિલાસનું રમકડું થઇ જાય, અને તેમાં તે કંઇક રસ પીયે. વળી નાટકો જોવા જાય, ત્યાંથી પણ બે બોલ ખાટા મીઠા શીખી આવે. વળી રસ–ઘેલી વાર્તાઓ વાંચે, તેમાંથી પણ મનના ફુટતા અંકુરોને આશરો મળે, આ રીતે આજના જમાનામાં ઉઘરતી કુમળી-કુમારિકાઓની માનસીક સ્થિતી નબળી પડી

જાય, ને તેવી અનુભવી બાળા જો બાળ વિધવા થાય, તો તેની શી સ્થિતી થાય! શાન્તનુ પોતાના સ્વામીની કૂટેવોને કોઇ પણ પ્રકારે ડંસ દેવા હિમ્મત રાખતી હતી; પણ એક કલાક પુરતો સમય વિનોદ કરવાને મળ્યો નહિ, ને તેટલામાં તો સૌભાગ્ય પર કાળી વાદળી છવાઈ ગઇ. શાન્તનુના કાનમાં પતિના મરણનો અવાજ જતાં તે ઢળી પડી. અકસ્માત ભાગ્યપર પડેલો કૂહાડાનો ઘા આ પુષ્પકળી સહન કરી શકી નહિ. મુર્છામાંથી વૃદ્ધ ડોસીએ શાન્ત કરી, અને સર્વે તેના સ્વામીને ઘેર ગયાં. ભગવતીનો સ્થુળ દેહ ત્યાં લાવ્યા, ન્યાતમાં હોહાકાર થઇ રહ્યો. મંદીરમાંથી મહારાજને બોલાવ્યા. શાન્તનુના ગુરૂ રમાનાથજી મહારાજ પધાર્યા. તેમની કનેથી બ્રહ્મ સ્મરણનો મંત્ર ગ્રહ્યો હતો! ને શાન્તનુ પર જે ગુરૂનો માયાવી પ્રેમ હતો—તે પધાર્યા! પતિવિયોગીની કુમારિકાના સૌંદર્યે પર મોહી પડેલા, ને તેની નમણાઇ પર અંધ થયલા રમાનાથજીએ કુમારિકાને અશ્રુપાત કરતી નિહાળી મોહદષ્ટે તેને શાન્તિ આપી, ને ભગવતીનો સાંસારિક શાન્તીનો મોક્ષ આપીને મંદીરે પધાર્યા. આ સમયે રમાનાથજી મહારાજને જાણે શાન્તનુની કાળી ભ્રમરે, રૂપેરી ગગન જેવા મુખડાપરથી બાણ માર્યું હોય, તેવો મોહ લાગ્યો. નિર્દોષ શાન્તનુ રંડાણી. ચૂડી કર્મ કર્યું. બૈરાંઓએ રડયું કુટયું—છાજીયાં લીધાં, અને સબને સ્મશાન દાહ કરીને ડાઘુઓ આવ્યા. મરનાર મરણ પામ્યો, પણ જીવતાંને મારી ગયો. શાન્તનુ પર તરેહવાર વિટમ્બના પડવા લાગી, તેની સાથે આજે એક ઇશ્વર ને બીજી માતામહિ વૃદ્ધ ડોસી હતી. પિતા તો માત્ર લોક લજ્જા જેટલીજ પ્રીતિ દેખાડતો હતો. સાવકીના મનમાં તો સંતાપ હતોજ નહિ! દીકરીના ડહાપણે પોતે તાગડધિન્ના કરવી, એજ સંકલ્પ કરતી હતી. દીકરી રંડાણી તેનો બળાપો કરવા બદલે મોટે સાદે, ને આનંદને ગળે રાગડા કહાડતી હતી. એ રાગડો દીકરીના

ધનનો મદ દેખાડતો હતો. જનેતા વગર, અરેરે ! મા વગર આ કાળે દીકરીનું દુઃખ કોણ બહાર દેખાડે ! અનાથ કન્યાને છાતીમાં દાબીને તેનાં મોતીડા જેવાં આંસુડાં કોણ બંધ કરે ! દીકરીની વતી મા વિના બીજું કોણ રડે ! દીકરીના રંડાપાએ માવડીઓ છતે ધણીએ શોક બતાવે છે, એનો શાન્તનુને તો ઓરતોજ રહ્યો. જગતમાં જનેતા ક્યાં છે ? નવ માસ સુધી માંસલભાર ઉપાડીને કેટલાંક વર્ષ સુધી સ્નેહભાવે ઉછેરીને આશાનુ વૃક્ષ બનાવી પરઘેર સોંપીને પણ તેની જીંદગીના સુખ–દુઃખની કાળજી કરનાર, દીકરીનું સીમંત, તે વેળાનું લાડ અને પ્રસુત પુત્રી મરતી વખતનું સાનિધ્ય રૂદન તો જનેતાથીજ જણાય ! ધન્ય છે, પુત્રીઓને કે જેની માતાઓ વૃદ્ધ છે. દસમે દિવસે મુંડન કરવાનો સમય આવ્યો. ન્યાતની રંડાઓ એકઠી થઈ. વિધવાને વપન કરાવવાનો આગ્રહ થવા માંડ્યો. વૃદ્ધ ડોસીએ હઠ લીધી. એક દિવસના પરણેતરમાં વાળ મુંડાવવા ના કહી. ધર્મશાસ્ત્ર પ્રમાણે સુતક લાગે, માટે ક્ષૌર કરાવવુંજ જોઇએ. છેવટે વાળના છેડા કપાવી નાખ્યા, માથું ધોઈ નાખ્યું, અને કર્મ વિધી કરી–દયામણી બાળા મુગી થઈ ગઈ. તેનું આ જુલ્મ વેળા શું બળ ચાલે ! શું બોલી શકે ! વડીલની મર્યાદા જાળવી. જો એક વૃદ્ધ ડોસી ન હોત, તો કોણ જાણે શાન્તનુની કેવી માઠી દશા થાત ! ભગવતીની ઉત્તરક્રિયાનો સમય આવ્યો. તેના ગોત્રીઓ વારસા–હિસ્સા માટે બહાર પડયા. ઇશ્વરલાલ દલાલે ચાલાકી વાપરી, અને રત્નલાલ ઝવેરીનો આશરો લીધો. રત્નલાલ જેવા રૂવાબદાર ગૃહસ્થ આગળ ન્યાતીલા બકરી જેવા હતા. વેણીઓ લગાર પાછળથી ગડબડ કરતો, પણ મોં આગળ તો મીંયાંની મીંદડી જેવો થઈ રહેતો. રત્નલાલે સર્વ સમાધાન કરી આપ્યું. એક ગોત્રીય કને સરામણું કરાવ્યું, ને વર્ષ દીવસ ક્રિયા કરવાનો ઠરાવ કરીને તેને એક હજાર રૂપીઆ આપ્યા.

ભગવતાના વારસામાં એ લાખની અસ્કયામત હતી. એક બંગલો હતો. રત્નલાલના કમ્પાઉંડ જોડે તેની ગાર્ડન હતી, અને દાગીના તથા નોટો–શેરો હતાં. રોકડ નાણું થોડું હતું. આ સર્વ મિલ્કત રત્નલાલ તથા ઇશ્વરદાસે પોતાને હસ્તક લીધી. બાઇ હજી ઉમર નાલાયક હતી, એટલે ટ્રસ્ટ કીધું. રત્નલાલ અને ઇશ્વિરલાલ તથા શાન્તનુ ને મેરવાનજી સોલીસીટર પણ ટ્રસ્ટી થયા. પવર લીધો. ચંદા રડી રહી. શાન્તનુએ ભગવતીના નામનું પોકળ શ્રાદ્ધ કર્યું. ઇશ્વરલાલ નિવૃત્ત થયો. દીકરીનું દુઃખ બહુજ લાગ્યું. વટલેલ વ્યભીચારી જમાઇ ગયો, તેથી સંતાપ ટળ્યો. દીકરીના પૈસાના પોતેજ ધણી થવાના, ને તાગડધિન્ના કરવાના, એ ખ્યાલમાં આ પાપી બાપે શાન્તિ મેળવી. શાન્તનુની સંભાળ કરવાનું બીડું ડોસીએ ઉપાડયું. રત્નલાલ ઝવેરીની પાડોશમાં શાન્તનુ સુખથી રહેવા લાગી. રત્નલાલે તેણીને નીલમ જોડે પીછાણ કરાવી. બન્ને સહચારીની થઇ. ભગવત કથામાં બાળા આવવા લાગી. ગુરૂ સત્‌ચિદાનંદની કથામાં પણ ભાગ લેવા લાગી. વૃદ્ધ ડોસી તેને દીકરા પેઠે પાળવા લાગી. શાન્તનુ દરેક સાધનો વડે સુખી થઈ, પણ મનની ચિન્તા ને દીલની દાઝ તો વધવા લાગી. જુવાની ખીલવા લાગી. જો ભૂક્તસાધન પુરતાં પછી શરીર ખીલે, ને અવયવ પ્રફુલ્લે, તો પછી કામ વિકાર કેમ ઝાલ્યો રહે! કુદરત આગળ કોઇનું ચલણ હોય, વારૂ!

---

## પ્રકરણ ૧૫ મું.

---

### મોહ–મંદિરમાં પ્રેમ—છાંયડી.

નવયૌવન કુમારિકાઓને ભાગ્યયોગે વૈધવ્ય સાંપડયા પછી જ્યારે તે ખુણામાં વાસો કરે છે, તે અરસામાં તેમની કાન્તિ ને

યૌષ્ટી અદેખાઈ ઉત્પન્ન કરાવનારી દેખાય છે, એનું કારણ શું હશે, તે કલ્પી શકાતું નથી! આ સમય એ સ્ત્રીને પરિતાપ કરાવનારો છતાં, વિધવાનું ગૌરવ ને તેના શરીરનો લચબચતો માંસળ દેખાવ મોહક બને છે. તેમાં જો ગમાર હોય, અથવા પતિના અભાવમાં ઉછરીને ધનથી ભરપુર સ્થિતી હોય, તો પછી વિધવાના વૈભવની બલિહારી સમજવી! શાન્તનુ જુદાજ ચિત્તની હતી. પ્રથમ તો પતિ પ્રત્યે તેમનો કુદરતી ભાવ ઉત્પન્ન થયો ન હતો. તેની આશા પ્રથમથીજ સંદિગ્ધ થઇ હતી, ને જ્યાં આશ-વૃક્ષને જળ સીંચવાનો પ્રારંભ થાય, ત્યાં તો ઝાડ છેદાઇ ગયું હતું, એટલે હવે તેનું ચિત્ત કેવળ ભ્રાન્તિમાં પડયું હતું, તેને કોઇ પ્રકારે ગમ પડતી નહતી. તેનું મન-પંખી કોઇ પણ વૈભવ વિલાસના વનની વૃક્ષ-ડાળી પર ઠરતું નહોતું! રાત્રીનું સ્વપ્ન ને પ્રભાતની જાગૃતી શુન્ય હતી. તેને વિયોગનું દુઃખ-દર્દ દેખાતું નહોતું. તેમ શાન્તિની છાયા પણ જણાતી નહતી, માત્ર શુન્ય મન લાગતું હતું. આ અવસ્થામાં લગભગ વર્ષ વીતિ ગયું. ભગવતીનું વાર્ષિક પુરૂં થયું. શાન્તનુનું યૌવન ખિલી નીકળ્યું. એક તો રૂપાળી હતી, તેમાં યૌવનનો મદ ઉછળતા વહેળા માફક ઉડતો હતો, અને વિધવાપણાના બન્ધનમાં ઘર-ખુણે તે ખિલી નીકળી હતી. કુદરતી રચના ને કળા કોણ સમજાવી શકે! શાન્તનુ હવેજ ખરેખર પરણવા યોગ્ય થઇ હતી. તેના શરીરની ખિલી નીકળેલી કાન્તિ જોનારને અંજાવી દેતી હતી. તેના ગૌરવર્ણો શરીર પર શણગાર ને અલંકાર રાખવામાં આવ્યા હતા. બાળકિશોરીનું મન ન દુભાય, એટલા માટે માબાપોએ તેને શણગાર પહેરાવવા મમતા બતાવી હતી: પણ એ શણગાર પેલા માનસિક શણગારને ઉસ્કેરીને યૌવનનો કામ જગાવનારી [illegible] ...ાનો ધર્મ ભૂલાવે, તે વાત ખ્યાલમાંથી નીકળી જતી હતી. [illegible] વાત્સ

લ્યતામાં, ધર્મ માર્ગ ભૂલી જવાતો હતો.

શાન્તનુની વિધવા સ્થિતી, ને તેના ચિત્તને કયે માર્ગે મુકવું, એ વૃદ્ધ ડોસી ચિન્તવ્યા કરતી હતી. આખરે તેને એમ સુજ્યું, કે શાન્તનુ ધર્મ–માર્ગમાં પ્રવૃત્ત થાય, તો તે શાન્તિ મેળવે; અને એમ ધારીને તેણી મહારાજના મંદિરમાં સવાર સાંજ દર્શન કરવા પ્રેરી. શાન્તનુ કેવળ નિર્દોષ હતી. તેના મનના અંકુરો તેને દેહ–સુખનાં તરેહવાર સાધનો શોધાવતાં હતાં. પણ કુસંગનો લેપ લાગ્યો ન હોવાથી, ને મન–સ્થિતિ સ્વતંત્ર ન હોવાથી છોડ હજી પથ્થર તળે છેક દબાઇ રહે, તેમ તે દબાઇ રહી હતી. પણ હવે તેને નવો માર્ગ મળ્યો હતો. ધર્મના પંથમાં પ્રેમના પાથરણાં પથરાયલાં હતાં. મંદિરોની અખંડ રાજ–સ્થિતી અનુભવવા લાગી હતી. શ્રી કૃષ્ણ–પ્રભુની રસીલી ને અવતાર સિદ્ધ લીલાનું આરાધન કરવામાં કળીની પ્રજા મોહના લોભનીજ વાંચ્છના ધરતું હતું. શ્રી કૃષ્ણ–પ્રભુ જેવા અખંડ બ્રહ્મચારીનાં કાર્યો જ્ઞાનની નજરે જોવાને થોડાજ સમર્થ હતા; પણ ભટ પુરાણીઓ અને મહાત્મા–મહારાજો, જગતની રસીલી લીલા ભોગવવા ધર્મને બહાને બહુ મોજ ઉડાવતા થયા હતા. પાંચે આંગળી સરખી નથી હોતી, તેમ દરેક માનવો નબળા મનનાં નથી હોતાં; પણ કળિમાં મોહ ને કામનું પ્રબળ હોય છે, તે તેવા વૈભવી સમયમાં અટુલો પ્રેમ પોતાના પ્રેમીને શોધવા સદા મથન કરે છે. તેમાં ખાસ કરીને કાળની વિધવાઓને જો વિલક્ષણ ધર્મ માર્ગ મળ્યો, જો તે માર્ગમાં સ્વતંત્રતા મળી, ને તે સ્વતંત્રતા મહા ગુરૂજીના ચરણમાં પડી, તો પછી પ્રેમ–લક્ષણા ભક્તિનો નાટક સંપુર્ણ રીતે ભજવાય, અને કૃષ્ણ–ગોપીની રાસ–લીલા થાય. પ્રભુની રાસ–લીલા તો માયાવી હતી, ગોપાંગનાઓ તો ઇન્દ્રિય સ્વરૂપ હતી. કૃષ્ણ માયાવી દેહવડે તેની જોડે માત્ર માનસિક રમણ કરતા હતા. શરીર સ્પર્શ વડે કામનો જન્મ થતો

ન હતો. એવા પવિત્ર બ્રહ્મચારીને નામે આજના ધાર્મિક પુરૂષો કદાચ ભોળી પણ લાલસાવાળી લલિત લલનાને ગોપાંગનાઓ બનાવી દે, તો તેમાં નવાઇ નથી. મફતના મલીદા ખાનાર સાધુડાઓને તો વખત ગાળવા રામકીજીઓની જરૂરજ હોય, ને જ્યે અનાયાસે તન-મન ધનનો લાભ મળે, તો પછી કોણ પાખંડી મૂર્ખ હોય, કે સેવકીની સેવાનો અનાદર કરે!

વૃદ્ધ ડોસીએ શાન્તનુનું મન તેના ગુરૂ તરફ ખેંચ્યું. રમાનાથજી મહારાજનો મોહ શાન્તનુના માનસિક તત્વોને હરણ કરવા ઘણા સમયથી તલ્પતો હતો. મહારાજ યુવાન અને દેખાવડા હતા. વાણીમાં મધુરતા હતી. મુખપર ગૌરવ હતું. શાન્તનુ પર પ્રેમ હતો. ગોપાંગના તરીકે શાન્તનુને ગણાવવાની તેની ઇચ્છા હતી. વૃદ્ધ ડોસી હડહડતાં મરજાદી હતાં. મહારાજને પ્રભુ તુલ્ય માનતાં હતાં. તેમનાપર તેની શ્રદ્ધા હતી, ને તેથી જુવાન દીકરીને પ્રભુ ચરણમાં મુકી દીધી હતી. શાન્તનુનો વૈરાગ્ય છુપા વૈભવને શરણે થાય, તેમાં નવાઇ ન હતી. યૌવન-બળ હાથથી છટક્યું હતું. લોક મર્યાદાનો છેડો ધર્મસ્થાનમાં આવી પ્હોંચ્યો હતો. ધર્મને નામે ચાલતાં ધતિંગો નિર્મળ ને નિર્દોષ ગણાતાં હતાં. પ્રભુની ઇચ્છા તૃપ્ત કરવી, એ કળિની ગોપાંગનાઓ ધર્મ કાર્ય સમજતી હતી. મહારાજના મંદિરમાં વૈષ્ણવી ધર્મની જે પરનાળિકા ચાલે છે, તેના મુખ્ય નિયમો એટલા તો પવિત્ર ને આકરા છે, કે ધર્મ સંસ્થાથી જરા પણ દૂર થવાય નહિ વલ્લભી સંપ્રદાય મોહક, ચળકતો ને વૈભવી છે ખરો; પણ તેના નિયમો વખાણવા યોગ્ય છે. શ્રીકૃષ્ણ પ્રભુનો પંથ પ્રેમ લક્ષણા ભક્તિ વડે છવાયલો છે. વલ્લભ કૂળના વંશજો પ્રભુના સ્વરૂપની ગાદી ભોગવે છે. તેઓ ધર્મોપદેશક, પંડિત ને પ્રભુ તુલ્ય છે; પણ કોઇક ભાવીક સેવકીઓના પ્રતાપે, ધન. ને તનની લાલચે, કેટલાક ભીંતરીયા ને કેટલાક

ચાણ્ડાળ પેટભરાઓએ કોઇ કોઇ જુવાન ધર્માધિકારીઓને ભ્રષ્ટ કરી દીધા છે! મહારાજનાં પવિત્ર મંદિરોને કેટલાક સેવકોએ અપવિત્ર કરી દીધાં છે! ગૌમુત્રથી અહોનિશ પવિત્ર થવા છતાં, નબળી સેવકીયોની ભ્રષ્ટ સેવાથી મંદિરોમાં સાચા ભક્તને પણ શ્રાપ લાગે એવું ગુપ્ત કષ્ટ પ્રવેશ થવા પામ્યું છે. રમાનાથ મહારાજનું મંદિર પણ આ સંસ્થાથી નિરાળું નથી. જો કે મહારાજ હજી જુવાન વયના છે પણ કૃપાળા હોવાથી મરજાદણો તેનો આડો લાભ લેવાને ચુકતી નહિ! કળિના ચાલુ જમાનામાં ધર્મને નામે તરેહવાર દુષ્ટ કર્મો થાય છે; કંઇ એકજ ધર્મમાં કે મંદિરમાં નથી. કંઇ એકજ દેશ કે એકજ કોમમાં નથી. જ્યાં જોઇશું, ત્યાં કળિનો પ્રતાપ છવાઇ રહેલો છે. જ્યાં સોનાની ખાણ છે, ત્યાં તો મહા શુદ્ધ ધાતુજ છે; પણ જ્યાં મિશ્ર ધાતુની ખાણો છે, ત્યાં તો તેવીજ ધાતુ છે; તોપણ માનસિક બળ વૈભવ વિલાસને ચાહે છે, ને તેવાં નબળાં લાલચુઓને નિર્દોષ રહી દોષીત કામ કરવા માટે આવાં ધર્માલયો તેમના જીવનના અંત સુધી આશીર્વાદરૂપ થઇ પડતાં હશે.

શાન્તનુની વૃદ્ધ માતામહી, આ પુર્વાવતારની ગોપાંગનારૂપ મીરાંબાઇ જેવી શાન્તનુને સાધ્વી યોગીની સમજતી હતી. દક્ષીણ દેશની મુરલીઓ પ્રમાણે શાન્તનુને તેણે પ્રભુ ચરણમાં મૂકીને યોગીની બનાવી હતી. શાન્તનુ મોહ મંદીરમાં યોગીનીરૂપે જતી હતી, પણ તેની પુંઠે પડેલો યૌવન બાગનો કામ મધુકર સતાવતો હતો, તે ધીમે પગલે એ કોમલાંગીનું હૃદય–કમળ ભેદતો હતો. મોહના બાણથી પરવશ પડવાની તૈયારીમાં હતી. એકાદ બે માસ શાન્તનુ શાન્તપણે મંદીરમાં દર્શન કરવા ગઈ. ડોસી સાથે હતી, એટલે ગુરૂજીની વૃત્તિ તરાપ મારી શકી નહિ. જ્યારે શાન્તનુની દૃષ્ટિ સ્વાધીન કરી, અને ભીતરમાં દર્શન કરવાની તક મળતી ગઇ, તેમ તેમ શાન્તનુ ઘવાયલી વાઘણ બની ગઇ.

પ્રસાદના હડીઆ, ચરણામૃત, ને માનથી શાન્તનુને કબજે કરી દીધી. ડોશીએ જાણ્યું, કે શાન્તનુનું ચિત્ત હવે ધર્મ પ્રત્યે ઠરવા લાગ્યું છે; પણ શાન્તનુ તો કામ ધર્મને પુજવા લાગી હતી, માત્ર મંદીરમાં શારિરીક શાન્તી માટે જતી હતી. ત્રણ માસ વીતી ગયા. ગુરૂજી પ્રત્યે પ્રેમ-લક્ષણા ભક્તીનો ભાવ પ્રદર્શીત થયો. મીરાંબાઈના સ્વપ્નામાં ગિરીધારીલાલ મહારાજ વસ્યા, ને છેવટે એજ પરણ્યા, એમ તેણીને કૃત્રિમ ભાન થયું હતું, તેમ શાન્તનુને થયું. તેની શક્તી હરાઇ ગઇ. કામ-જ્વર પેદા થયો. મંદીરનાં દર્શન પલંગની કોરપર આવી ચડયાં. મહારાજની મૂર્તિ, હૃદયપટપર પડી. એ દીવસ શાન્તનુને ન જોવાથી મહારાજે ડોસીને ભીતરમાં બોલાવી, અને સમાચાર પુછ્યા. ડોસીએ તાવ આવ્યાની ખબર આપી. મહારાજને વ્હેમ ભરાવ્યો. ડોસીએ શાન્તી ગાહી. મહારાજે તેણીને પુજા વેળા એકાન્તમાં મોકલવા આજ્ઞા કરી. ડોસીએ ઘેર જઇને શાન્તનુને વાત કરી. શાન્તનુ મનસ્વી ગત જાણી ગઇ. બીજે દહાડે પ્રભાતમાં એકલી શાન્તનુ મંદીરમાં ગઇ. ભીતરીયાને વિનતી કરી કે, "પ્રભુને ચરણ સ્પર્શ કરવાનું છે; માટે ખબર આપ." ભીતરીયાઓ ચપળ હોય છે. તેણે સમજીને મહારાજને ખબર આપી. તત્કાળ તેણીને બોલાવી, અને વિલાસભૂવનમાં તેડી ગયા. શરમાતી, લચકાતી, ધર્મ-ભય સાથે અનુકંપતી જુવાન બાળા ગઈ તો ખરી, પણ મગજ ગરમ થઇ ગયું, અને આંખ લાલ થઇ ગઇ. શાન્તનુએ અંદર ચરણ મુક્યો, કે રાવણે જેમ સીતાનું કોમળ વદન ખાંધપર ચડાવી દીધું, તેમ શાન્તનુનો કર પકડીને ગુરૂજીએ તેણીને કોચપર ચડાવી દીધી. શાન્તનુ તરત ઉઠી ગઇ, ને બે હાથ જોડી બોલી—

"પ્રભુજી, મને સેવા ફરમાવશો ?"

"તમારી શી ઇચ્છા છે ?"

"મ્હારી ઇચ્છા એ છે કે લોકભયથી હું મુક્ત થાઉં. રખે

મ્હારા પર ધર્મ સંકટ આવે."

"નિર્ભય રહે, રસીલી ગોપીકા? પ્રભુજી સાથે રાસ કરવામાં ભય રાખીશ, તો પ્રેમ-લક્ષણા ભક્તીનો ચમત્કાર નાશ પામશે."

"શું આપ એ દૃષ્ટિએ મ્હારો મોહ શાન્ત કરશો?" ગુરૂ પ્રત્યુત્તર આપે, તેટલામાં મંદીરના ટ્રસ્ટી દર્શન કરવા આવ્યા. મહારાજથી ઘડીભર પણ હવે અંતઃપુરમાં બેસાય, તેમ નહતું. તોપણ બે મિનિટ લીધી.

"શાન્તનુ? તું મને સેવવાનું વચન આપે, તો હું ત્હારો અવતાર સફળ કરીને વૈકુંઠમાં પ્હોંચાડું!"

"હું મ્હારી પ્રેમ લક્ષણા ભક્તી આપીશ. પણ હું પરણેલી છું, વરેલી છું."

"ગોપીયો શું પરણેલી ન્હોતી?"

"કૃષ્ણ પ્રભુ જેવી આપમાં સામર્થ્યતા છે? અગ્નીમાં ઘીના ગાડવો રાખીને પીગળવા નહિ દેવાની શક્તી છે?"

"ત્હારે તે પ્રશ્ન કરવો ન જોઇએ. એક વાર હું ભાખું, તે તું આપ, ને પછી ત્હારે જે ઇચ્છા હોય, તે માગ! પ્રેમ નિર્મળ ને નિર્દોષ છે. પરસ્પર પ્રેમ-રાગ દોષિત નથી. તું મ્હારી સેવકી છું. હું પ્રેમ સ્વીકારવા યોગ્ય છું. કહે, શાન્તનુ? તું સાવધ થઇ કહે!" ગુરૂજીએ કર પકડયો, અને અર્જુન વિવ્હલ થઇ સુભદ્રાનું માંસલ ગૌરવદન બાથમાં લ્હેવા જાય, તેમ ગુરૂજીએ હાથ લંબાવીને શાન્તનુનું વદન પડખામાં લેવા યત્ન કર્યો, કે સેવક આવી પ્હોંચ્યા. શાન્તનુ શરમાઇ ગઇ-ને મહારાજશ્રી શીતળ થઇ ગયા. કામાગ્નીનો ધુમાડો નીકળી ગયો, ને મગજમાં તાપનો ભડકો થયો.

"હું ફરીને દર્શન કરીશ. મને જવાની આજ્ઞા છે?"

"હા; પણ પ્રભુજીને વીસરશો નહિ. મન કામના પૂર્ણ થશે. ભક્તીમાં લોકાપવાદનો ભય નથી. ભયથી મુક્તી નથી. હું તમને રાધા જેવી ગણીશ. તમે મને પ્રભુજી સમજજો." એટલું કહીને ગુરૂજી બહાર પધાર્યા, શાન્તનુનો કામ શિથીલ થઈ ગયો. નમ્મર આવવાથી પલંગ પર ઢળી પડી. શરીરમાંથી ક્લિષ્ટ જળ-ભાગ સરી પડયો. તરત શુદ્ધિમાં આવી, અને મન શાન્ત થતાં પોતે કયાં, કેવી સ્થિતિમાં, શા માટે, અને શું કરતી અહીં ઉભી છે; તેનો પોતાને ખ્યાલ આવ્યો. મન સાથે વિચાર કરતાં તેને પોતાની રીતભાત માટે તિરસ્કાર પેદા થયો, અને ધર્મના સાચા માર્ગ ભૂલીને પોતે યૌવન કામને પરવશ પડી, ધર્માંધ મંદીરમાં અપકૃત્ય કરવા પેઠી, એથી સંતાપ થયો, અને એજ વિચારમાં ચાલી ગઇ.

બીજે દીવસે ગુણવંતી નીલમને ત્યાં આવી, ને શાન્તનુ ભાગ્ન માર્ગ પર ચડી ગઇ. જયન્તનો મેળાપ કરવાની આતુરતાએ ગુરૂ-દર્શન વિસરી ગઇ! મગજમાં મંદીરનો નીશો ઘુમતો હતો, અને ત્યાં વળી જયન્તનું મગજ ચસકી ગયું હતું. રૂપ એ પણ એક શ્રાપ ગણાવો જોઇએ. યુવાની એ સૌભાગ્યવતીને આશીર્વાદ રૂપ છતાં વિધવાને કલંકીત ગણાવી જોઇએ. વાહરે કળજુગ! વાહરે કળિની ભક્તી, વાહ!

## પ્રકરણ ૧૬ મું.

### પ્રેમ-સાગરને ભેટવા જતી સરિતા-સુંદરી.

"હું લઇ હાથમાં માળા પતિને શોધવા ચાલી"—'**શારદા.**'

"પતિ કારણ બની હું ગોવાળણી—" '**લીલાવતી.**'

"ઘેલી કરી દીધી શામળે ચાલી ગોપી વૃન્દાવન વાટે" '**કૃષ્ણચરિત્ર.**'

પ્રેમની ધુંસરીનો ભાર ગરદનપર રાખીને જગત વહન કરે છે. મગજમાં ભરેલી ધુનને લીધે માનવો અસહ્ય ભાર સહેવા છતાં આનંદથી ઝીલી લ્હે છે.

નીલમ જ્યારે ગુણુવંતીનાં પરમ નિર્દોષ સુખ જોઇને ઘેર ગઈ, અને પોતાના સંસારની ચિન્તા કરવા બેઠી. શાન્તનુ પોતાને ઘેર જઇને પોતાના સુખ–દુઃખની કલ્પના કરવા લાગી. શાન્તનુ જુવાનીના આવેશમાં મોહ–મંદિરનો પ્રસાદ ચાખીને પોતાનાં શુદ્ધ ને નિર્મળ જીવને કલંકિત કરવાનો અધર્મ શોચજનક માર્ગ જાણીને તેને ધિઃકારતી હતી. પતિ ને પત્નીનાં નિર્મળ સુખ, નિર્મળ ભૂખને સ્મરતી હતી. જયન્ત ને ગુણુવંતીની પરસ્પર પ્રીતિ જોઇને તેને અદેખાઇ આવે તો નવાઈ ન હતી. શાન્તનુ જો કે પરણી હતી, પણુ તેણે તેના પતિનો એક લગાર પણુ દેહસ્પર્શ કર્યો નહતો. અને ગુરૂજી મહારાજ પણુ આ લલીત ગોપીયનને એવું શાસ્ત્ર પુરાણ સમજાવ્યું હતું, કે “ભવિષ્યમાં સ્ત્રીએ એક પતિ કરવો. એકજ જોડે વ્યવહાર કરવો, પ્રેમનું લગ્ન કરવું—અને જો પ્રેમલગ્ન ન થયું હોય, તો તે લગ્ન નથી, પણુ વ્યભીચારનો વિવાહ છે.” આ ઉપદેશ શાન્તનુને માન્ય હશે કે નહિ, તે તો કોણુ જાણે, પણુ ભ્રમીત ભામાનું ચિત્ત ચક્રમ થઇ ગયું હતું. પતિનાં સાચાં સુખોનો નિર્મળ ઝરો જે શીતળતા આપે છે, તે લોકમર્યાદાથી વીંટળાયલો ભયંકર અજગર જેવો પરનાળાંનો વહેળો દુઃખ કરે છે; આમ વિચીત્ર સંકલ્પ કરતી હતી. મન નબળું થયું હતું. પવનની મસ્તાની તેના કબજામાં રહેતી નહોતી, અને નિર્મળ ધર્મસ્થાનમાં પ્રેમ–નિવાસ થતો હતો, એટલે કદાચ ભાન ભૂલી શાન્તનુ લપટાઇ જાય તો નવાઇ ન હતી. આરસની સુંવાળી સપાટી જેવી પ્રીતિ, સુખનાં, શાન્તિનાં, મનનાં, આનંદનાં, ક્રીડનાં, પ્રેમનાં સરોવર પર બેઠેલા કામી–બગલાંને બ્હેકાવે–બકાવે, તો નવાઈ નહતી. કાં તો મીરાં પેઠેમ

તે યોગીની થાય, ને કાં તો ગોપીયન પેઠે ઘેલી થઇને કૃષ્ણના ચરિત્ર પર મોહ પામીને વૃન્દાવનમાં ખોળતી ફરે! મહારાજ રામનાથજી કાં તો ગોપાંગનાની પરીક્ષા કરીને તેની દ્રઢતા જોઇ તેના જીવનને કલ્યાણકારી વૈકુંઠમાં વાસ કરાવે, ને કાં તો કળીના કોપને શરણ થઇને પોતાનું વેદીક મહાત્મ ગુમાવે! વાંચનાર? આ પ્રસંગ લક્ષમાં રાખીને હવે આગળ ચાલીએ! શાન્તનુ બે ભમરાના પ્રેમનું કમળ થઇ પડી છે. જયન્ત બે કમલીના પ્રેમ-મોહનો મધુકર બન્યો છે.

માણસનું મન તો જુઓ! ગુણવંતીમાં ખામી શી હતી? પ્રેમથી પરણેલા પુરૂષોને પણ પર-કામનીપર દીલ જાય! શું એ પ્રેમી છે? શું એ કુસુમ્બનો રંગ છે કે પતંગ? દીવામાં દઝાયલું પતંગીઉં છે, કે મૃગજળ જોઇ દોડનાર બગ-હંસ! નિર્દોષ ને કોમળ મનની મનહરણી ગુણી તો પોતાના પતિને પ્રભુરૂપ માનીને એક નિષ્ટાએ સત્ય સેવન કરે છે, ત્યારે જયન્ત પત્નીવ્રત તજીને શાન્તનુના એકાન્ત બાગમાં આનંદ ક્રીડા કરે છે.

વાંચનાર? જયન્તને દોષીત ઠરાવીએ, તે પેહેલાં આપણા વિચાર ધર્મના આસન કને તેના કર્મનો વિવાદ સાંભળીએ, અને પછી ન્યાય આપીએ. શાન્તનુ એક વેળાની ધર્મપુતળી, ધર્મપત્ની થવાની ઉમેદમાં હતી. કુદરતે જયન્ત પ્રત્યે શાન્તનુનો ભાવી બાગ પ્રેરેલો હોવો જોઇએ, ને તે પ્રસંગાનુકૂળ આ વેળાજ પ્રાપ્ત થયો, તો તેમાં જયન્તને ધર્મભ્રષ્ટ કેમ કહીએ! જયન્ત કદાચ શુદ્ધ ભાવે ત્યાં કાં નહિ રહ્યો હોય? શાન્તનુએ પોતાની વીતક કહીને દીલનું દર્દ ઓછું કરવા કાં યત્ન નહિ કર્યો હોય! શાન્તનુ પોતાના ગુરૂને પ્રેમ-દાન દઇને કાં શાન્તી પામી નહિ હોય! જયન્ત જોડે માત્ર મનનો વ્યવહાર, શાન્તીનું હાસ્ય ને પુર્વનો દ્રષ્ટિ-પ્રેમ રાખીને કાં શાન્તિ મેળવવાનો યત્ન નહિ કરતી હોય! ગુણીના સુખપર સંતોષ માનીને પોતે અંતે જય-

ન્તની માયાળુ છાંયડી મેળવી શકે, એવો સંતોષ કાં નહિ લીધો હોય? જે હશે તે હવે પછી જણાશે.

જયન્ત વખતસર નહિ આવ્યાથી ગુણવંતી અધીરી થઇ, ને ઘેર જવા નીકળી, નીલમે હર્ષથી જવાની રજા લીધી. રમાને ફરી ફરીને 'કીસ' કરી પતિ ન આવ્યાથી મનમાં ખેદ પામીને બંગલે ચાલી. રખે અકસ્માત થયો હોય! સાપનો બીધેલો સીંદરીથી બીયે, તેમ ગુણીને ભ્રમ થયો; પણ જયન્ત તો બીજી લ્હેરમાંજ તરતો હતો. પ્રેમ અને મોહના રણમાં જીવન-આનંદ જોડે લડતો હતો. પૂર્વની સંસ્કારી પ્રિયા જોડે હાસ્ય-વિનોદ કરતો હતો. વખત કયાં વીતિ ગયો, તે જાણતો ન હતો. ગુણી કયારે યાદ આવશે, ને જયન્તનું ભાન કયાં જાગૃત થશે, તે તો મોહ-વિલાસમાં કોણ જાણી શકયું છે? અગ્નીમાં બેસીને તપ કરનારા વિશ્વામિત્ર જેવા તાપસી મેનકાના ઉછંગપર બેસીને ગોરી ગૌરીનું પાન કરવા મંડી પડયા, તો જયન્તને શું કહીએ? મોહ-માયાનો અદ્દ્ભૂત પ્રતાપ છે. કર્મગતી ન્યારી છે. પૂર્વકાળથી માયાનું આ પ્રબળ ચાલતું આવ્યું છે. ગુણી ઘેર ગઈ, ને ચીમાસતી પતિની વાટ જોતી બેસી રહી. જયન્ત તો જાણે આજ રાત્રી અહીંજ ગાળવા ચ્હાતો હોય એવું થયું, પણ તે કયાંથી બને? ડોસી ડાટ ન વાળે!

---

## પ્રકરણ ૧૭ મું.

### શાન્તનુ ને જયન્તનો સમાગમ!

કાયા, વાચા ને મનની અવસ્થા પળ પળે બદલાય છે. જે પળ દુઃખની તે પછીની પળ સુખનીએ હોઇ શકે!

ગુણવંતીને લ્હેવા, ને નીલમને ભેટવા આતુર થયેલો જયન્ત એકદમ શાન્તનુના બંગલામાં પેઠો. નિર્ભયપણે, સ્વચ્છ દીલે, ને એકજ દ્રષ્ટે, સન્નિષ્ટાથી તે અંદર ચાલ્યો. શાન્તનુ સહજ પાછું પગલું કરતી ચાલતી હતી. શરમથી કહો, અનુકંપતા શરીરથી કહો, કામજ્વરના પ્રકોપથી કહો, જનસમુહની અદેખી દૃષ્ટિના ભયથી કહો, અંતરાત્માની ઇચ્છા, ને અનેચ્છાથી કહો, પણ તે જોરબંધ ધસારો કરીને, નિર્ભયપણે જતી ન હતી. પ્રેમી પ્રિયા કને જવાની ઉલટમાં જયન્ત આ બાળાને કંઇ પણ વધારે પુછ્યા વગર અંદર ગયો, અને શાન્તનુ પણ અંદર ગઇ; તે છતાં જયન્તના મનમાં એમ ન થયું, કે આ યુવાન રૂપસુંદરી પોતાની જોડે શા માટે આવતી હશે ! અથવા તે કોણ હશે ! જયન્તે તરત તો તેની દરકાર ન કરી, પણ અંદર ચોકમાં પેઠો, ને દાદર પાસે આવ્યો, એટલે ખમચી ગયો. ગુણવંતી ને રમા કયાં હશે, તેનો પતો કહાડવા શાન્તનુની રાહ જોઇ ઉભો રહ્યો. શાન્તનુ બાવરી બનેલી હતી. યુવાનબાળા તપેલા લોખંડ જેવી ગરમ જણાતી હતી. તેના કપાળપર કંઇ કંઇ પ્રસેવ-બિન્દુ ચમકી રહેલાં હતાં. આંખમાં અગ્નીનો પ્રવાહ વહેતો હતો. શરીર બળહીણ થઇ ગયું હતું. નવીન પુરૂષ સાથે પ્રથમજ પ્રસંગ પાડવાનું સાહસ વોર્યું હતું, અને તે પણ તેની સપત્નીની હાજરી નજીક છતાં, એ પુરૂષ જોડે નવીન પ્રસંગ પાડવાનો પ્રયત્ન કરતી હતી. તે જાણે ખરે ભાન ભૂલી ગઇ હોય, તેવી લાગતી હતી. મૃગલી પાછળ શીકારી ધસ્યો હોય, એવી પણ અવસ્થા હતી. કામિની પાછળ કામી પડયો હોય, એવી અવસ્થા હતી, ને કામદેવના તીરથી વીંધાયલી મુગ્ધા પોતાના મનથી માનેલા પ્રેમીને પોતાનો કરી લેવાની ઉલટમાં આવી ગઇ હોય, તેવી બની હતી. ખજાનો ચોરીને છુપાવવા જનાર ચોરની ખરેખરી અવસ્થા શાન્તનુની હતી, એવી સવળી વિમાસણમાં

એ વિચાર ખરો ઠરતો. તેણે સાહસ તો વોર્યું હતું, પણ તેને સફળ કરવાનું, ને તેનું શુભ પરિણામ લાવવાનું તે ભૂલી ગઇ હતી. મદનના મદ્યપાનથી મસ્તાન બની ગએલી મુગ્ધાની આંખપર કામાવેશનું પડ ફરી ગયું હતું. મન ચોમેરના ભયથી બાવરૂં બની ગયું હતું. જો આ વખતે વૈદ્ય તેની નાડી તપાસે, તો પાંચ ડીગ્રી વેગ વધી પડયો હતો. આ અવસ્થામાં જયન્ત કને કેમ વાત કરવી, શી વાત કરવી, કોને સંબોધીને, કયા નિમિત્ત, શા પ્રસંગપર વાત કરવી, એ તેને તત્કાળ સુજ્યું નહિ. " રખે જયન્ત તેનો તિરસ્કાર કરે, રખે તે વાત સાંભળવા ના પાડે ! રખે તે ભૂલો પડેલો સમજીને ભેદથી ડરી જઇ ન્હાસી જાય, રખે પ્રિયાને મળવાની ધુનમાં પાછો ફરે ! રખે પોતાની આબરૂને કલંક લાગે, રખે તેને એમ આવે, કે પ્રભુ કૃપાથી એવી દુરાચારી કન્યાને વરતો બચ્યો ! " આમ પણ સંકલ્પ થતા હતા. જયન્ત જરા પીઠ ફેરવીને ગુણવંતીની બેઠકનો માર્ગ ખોળતો હતો, ત્યાં શાન્તનુને દાદરપર જોઇ આવી. જયન્તને આમ તેમ ફાંફાં મારતો જોઇને તેણી બોલી! " દાદર સામે છે, તો પછી સંતાવાની બીજી જગ્યા શાને શોધવી પડે છે ? " મોતીના દાણા પેઠે હાસ્યની લ્હેરો સાથે ઉડતા શબ્દો સાંભળીને જયન્ત હસ્યો—શાન્તનુના સફેદ ને સુંદર દાડમ કલીના દાંતમાં અથડાતા, ને પાન ચાવેલા કસુંબી હોઠમાંથી સરતા બોલો પોતે ખુંચી લેવા ઇચ્છિતો હોય, તેવી જયન્તને અસર થઇ; મુખમાંથી સન્માનસુચક હાસ્યનાં વેણો, ગોરા ગાલમાં પડયાં. ખાડાની અંદરનો મીઠો પ્રસ્વેદ ચુસતા ભાગ્યવંત ભ્રમરની ભક્તિ જયવંત જયન્તના કાનમાં અથડાયાં—અને વારંવાર દૃષ્ટિ ફેરવતો દાદરપર ચડયો—જાણે ચિત્રલેહા, પોતાની સખી ઉષાનું કાર્યસાધન સિદ્ધ કરવા માટે અનિરૂદ્ધને ગુપ્ત રીતે લઇ જતી હોય, એવો નાટક દૃષ્ટિભૂત થયો.



શાન્તનુના મોહમાં જયન્ત ગળી ગયો! ભાગ ૬ પૃ. ૮૮

પ્રિય પોપટને મોહના પીંજરામાં પૂર્યો તો ખરો! અજ્ઞાન પોપટ, પોતાની પ્રિય પોપટડીને ભરૂસે નવીન સારીકાના સ્નેહ-ભૂવનમાં આવ્યો તો ખરો; પણ ચોમેર દૃષ્ટિ કરતાં ન ગુણવંતીને જોઈ, ન રમાને નિહાળી, કે ન નીલમનું દર્શન થયું! રત્નલાલના બંગલાથી કે તેના અંદરના ભાગોથી જયન્ત કંઈ અજાણ તો ન હતો. પણ ટેલીફોનમાં મળેલી નિશાનીપરથી તેણે મન વાળ્યું હશે, કે રખે રત્નલાલે બીજો બંગલો લીધો હોય, ને નવા બગલામાં નીલમે એકાન્તવાસ કર્યો હોય! આ એકાન્તાલયમાં પોતાની વિદ્યાર્થિની ગુણવંતીને લઇને અંદર બેઠી હોય, તો વાસ્તવિક હતું, ને તેથી જયન્ત ભરમાઇ જાય, કે ભરૂસે ભૂલીને આ અજાણ બંગલાની સીડીનાં પગથીયાં માપવા મંડી જાય, તો નવાઇ નહતી,

"નીલમ અને તેમને ત્યાં આવેલાં મહેમાન ક્યાં બેઠાં છે?"

"તમે ગુણવંતીને મળવા ચાહો છો?"

"હા-તેઓ અંદર હોય, તો કહો કે હું આવ્યો છું."

"આપનું નામ શું? ગુણવંતી આપનાં—

"મ્હારૂં નામ જયન્ત, અને ગુણવંતી મ્હારી પ્રિયા—

"પ્રિયાનું નામ મુખપર લ્હેવાય?" શાન્તનુ હસી પડી.

"જેનું સ્મરણ અંતરમાં તેનું નામ મુખપર લેતાં પાપ લાગે ખરૂં? પણ તે ક્યાં છે?"

"એટલી બધી અધીરાઇ કેમ આવી ગઈ? સ્ત્રીયોના મંડળમાં વાતોએ ચડયાં હશે. તમે બેસો-હું તેમને કહું છું. જો આકળા પડીને વહુ પ્રત્યે આતુરતા બતાવશો, તો સ્ત્રી મંડળ મશ્કરી કરશે, ને બન્નેને શરમાવું પડશે. લગાર શાન્તિથી આ કોચપર બેસો." એટલું કહીને હસતી હસતી શાન્તનુ અંદર ગઇ-તેનો અનુકંપ શાન્ત પડયો, પણ ભયથી ઉત્પન્ન થએલી અશકતી તો તેટલાજ પ્રમાણમાં ટકી

રહી—શાન્તનુનાં સાદાં પણ સમસ્યાસુચક વેણોમાં કંઇક ભેદ, કંઇક મર્મ, કંઇક ગ્લાની, કંઇક સ્નેહ, કંઇક સંદિગ્ધતા, કંઇકિ મોહ, કંઇક માયા, ને કંઇક કામ—રતીના સંયોગનો ભાવ હતો—આ ચર્ચામાં જયન્ત કશું સમજી શકયો નહિ. દેશી સંસારમાં અને ખાસ કરીને સ્ત્રીઓના સમુહમાં એકાદ પુરૂષને જવાનો પ્રસંગ આવ્યો હોય, તો પછી જોઇ લ્હેવી પુરૂષની સ્થિતી! તેમાં જો પોતાની પ્રિયાને લેવા માટે એ મંડપમાં પેઠો હોય, તો પછી જોઈ લ્હેવી તેની અવસ્થા! જાણે હોળીનો હનુમાન!—મશ્કરીના કૂલોથી ને મેણુંાઓના હારડાથી વધાવીજ લ્હેવાય! કેસુડાં રૂપી હાસ્યની છાંટ, ધુળ રૂપી ગુલાલનો ઠઠ્ઠારૂપ વર્ષાદ તો વરસીજ રહે! જયન્તે જાણ્યું કે "સમાન સખીઓ એકઠી થયલી હશે, ને સર્વે નવીન જોડલાં હશે, તેથી ઠઠ્ઠાપર ચડેલી લાગે છે!" એમ સમજીને તે શાન્ત બેઠો. ચોમેર દીવાનખાનામાં નજર ફેરવવા લાગ્યો, તો કોઈ નવીન પણ નજરપર ચડેલા ગૃહસ્થની છબી જોવામાં આવી—બીજી રચનાપર નજર કરી, પણ છબીની મૂર્તિ લક્ષપર ચોંટવા લાગી. જરા વારે એક માણસ દૂધનો પ્યાલો ને થોડો લીલો—સુકો મેવો લાવ્યો, જયન્તે હઠ હઠ કરતાં એટલુંજ માગ્યું, કે રમાને બોલાવો!

"ગુણવંતી ને રમા તો હમણાંજ ચા પીને બાગમાં ફરવા ગયાં; તેઓ જરા વારમાં પાછાં ફરશે, તેટલાંમાં આપ વખતનો ઉપયોગ કરો." શાન્તનુએ પઢાવેલા સુડાએ જયન્તને પટ્ટી પડાવી દીધી. જયન્ત લાચાર થઇ ગયો.

"સ્ત્રીઓનું કામજ આંધળું! તેમને વખતની કશી કિમ્મત નહિ!" જયન્ત આમ બડબડતો દુધનો પ્યાલો લઇને પીવા લાગ્યો. નોકર તરત અંદર ગયો, અને જરાવારે શાન્તનુ પાનની બીડી લઇને આવી.

આહા! આ વખતની તેની ગૌરવતા! રૂતુમાંથી મુક્ત થયાનો આજ ચોથો દિવસ હતો. પગની પાનીથી માત્ર એક વેંત છુટા વાળ આમ તેમ ઝુલતા હતા. ખભાપરથી સરી પડતા વાળ છાતી નજીક આવીને ગેલ કરતા હતા. રેશમ કરનાર કીડાઓ ભલે ઉદ્યોગથી રેશમ બનાવે, પણ કુદરતના કીડાએ આ રેશમ પાથરવામાં કંઇ કચાશ રાખી ન હતી. ખભાપરથી એ આંગળ ઉતરતી રૂપેરી પટ્ટાથી ઝકડાયલી કસકસતી બાંયની ચોળી પહેરી હતી. કુદરતના કારીગરે મુખડાની મૌયા મુકવામાં હદ કરી હતી, ને તે વડે જયન્તની આંખમાં મોહનું ટીપું આંજવા આવી હતી. તે ટીપાંનો રસ મુખદ્વારા મેળવતી હતી. એટલે અગ્નિ કને ઘી કોણ માત્રમાં!

હંસણી સમાન ચાલતી હંસા, માંસલ રૂપેરી હાથમાં પાનની તબક લઇને ડોલતી ડોલતી બહાર આવી. જયન્તે વસ્ત્રમાં કંઇક ફેર પડેલો જોયો; મુખપર કંઈક કામદેવની છાયા જોઈ. આંખમાં લગાર મોહિની જોઇ, અને કપાળની કરચલી પરથી જ્યોતિષવિદ્યા કે સામુદ્રિક શાસ્ત્રના અનુમાને ધારીએ, કે પ્રેમઘેલી ગોપીચન કોડીલા કુડા કાનુડાને કબજે કરવા કામદેવનું બાણ ચડાવીને આવી છે! વસંતને વરવાને અધીરી થયેલી વેલડી પુર બહારમાં ખિલીને પરાગ પ્રસારતી આવી છે. જયન્તને હવે લગાર વિસ્મયતા વ્યાપી! "આ બાનુ જાતે આટલી હદ સુધી માનસિક પરોણાગત કરે છે, તેનું કારણ શું હશે? અને એ કોણ હશે?" આ પ્રશ્ન જયન્તને સ્વાભાવિક પેદા થયો. હજી તેનો ઉત્તર મેળવે, તે પેહેલાં શાન્તનુએ પાનની બીડી આપવા માંડી. શાન્તનુની આંખમાં સમાયલી મીઠી મોહની પરથી જયન્તને લાગ્યું, કે આ મુગ્ધા કોઇ પ્રેમના વિકારથી નમી પડેલી છે, કામલતાના ભારથી લચી પડેલી લાગે છે, તેણે શંકાનું સમાધાન કરવા પ્રશ્ન કર્યો.

"મને કહેશો, કે આટલી માનસિક પરોણાગત કરનાર તમે કોણ છો? પાન હમણાં એંઠું કરો."

"ગુણવંતી કોણ છે?"

"તે તો મ્હારી પ્રિયાંગના છે!"

"તો હું તેની સહચારિની છું; હવે પાન લ્હો!"

"ના–પાન તબકમાં રહેવા દો."

"હાથે પાન કરશો?" શાન્તનુએ પાન–બીડી તબકમાં મુકી.

"ના–બીડી તૈયાર છે, તે લઇશ; પણ કહો, તમે કોણ છો?"

"હું? હું જે છું તે અભાગી દેવડી છું–"

"અભાગી? તમારૂં સૌંદર્યે કંઇ અભાગી નથી–તમને અભાગી કોઇ કહી શકે, તો પછી તૃષ્ણાનો પાર ન હોય!"

"તમેજ સભાગી કહી શકો–ને તમેજ અભાગી કરી શકો!"

"તમારૂં બોલવું સમજાતું નથી."

"નથી સમજાયું, ત્યારેજ હું અભાગી બની છું."

"એટલે? તમારૂં નામ—

"મ્હારૂં નામ–તમારા નામ સાથે જોડશો ખરા, કે હવે નામને પુછો છો?"

"તમને ગુસ્સો ચડતો હોય, તો હું નથી પુછતો. બે ઘડી નિવૃત્તિનો કાળ આનંદમાં ગાળવા, ને પ્રસંગનો રૂડો લાભ લેવા પુછું છું."

"જો પ્રસંગ સમજાયો હોત, ને પુછવાનું કે જોવાનું સુઝ્યું હોત, તો આ દશાએ પહોંચેલી મને તમે જોઈ ન શકત!"

"પણ કહેશો, કે તમે કોણ છે તે?"

"મને વચન દેશો, કે મ્હને ઓળખ્યા પછી મ્હારી પાનની બીડી સ્વિકારવી!"

"પાનની બીડી તો સામાન્ય પરોણાગત છે. તેમાં એવો શો ભેદ છે, કે તેથી કોઇ પ્રકારનું બંધન થાય?"

"જે છે તે છે. હા કહો કે ના કહો !"

"તમને પિછાણવા તો દો !"

"બાંધી મુઠી લાખની, ઉઘડેલી વા ખાય;
નહિ બોલ્યામાં ગુણ નવ, ચતુર ચેતી જાય."

"તમે તો રામકથા આદરી."

"સીતાના વીતકની વાત તો રામ હોય તે જાણે !"

"હું તો સ્હેજ પુછું છું, તેમાં તમે શા માટે મુઝાઓ છો ?"

"હું મુઝાઉં છું, માટેજ તમને કહું છું–"

"લાવો–પાનપટ્ટી લાવો–"

"હા–હવે હું કહું." શાન્તનુએ પાનપટ્ટી જયન્તને આપી—

"કહો તમારૂં નામ શું, ને તમે કોણ છો ? તથા આ બંગલા સાથે તમારે શો સંબંધ છે ?"

"બંગલો મ્હારો છે. હું તેની માલિક છું. મ્હારૂં નામ શાન્તનુ છે. હું તમારી એક વેળાની આશાધાર પ્રિયાંગના......" શાન્તનુ એટલું બોલતાં રડી પડી.

વિવ્હળ બનેલી બાળા અચેત શરીરે જયન્તના ખોળામાં માથુ નાખીને પડી. માથાપરના વાળ જયન્તના હાથને સ્પર્શતાં તેના મનોવિકારે તેને મુઝવી દીધો. માનવ પ્રકૃત્તિપર મોહનીએ તરાપ મારી. એ હાથ શાન્તનુના કોમળ ગાલપર મુકીને જયન્તે તેનું માથુ ઉંચુ કર્યું, ને ચોધાર આંસુથી ભીંજાયલા ગાલને થોડીવારે, જયન્તે રૂમાલ વડે સાફ કર્યા. શાન્તનુ મોં ફેરવીને શરમાતે મુખડે નીચું જોઇ બેઠી. જયન્ત હજી કંઇ સ્પષ્ટ સમજ્યો નહિ; તે પણ બેભાન બની ગયો.

"લગાર ફરીને કહેશો, કે તમે કોણ છો ?"

"ફરી ફરીને શું કહું ! ભાગ્ય તો ફરી ગયું ! હું ગુણવંતી

પ્હેલાં વરેલી—આશાધાર સુકુમારી શાન્તનુ—ઇશ્વરલાલ દલાલની દીકરી ને પેલી છબી જુઓછો, તેની મીંઢોલ બાંધીનેજ રંડાયલી પત્ની—હાય !—" શાન્તનુ ફરીને બેભાન થઈ ગઇ. જયન્ત ગભરાઈ ગયો. રૂમાલથી પવન નાખવા લાગ્યો, ને આમ તેમ કોઇની મદદ મેળવવાને જોવા લાગ્યો. અજાણ્યો પુરૂષ, અજાણ્યુ ઘરમાં આવેલો તે કોને બોલાવે ?—કોઇ નોકરની મદદ મેળવે, ત્યાં તો નીચેથી સ્વર આવ્યો.

"સાનુ બ્હેન ? દાદી બા આવ્યાં." શાન્તનુના કાનમાં આ સ્વર જતાં તે ચમકી ઉઠી, અને કોચપરથી ઉઠીને જયન્તના ખભા પર બે હાથ રાખી છાતીપર માથું મુકીને બોલી.

"વ્હાલા ?—ના—ના—ભલા પુરૂષ ? એક વેળા અગાઉ થવા બેઠેલા મ્હારા ભવિષ્યના ભાગ્યવંત ભરથાર ? તમે પાછલે દરવાજેથી પધારો. તમારી વિલસતી, વિલાપ કરતી, આશાધાર પ્રિયાંગના તો પ્રેમહીણુ જીવે, જીવ વગરના દેહે, રઘુવરસમ તમારા નામનો જાપ કરતી અશોકવનની વિયોગી સીતા પેઠેમ—ના—ના; તજાયલી શકુન્તલા પેઠેમ અહીં ટળવળશે."

"બાળા ? તમે હવે તમારાં ભાવીને તાબે થાઓ. તમે જાણો છો, કે હવે તો હું પરણેલો છું, અને મ્હારી ગુણવંતી—"

"હા, જાઓ. હવે તમારી ગુણવંતી—ગુણવંતીને સંભાળો. સામેના બંગલામાં નીલમબા કને બેઠાં હશે. પધારો, પધારો, તેની સંભાળ માટે—પ—ધા—રો," એટલું બોલીને તેણી ફરીને મુર્છિત થઈ. જયન્તને વધારેવાર અહીં થોભવાનું ઠીક લાગ્યું નહિ, તે પાછળના દાદર ઉપરથી ઉતરીને ચોરની પેઠેમ ચાલી ગયો. શાન્તનુ ત્યાંજ પડી રહી.

આહા ! પ્રેમરૂપી અમૃતના કુંડમાં મોહનું ઝેર કયાંથી પડયું હશે ? ખરી વાત છે. સાકરનો સામટો રસ ઝેર રૂપ ગણાય છે.

---

# પ્રકરણ ૧૮ મું.

## શંકા-સમાધાન!

જયન્ત પાછલે દરવાજેથી ભીંત કુદાવીને રોમીયો પેડેમ પાસેના બંગલામાં ગયો-અને માળીને પુછતાં ગુણવંતી વાટ જોઇને જવાની ખબર મળી. જયન્ત એકદમ બહાર નીકળ્યો; પણ અભાગ્યા ચોખ્વડીયાએ નીલમ ચોકમાં આવી, ને જયન્તને શાન્તનુના બંગલામાંથી નીકળતાં જોયો. ચોર જાણે પોતાને કોઇ જોતું નથી; તેમ જયન્ત નાઠો, ને ભાડાની વિકટોરિયામાં બેસીને ચાલ્યો-ગુણવંતીને પ્રેમની પરિક્ષા આપવા જતાં શાન્તનુ ગળે પડી.

આ વેળા જયન્તની માનસિક સ્થિતી મોહ-સાગરની લ્હેરોથી ભરતી-ઓટના વમળમાં કેવી હલેસાં ખાતી હશે?

શાન્તનુનો અનુકંપ શાન્ત થઈ ગયો. દુઃખથી દયામણી થઈ પડેલી મનની સ્થિતીને માર્ગ મળ્યો. છાતીપરનો ભાર ઓછો થઇ ગયો-વારંવારની વિમાસણ વેગળી થઈ. હવે નવો ડંખ લાગ્યો-હવે નવીન રોગ પેદા થયો-હવે નવીન વ્યાધી ઉત્પન્ન થઇ. આજ સુધી જે વાત સ્વપ્નામાં રમણ કરતી હતી, તે પ્રત્યક્ષ ઉભી રહી-જે રસસ્વાદ ચાખતાં લંકાનો મધ્ય માર્ગ જળથી ઉંડો ભરાયલો હતો, તેપર સેતુ બંધાઇ ગયો-જે માર્ગ અજાણ્યો હતો, તે જાણીતો થયો. જે નગરીમાં જવાનું કઠણ થઇ પડયું હતું, તેમાં પ્રવેશ થયો. જે સ્થળમાં ભો લાગતો હતો, તે સ્થળ નિર્ભય થયું. જે પ્રસંગ મળી શકવો કઠણ લાગતો હતો, તે સ્હેજે મળી ગયો. જેમની જોડે એકાદ વાતનો વિસામો મળનાર નહતો, તેનાપર સ્વરૂપે, ગુણે, દુઃખે ને દયાએ દરોડો પાડી દીધો. જે પુરૂષ, પોતાના એક આશાવંત પ્રેમથી અજાણ હતો; તે જાણીતો થયો. જે ગુણવંતીનાજ સૌંદર્યપર

મલકાતો હતો, તે શાન્તનુના સ્વરૂપથી માનહીણુ થઇ ગયો. તેની મગરૂરીનો જુસ્સો નરમ પડી ગયો. શાન્તનુ જેવી સ્વરૂપા સુંદરીના સ્પર્શથી તેની ગુમાનીનો દોર શાન્ત પડી ગયો–દુઃખની મારેલી એક પછી એક આપત્તિના વેગમાં ઘસડાયલી, વારંવારના ચિન્તાથી વિંધાયલી ગુણવંતી નમણાઇમાં અઠંગ રૂપાળી હતી; પણ શાન્તનુ જેવી શરીરે ભરેલી ને ઠસ્સાદાર ન હતી. જો કે તે અંગ્રેજી કેળવણીથી સુધરેલી ઢપ–છપમાં આંખને બહુ અંજાવતી હતી–પણ શાન્તનુના માંસલ અંગપર છવાયલી ગૌરવરણી ચામડી, ગુણીના મોહને દાબી નાખતી હતી.

જે પુરૂપની માનસિક શક્તિ વિદ્દઢ છે, તેમને તો અંધારૂં કે અજવાળું સર્વે સમાન છે; તેમને મોહ તે પ્રેમરૂપેજ છે. જેમના મનમાં કોઇ જાતનો વિરાગ નથી, જેનું મન વૈરાગી છે, તેને માયા શું કરી શકે? માત્ર મૃગજળને મોતી માની બેઠેલા માયાવી મોહક હંસોને છેતરવાને માટેજ આ રૂપક છે.

જેણે પોતાની પ્રિયાને જીવન સુખની મૂર્તિ માની છે, અને એજ મર્તિની યોગ્યતા પ્રમાણે રૂદન કરે છે, તેને પરકીયા ગમે તેવી મોહક હોય, તોયે તૃણ તુલ્ય છે. અલબત મોહક પદાર્થ આંખને અંજાવે છે ખરો; પણ વિદ્દઢ મનના રાગીઓ, મોહની વિરક્તાતાને લીધે તેને આધીન થઇ જતા નથી. જો એવીજ રીતે ઘરનાં શાન્તિદાયક સુખ છોડીને સ્ત્રી કે પુરૂપ પરપ્રેમમાં લુબ્ધ થઇ સંસારની પ્રાપ્તિ કરે, તો સત્યતા અને સન્નિષ્ટા શબ્દની ઉત્પત્તિ ને સ્થિતી હોય શા રીતે? નીતિ ને ધર્મ સંસ્થાના નિયમો પર ચાલનારાઓને મહાત્મા તરીકે ઓળખીએ છીયે; નબળાં મનને કબજે કરી લ્હેનારા બળદાર નરો, જેને અદભુત શક્તિના ગણીએ છીયે; રામ ને કૃષ્ણ પ્રભુની

અલૌકિક શક્તિ માનવરૂપે પ્રભુ પરાયણ માનીયે છીયે, તે એમ હોય, તો માનવાને કંઇ કારણ રહે નહિ!

"પરધન તૃણવત માનીયે, પરસ્ત્રી માત સમાન," એ રામ–રઘુવરનું વાક્ય સુણી ને જ્ઞાની જનો સેવે છે, ને છેવટે પાપ કર્મથી પિડાતા જનો, એવા મહાત્માનું શરણ તથા સત્સંગ ઇચ્છે છે, તેનું કારણ બીજું કંઇ નથી. સંસારમાં બે દરવાજા છે, જોઇએ તો માયાને આધીન થાઓ, ને જોઇએ તો માયા રહિત થાઓ. માયાનો મીઠો સ્વાંદ ચાખીને, છેવટે અળગા થઇ પ્રભુનાં મુળતત્વોમાં મળી જવું. એ મહાત્માનું લક્ષણ છે. કેવળ સાધુરામ બનીને જન્મથીજ વિરક્ત થઇ જવું, એ તો એક જાતનું પાપ છે! માનવનો ઇંદ્રિય દમન કરવાનો ધર્મ છે; પણ નિયમ પ્રમાણે વર્તન કરીને ધર્મ પાળવો. આર્ય શાસ્ત્રકારોએ બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ ને સન્યસ્થના માર્ગ બતાવ્યા છે; તે એટલાજ માટે કે પ્રભુએ રચેલી માયાને આધીન થઇને છેવટે તેમને ન્યાય આપીને અળગા થવું. જો પ્રથમથીજ અળગા થાય, તો ઇશ્વરને અન્યાય થાય, ને તેથીજ કેટલાક જ્ઞાનીના વિચાર પ્રમાણે કહી શકીએ, કે માયા રહિત થયા પહેલાં ચાર આશ્રમનું સેવન કરવું. એમ કરવાથી, માયા વડે મહાત્મ દીલના સત્સંગીની કસોટી કરવાનો પ્રભુનો નિયમ, તપસ્વીનાપર હુમલો કરી શકતો નથી—જો સંસાર સેવના કરી હોય, જો તેની વિટંબના વેઠી હોય, ને પછી અવસ્થા કાળે વૈરાગ્ય તથા દુઃખ પ્રાપ્ત થયું હોય, તો તપ–ભંગ થતો નથી, વા માયામાં મન લુબ્ધાતું નથી; પણ પ્રથમથીજ માયા રહિત થાય છે, તેનું મન લુબ્ધાઇ જાય છે. શુક મુનિ સરખા તો થોડાજ વીર પુરૂષ હોઇ શકે, અને તેવા માનસિક વૈરાગી આ કળિકાળમાં કવચિતજ મળી શકે!

સંસારમાં શુદ્ધ મનના માનવીનો તોટો નથી. પણ પ્રચલિત

કાળ એવો મોહક, ને નબળો લાગે છે, કે જેને સારી નજરે જોતાં મહાત્મા દેખાય છે. પણ તે માણસ અંદરખાને એવો હશે, કે તેનું મોં જોવું પાપરૂપ થઇ પડે.

મનુષ્ય સ્વભાવ સરખો રહી શકતોજ નથી, અને તેમાં પણ ટેવ ટેવનું મોટું કારણ છે. કળિના જમાનામાં સ્થિર મનના થોડા નથી, પણ તે અદૃષ્ય છે.

જયન્તના સ્વભાવને ગમે તેવો ગણીએ; નવલની ટેવને ગમે તેવી માનીયે; પણ બન્નેમાં અંતર છે. કુન્દનની પતિ—ભક્તિ તે ખરી કહેવાય; નીલમનો પ્રેમ વિભિન્ન થયો નથી, ને તેથી તે કદી પણ દોષરૂપ નથી. ધર્મના નિયમથી તે વેગળી ગઇ હોય, તો એટલુંજ કે તેનું મનગમતું પાલન નવલથી થયું નહિ; નવલની કેટલીક ખોટી ટેવો ને કામાંધ રૂઢીઓ નીલમને પસંદ પડી નહિ; એથી નીલમપર કોઇ પણ પ્રકારનો નવલ પ્રકૃતિ જેવો આક્ષેપ લાગુ પડી શકે નહિ! નવલની માનસિક નબળાઇ હદ બાહેર જોઈ શકાય છે. શાન્તનુની જુવાની તેના હાથમાંથી છટકી છે! તન ને ધનના બળથી યત્કિંચિત સુખનો લ્હાવો, કે સહજ પણ મનનો વિલાસ ન મળવાથી તે વિવ્હલ મનની બની છે ખરી, પણ હજી તેણે ધર્મનું પગલું ઉલ્લંઘ્યું નથી—સંસ્કાર તંત્રે કરીને, સહવાસના સત્સંગમાં મળવા તલ્પી રહી છે ખરી! પોતે જાણે છે કે જયન્ત પરણેલો છે, ને હવે તે પરાયા પુરૂષ તરીકે ગણાયલો છે, તેથી તેમના ખાનગી સંબંધમાં આવવું દોષરૂપ છે; પણ મનની ઇચ્છાઓ, કામી યુવતીઓને કયાં કયાં ઘસડી જાય છે, તેનો ખ્યાલ બીજાંને આવી શકેજ નહિ!

વાંચનાર? નીતિનાજ પ્રસંગો લાવવાનો આપણો નિયમ હમેશાં સદૃઢ રાખવો, ને તેમ રાખવા જતાં કુદરતના પ્રવાહનું તાડન કરવું, એ તો એક દોષરૂપ ગણી શકાય! કેવળ તાણી તોડીને સ્વાભાવિક

મનનાં વલણને, વાર્તાના ઉડતા રસને, મનના સ્વતંત્ર પ્રવાહને કચ-ડીને નીતિનાજ માર્ગે તરફ ધસડી જવું, અને માનુષી સ્વભાવની સ્વતંત્રતાને અટકાવી દેવું. એ લેખકે એક જાતની મનુષ્ય પ્રકૃતિનો વદ્ધ કરવા જેવું છે, ને તેથી શાન્તનુએ પકડેલા માર્ગને હાલ તો મનગમતી જગ્યા આપીશું. કાળી બાજુને દાબીને કેવળ ધોળીજ બાજુ દેખાડવી, એવા બન્ધનકારક નિયમોપરનાં લખાણો કરવાનો નિશ્ચય, લેખકની માનસિક શક્તિની નબળાઇનું કારણ બતાવે છે. ગમે તો સોનાને અગ્નિમાં તપાવો, પણ સોનું તો સોનુંજ રહેવાનું છે. ગમે તેવાં શૃંગારિક લખાણ હોય, ને ગમે તો યુવાન કન્યા વાંચે, પણ જો તેને કેળવણીનો ઉચ્ચ સંસ્કાર થયલો હોય, તો તેથી શું તેમને શૃંગારનું કામ–શર લાગશે? આર્ય સંસારની એજ નબળાઇ છે. જનાનાનો મહ્લાજો, ને સ્ત્રી વર્ગનો ઘુમટ જે સુધારાના ધોરણે તિરસ્કાર પામેલો છે, તેનું કારણ ખુલ્લું છે. જેનું મન દૃઢ છે, તે લોકો, પછી સ્ત્રી ને પુરૂષ બન્ને એકાન્તમાં હોય તોયે શું થયું? જો એકાન્તમાં મોહ કે કામ ચળિત ન થઈ શકે, તો વાંચન રસ શું કરી શકે? એવા વિચારના ટીકાકાર પોતેજ કાં તો નબળા હોવા જોઇએ. શુદ્ધ સુધારક એવી વાતને કદી પણ માન્ય કરશે નહિ, કારણ કે તે પ્રસંગ તિરસ્કારને યોગ્ય છે!!!

---

## પ્રકરણ ૧૯ મું.

### શાન્તનુનું શાન્તવન!

"અભાગી શાન્તનુ? ત્હારો સત્કાર જો ભગવત–ભુવનમાં નથી, તો પછી માનુષી લોકોમાં કેમ હોઈ શકે!" આ અંત્તરના ઉમળકા સાથે નીકળતો ધ્વની તેનાં મગજમાં ભ્રમણ થતો હતો.

"હું પરણેલો છું. મ્હારી ગુણવંતી—અરેરે! એમની ગુણવંતી ખરી, ત્યારે હું તો નહિજ કે! હા—નહિ. એકવાર તો શું, હજાગવાર નહિ! ત્યારે કોની?—વૈર લેવા પરણેલા મૃત દેહી વરની! પ્રેમ વગર, દીલ વગર, કેવળ આંખે પાટા બાંધીને, અજાણ્યા માણસને સોંપી દઇને માબાપોએ પોતાનો શીર–બોજ ઉતાર્યો. તેટલાજ ભારનો આભાર તોળવા, ને માબાપનાં ચડેલાં દેણનો બદલો દેવા દીકરીઓએ આ રીતનાં લગ્નનો સ્વિકાર કરવો? મીંઢોળ હજી હાથમાંથી છુટયું નથી. સ્નેહથી લગ્ન થયું નથી. ત્યારે કેવળ પ્રેમહીણ પંખી, નવા માળામાં, પ્રદેશી અને અજાણ્યા પંખી જોડે પ્રસંગ પડયા વિના, જો તે પંખિણીને અટુલી કરીને ઉડી જાય, તો તે જીવતર કેમ ગાળે? કેવી રીતે ગાળે? કોની સંગાથે ગાળે? શું વગડામાં ભૂલું પડેલું પંખીડું સંગાથી વગર રીબાતું ન હશે? શું ત્યારે તેણે આતમઘાત કરવો? એક તરફથી લોક–મર્યાદાનું બન્ધન, બીજી તરફથી માબાપ ને સગાં–વ્હાલાંનો જાપતો, ને ત્રીજી તરફથી શરીરમાં દિન પર દિન પાણીના પુર પેઠે વેગ કરતી યૌવન ગતીની ઇન્દ્રિયોની વ્યાકુળતા, તેમાં કામાગ્નિનો ભાસ એટલો ઉછળે છે, કે સહન થતો નથી; ત્યારે તેના શાન્તિ શી રીતે થાય? જો સ્નેહીના સ્નેહનો ઉછાળો મૂળ ઉછાળાથી વધતો હોય, જો પરણેલા પતિ સાથે પ્રેમ બંધાયો હોય, ને તે વિલસતી કરીને પરલોક પધાર્યા હોય, તો પ્રેમના પઝરણમાં દેહ દમન થઇ શકે; ઇન્દ્રિય દમન થઈ શકે! પણ પતિ સાથે પ્રસંગ પડયો નથી, કળી ખિલતી છે. મદમસ્ત ઇન્દ્રિયોના વિકારો દાબી દેવાની શક્તિ નથી. ખાવાને મિષ્ટાન છે, રહેવાને મંદિર છે, મનને સ્વતંત્રતા મળી છે, પ્રેમને પાંખ આવી છે. વિલાસનો અભ્યાસ વધતો જાય છે. આ વખતે યૌવનિકાએ શું કરવું? પથ્થર તળે દબાયલા નાજુક છોડ પણ માર્ગ કરીને બહાર પડે છે;

તો મુગ્ધા કન્યા, જેને સંસારની માયા, કામિનીનાં સુખ, સ્ત્રી ધર્મ, કે પતિ પ્રેમ સમજી શકી નથી, તેવી નાજુક કળીને ખિલતી ચીમળાવવાનો દોષ વેરનાર, ને રીંગણીપર હિમ ઢોળનારને દોષ નહિ દઇએ? મન જો પોતાનો માર્ગ કરે તો તેને અટકાવાય? આ દેહ પવિત્ર છે; હજી અંતઃકરણ કોઇ પુરૂષ સાથે, કહો કે પરણેલા પુરૂષ સાથે પણ બંધાયલું-વેચાયલું નથી; તો હવે માનસિક લગ્ન કરીને મનોવિકારને શા માટે દાબવો નહિ! લગ્નવતી સ્ત્રી હોય, તો પવિત્ર દેહને અન્ય પુરૂષનો સ્પર્શ કરાવીને એક સતીના પતિવ્રતપણાપર દોષ લગાડવા જેવો છે! હજી આ દેહ તેવો અપવિત્ર સ્થિતી ભોગવવાનો કે દોષવંત થવાનો નથી-માનસિક વૈરાગ્ય એ દેહનું ખરૂં સુખ ને સાર્થક છે! ગોપીયોએ શ્રીકૃષ્ણ પ્રભુને દેહની વાસના અરપી હતી. મીરાંએ શ્રી ગિરિધારીલાલજીને છતે ધણીએ પોતાની માનસિક સ્થિતી સોંપી હતી-તો આ દેહની ઉછળતી આશા ને અંગના વિકારોને માર્ગ દેવા માટે કાં તેવો યત્ન ન કરવો?-

"પુનર્લગ્ન તો મહા પાપ છે. એક પુરૂષના સંયોગ પછી સ્ત્રી જાતના પવિત્ર દેહમાં અન્ય પુરૂષની ભાવનાનો અંશ જવો ન જોઇએ, ને તેથી નવીન વિકારોથી ઉત્પન્ન થતી પ્રજા વરણસંકર નીવડે તથા સ્ત્રીઓની માનસિક સ્થિતીપર વિષય વાસનાનું આવરણ આવીને શુદ્ધ સતીત્વને ખામી લાગે, માટેજ પુનર્લગ્ન કરવું નહિ. વળી જે સ્ત્રીઓએ માનસિક સુખ મેળવીને નવોઢાપણામાં કામવિકાર તૃપ્ત કર્યો છે; વળી પતિ-પ્રેમ વડે આનંદ પામી છે; એ સ્ત્રી; જો પતિધર્મ ભૂલી જઇને કામ તૃપ્ત કરવા માટે પુનર્લગન કરે, તો તેને લાખવાર ફીટકાર દઇશું; પણ જે બાળરાંડ હોય, જેમણે પતિપ્રેમ કે સંસાર વાસનાનો ભોગવટો કીધો ન હોય, તેમને નિયોગ લગ્ન શા માટે ન કરવું? પુનર્લગ્ન કરવા માટે વૈદિક નિયમ પ્રમાણે પણ શાસ્ત્રોએ

મનાઇ કરી છે, તે ખરી વાત છે; કારણ કે ભ્રષ્ટા નારી કામના વિકારને લઇને પતિધર્મ ભૂલી જઈ દુષ્ટાચારણ કરે છે; પણ જે અજ્ઞાત યૌવના છે, ને જેમણે સંયોગ વિયોગનાં સુખ દુખ જાણ્યાં નથી, તેમને શા માટે નિયોગ લગ્ન ન કરવાં ?"

"હાય ! ન્યાતનાં બન્ધન, ને વિધવાનો સંતાપ જો અવળાં આચરણ કરાવે, નીતિભ્રષ્ટતા કરાવે, અને અવળે માર્ગે દોરવે, તો વાંક કોનો ?" શાન્તનુના મનમાં આ વિચારો ઘડી પ્રતિ ઘડી થાય તો આશ્ચર્ય શું !...........

વાંચનાર ? વિધવાઓને પુનર્લગ્ન કરાવવાની તરફેણ કરનારા સાચા સુધારકો એજ, કે શાન્તનુ જેવી કન્યાને પરણાવવાની તરફેણ કરે ! પણ આજનો લેભાગુ સુધારો તો દસ વર્ષ સુધી સ્વામીની સોડમાં સંતાયલી બે છોકરાંની માને ઘરઘરણું કરાવવાની તરફેણમાં ઉતરી પડયા છે ! કહો, ત્યારે ખરા સુધારક કોણ ? આ પ્રસંગે જરા એ વિવાદમાં સહજ નજર નાખવી અનુચિત્ત નથી !

---

## પ્રકરણ ૨૦ મું.

---

### ડોસીનો દયામણો બોધ !

"શાનુ ? બેટા તને મહારાજશ્રીએ બહુ યાદ કરી !" વૃદ્ધ ગાત્રિય, પિતામહી ડોસી આમ બોલતી બોલતી, ડોલતી ડોલતી, આંખની ભમર નજીક હાથનો ઓળો રાખીને લાંબેથી નજર કરતી શાન્તનુ નજીક આવવા લાગી. શાન્તનુએ સ્વપ્ન ભ્રમણમાંથી જાગૃત થઈ આંસુ લુછી નાખ્યાં.

ડોસી કોચપર બેસતાં શાન્તનુના મોંતરફ નજર કરીને બોલી–

"દીકરી ? તું તો રડેલી લાગે છે ?"

"હા; જરા મ્હારાથી રડી જવાયું !"

"તને ત્હારી મા યાદ આવી હશે ! દીકરી ? તું હવે સમજુ થઇ, તો પછી માને સંભારીને રડયા કરીએ ? હું સમજું છું. ત્હારૂં હૈયું જે દુઃખના ઉભરાથી ભરાઈ આવે છે, તે દુઃખ માનું નિમિત્ત લહે, પણ કરીએ શું ? આપણાથી કંઇ બીજું આંધળું પગલું ભરાય છે ? ન થાય નાતરૂં, કે ન લેવાય અવળો માર્ગ ! બાપદાદાને ખોટ બેસે, મન ને દેહ અપવિત્ર થાય, ને બીજા સંતાપ જુદા ! એ તો ભાગ્યે પડયું તે ભોગવવું ! રમાનાથજી મહારાજની ત્હારાપર બહુ કૃપા છે ! જો તું અહોનિશ પ્રભુમાં લક્ષ રાખીશ, તો ત્હારી સઘળી મન વેદના ટળી જશે."

"બા? હું મરી જાઉં તો ?"

"આપઘાત કરનારી સ્ત્રીઓ સાતે ભવ એવી દશા ભોગવે ! મુઝવણ આવે તો શોધી લઇએ, પણ જોજે, કોઈ દહાડો એવી ભૂલ કરતી ! એમ ફરીને વિચાર કરીશ, કે મને કહીશ, તો હું તને જરાએ અળગી નહિ કરૂં !" ડોસીએ શામ દામ ભેદે શાન્તનુ-ને સમજાવી-

"ત્યારે તો એવો વિચાર નહિ કરૂં; પણ જો હું મનગમતા વર સાથે ફરીને લગન-

"અરરર ! આ શું બોલી ! દીકરી ? આવા વિચાર તને કોણે બતાવ્યા ? નીલમ બહેન તો એવી ઘેલછા દેખાડેજ નહિ, ત્યારે તને વળી બીજી કઈ રાંડ રેઢીયાળ વંઠેલીની સંગત થઈ, જે પુનર્લગ્નની વાત તને યાદ આવી ! ખબરદાર, જો ફરીને એ નામ લીધું તો ! શું બાપદાદાનું નામ બોળવું છે ?"

"બા, ગર્ભપાત કરે તેં કરતાં પુનર્લગ્ન શું ખોટું ?"

"દીકરી ? આજની તારી રીતભાત વિવેકની હદ કુદાવી ગઈ છે–વળી આડો માર્ગ લઇએજ શું કામ કે એવું ક્રુર કર્મ કરવું પડે ? મનને મારીએ, તો શા માટે આ પાપ વોરવું પડે ? બેટા, એવા ભ્રષ્ટ વિચારો કદી ન કરીએ ! માત્ર આજ તને મેં છુટી મુકી, તેટલાજ વખતમાં તને આવા આવા ભ્રષ્ટ વિચારો પેદા થયા ? જો હવે હું તને છુટી કરીશ, તો ખચીત તું નાદાન પગલું બહાર કહાડીશ–"

"નારે બા; હું તો સહજ કહું છું !" શાન્તનુના મગજમાં રોપાયલા સ્વતંત્રતાના નવા છોડને માર્ગ દેવા માટે તેણીનાથી બકી તો જવાયું, પણ ડોસીના બન્ધનકારક ઠપકાથી તેને લાગ્યું, કે પોતે કહેલું પોતાને કેદી બનાવનારૂં છે, તેથી વાત ફેરવી નાખીને ડોસીને ભરૂંસો દેવા લાગી. ડોસી બડી ચાલાક હતી. જમાનાને જોઇને અનુભવ કોટે વળગાડયો હતો.

"બા, ત્યારે મ્હારા જીવતરનો આશરો કયો ? મ્હારા મનને શાન્તિ શી રીતે થાય ?"

"તું મહારાજાશ્રીની સેવામાં તારૂં મન અરપી દે, ને પછી તું કહે, કે હવે શાન્તિ થઈ છે કે નહિ !" ભલી, ભોળી પણ ધર્મોધ ડોસીએ જુવાન કન્યાને નવો સદ્દમાર્ગ સુજાડયો. ડોસી બિચારી જુના જમાનાની ડોકરી હતી. વળી પોતે મરજાદી હતી. ધર્મોધપણામાં પ્રભુતુલ્ય મહારાજોને એકજ સનિષ્ઠાથી જોતી હતી. તેનામાં બીજો કોઈ પણ પ્રકારનો વિકાર નહતો. મહારાજોના મંદિરને તે વૈકુંઠ–ધામ ગણુતી હતી. વલ્લભી સંપ્રદાયની ઉત્કૃષ્ટતા પ્રબળિષ્ઠ હતી. ધર્મને નામે ધતિંગ ચલાવનારા કોઇકજ ક્ષુલ્લક મહંતો હોય છે; વૈષ્ણવી સંપ્રદાયના સ્થાપક મહાત્મા મહારાજશ્રીએ જેને ધર્મોપદેશ કીધો છે, તેને પગલે ચાલનારા વૈષ્ણવો પરમપદને પ્હોંચી ગયા છે. તેમના યમ નિયમો વડે તેમના ધર્મને અચળપદ મળ્યું છે, અને

એજ રીતે આ વૃદ્ધ ડોસી શાન્તનુને તે માર્ગે દોરવીને તેના મનની વ્યથા શાન્ત કરવા ચાહતી હતી. શાન્તનુ નાદાન હતી, અને તેમના પર મોહ પામેલા મહારાજ રમાનાથજી ડોસીને ઉપદેશ કરીને શાન્તનુનું દુઃખ નિવારણ કરવા ચાહતા હતા. ડોસીએ એ ઉપદેશની અસરથી શાન્તનુને તેણે સમજાવી હતી. શાન્તનુએ ડોસીના ઉપદેશનો અંગિકાર કર્યો હતો.

"માજી? જમવાનો વખત વીતી જાય છે." ભટ ઉતાવળો થયો

"ચાલો; જમી લઇએ." ડોસીએ શાન્તનુને સાથે લીધી, અને બન્ને જમવા ગયાં.

---

## પ્રકરણ ૨૧ મું.

### શાન્તનુની વિરહ-વ્યથા.

સંસારના રસ-પ્રવાહમાં ઝબોળાયલી મુગ્ધા કુમારી શાન્તનુ રાત્રીનું ભોજન લઇને શાન્તીની એકાન્ત શૈયાપર ગઇ; પોતાના સુવાના ખાનગી ઓરડા માંહેના પલંગપર એકલી આળોટવા લાગી: મનની વ્યથા મન જાણે! માવડીજીએ મહારાજશ્રીના ચરણમાં શીશ નામીને દેહનાં દુઃખ દમવાનો ઉપદેશ કીધો, પણ વિરહની વ્યથામાં શાન્તનુના કર્ણ-ચર્મને અથડીનેજ દુર ખસી ગયો! તેણીને માત્ર એટલુંજ સ્મરણમાં રહ્યું, કે કોઇ પણ વિઘ્નની નડતર સિવાય મંદિરનો માર્ગ વધારે રહેલો છેઃ-મહારાજશ્રીની કૃપાનું ફળ વિરહની ક્ષુધા ટાળે તેવું છે! જગતનો અપવાદ અબૂડ રહીને, વૃદ્ધ ડોસીનો ભય દૂર થઇને, ધર્મને અનુસરવાના માર્ગદ્વારા મનની શાન્તી મેળવવાનો એક આડકતરો માર્ગ મળી શકે, એ તેમની આ વેળાની

ઉડતી સ્થિતીને રૂચતું થયું! ક્ષુધા વેળા તો અન્ન સાંભરે, અને તૃષા વેળા પાણી સાંભરે! જ્યાં મોહનું બાણ વાગ્યું હોય, ત્યાં વળી ઉપદેશનું પાણી શી અસર કરે! ત્યાં તો આંખને રૂચતો પ્રેમી પદાર્થ પડખામાં પડયો હોય, તોજ દરદની શાન્તી થાય! વિરહીણી યુવતી એજ વિનોદ અને એજ વિલાસ મેળવવાની તૃષાતુર છે, પણ કયાંથી મળે? શકુન્તલાની વિરહાગ્નિ શાન્ત કરવાને અનસુયા ને પ્રીયંવદા બન્ને સખીઓ કુસુમમાળ લઇને પવન નાંખતી હતી; પણ શાન્તનુ કોની જોડે એ વાત કરીને દુઃખ વીરમે? જ્યાં સુધી વિરહ–વ્યથાનો મૂળભેદ વીસ્તરીને વિલોકયો નહોતો, ત્યાં સુધી તેના ગુપ્ત અંશો અને અકારા અંકુશો તેને ખુંચતા ન હતા; હવે તો તેની અવસ્થા બહુજ દયામણી થઈ પડી! જો કે તે કોઈ પણ ભોગીની ભમરી બની ન હતી; તોપણ ગુણવંતી નિર્મળ સુખની અધીકારીણી થઇ, ને પોતે આ દશા ભોગવે છે, એજ વ્યથા ભારે થઇ પડી! વળી જયન્તે કશી ધારણા ન દીધી, કોઇ માર્ગ ન બતાવ્યો, કશી રીતે આશાનાં પાણી ન પાયાં, અને આકળાપણામાં મ્હારી ગુણવંતી કહીને ચાલ્યો ગયો, એ પણ અદેખાઇમાં વધારો કરી ગયો; એટલે શાન્તનુને અદકી ઇર્ષ્યા પ્રાપ્ત થઇ! આ ઇર્ષ્યાથી માત્ર પોતેજ જીવ બાળવા લાગી, દેહ દઝાવવા લાગી. શાન્તનુએ નિંદ્રા પરહરી! એક સાક્ષી ચંદ્ર ને બીજો દીવો હતો, પણ બન્ને અપ્રિય પુરૂષ એટલે તે તો વેરી લાગ્યા! ત્યારે હવે કોની સંગતથી શાન્તિ મેળવવી! વિચાર–શ્રેણીનો પલ્લો પકડયો, ને પલંગપર અચેત પડીને મનગમતા તરંગ ચલાવવા લાગી.

"આહા! હું જાણે પિયરથી આજેજ આવી છું! ઘણા દિવસનો વિયોગ સહીને આજેજ સ્વામીની સોડમાં સંતાવાની છું; સ્વામીનાથ પ્રદેશથી આજેજ આવ્યા! કુટુમ્બ મેળામાં સન્માનાર્થે ગુંથાયા છે! વડીલોની મર્યાદાનું ઉલ્લંઘન" ન કરી શકાય, માટે

રોકાયા છે! આહા! તેઓ શયનગૃહમાં પગ દેશે, કે હું કમાડ વાસી દઇશ, અને પીઠ પાછળ દોડી જઇને તેમની આંખ દાબી દઇશ; જેવા તેમના હાથ પછવાડે પકડવા દોડશે, કે હું સન્મુખ આવીને ચુંબન આપી દઇશિ. તે વેળા પ્રાણાધાર કેવા મગન મગન થઈ રહેશે! પણ પીયુને ભેટવા પહેલાં મ્હારે શૃંગાર સજવો જોઇએ! પ્રથમ તો મ્હારે ચોટલો હોળવો જોઇએ—મ્હારા વાળ તો આજેજ મેં ધોયેલા છે; તે છુટા ફરફરે છે; લાવ, આરસીમાં જોઉં તો ખરી? આહા! આ વાળ તો મદનની મસ્તાનીના અખાડામાં રમતી વેળા છુટા થાય, અને પછી વિલાસની લ્હેરો વેળા ઉડતા હોય, તો સારા લાગે! ચોળી તો મલમલની છે, એટલે રાત્રીના પોશાકમાં અયોગ્ય નહિ લાગે! મલમલનો સફેદ ચંદની જેવો ઘાઘરો મને બહુ શોભે છે ઓઢણી તો પડતીજ નાખવી જોઇએ. ના, ના, ઉંચી રેશમી ગાજની ચુંદડી તો શરીરને શોભાવશે! નુપુરનો રણઝણાટ તો સ્વામીને ચેતવવા સારો લાગે! શયનમાં તો તે અકારો થઇ પડે!—હૈયાપર મોતીનો હાર ઠીક લાગે! વાહવા! આવો શણગાર પણ મોહનને રીઝાવશે! આહા! હવે વાલમજી કયારે આવે? બારીમાંથી દેખાશે! ચાલ બારીએ વાટ જોતી ઉભી રહું! રડયો ચંદ્ર આંખ મીંચામણી રમાડે છે. પોતાનાં કીરણ આંખમાં મારીને સ્વામીને આવતા જોવા દેતો નથી! હા, ઠીક થયું! ચન્દ્ર જરા નીચે નમ્યો. બગીચાના ઝાડની ઓથે દબાવા લાગ્યો. હા, સ્વામીજી પધાર્યા—પધાર્યા! ઓ! દાદરપર ચડયા! ઓ કમાડ નજીક આવ્યા! અરે! તે તો હસતા હસતા આવે છે! પધારો, પધારો, મ્હારા લ્હેરી લાલા? વ્હાલાનાં વેણ ને કાલાનાં કેણ કયાંથી? અરે મને ભેટતાં પહેલાં દરવાજો તો બંધ કરવા દો! ના—ના, એમ ન થાય! કોઇ દેખી જાય! દરવાજો બંધ કરૂં છું; અરે! મ્હારી આંખ શા માટે દાબો છો? હસો ના—પલંગપર

કેમ દોડી ગયા? ઉભા રહો—મસ્તાન બની ન જાઓ—આવો, ભલે હવે કોમળ કળી ચંપાઇ જાય! હું પણ ખરી કે તમને હરાવું!" ભમર—કમળની મસ્તી થઈ. શાન્તનુ ઘેલછામાં પલંગના તકીયા જોડે બાથ ભરવા લાગી. મગજપર ચડેલો તાપ પ્રસ્વેદદ્વારા શાન્ત પડી ગયો, અને ખરેખર જાણે હવે થાકી ગઈ હોય, દમ્પતી સંયોગની પ્રેમ—પર્યાપ્તી થઇ ગઇ હોય, વિલાસની વિશ્રામીનો અંત આવ્યો હોય, ને વિરહની વ્યથા શાન્ત પડી ગઈ હોય, તેમ તેણીના અવયવ શાન્ત પડી ગયા, ઇન્દ્રીયો શિથીળ થઈ ગઇ! કામનો ધુમો ઉડી ગયો—વિરહનો આવેશ દુર થઈ ગયો. શાન્તનુ જંપી ગઇ—અને અનેક દુનિયાના પ્રવાસમાં અથડાવા લાગી.

આહા! વિરહીની વેદનાનો અણસારો કોની કને જઇ કહેવાય?

> વિરહીજનની પીડ વિરહી જાણેરે!—
> શાન્તનુનો સુખ સંયોગ પીંડ પીછાણેરે.
> અનાધારના ઓરતા, ભૂખ્યાનું ભોજન;
> વિરહીજનની વેદના, ટકે તૃપ્તી સુધી તન—

શાન્તનુ તો ક્ષુધા પિડીત હતી; એટલે ભોજન માટે ટળવળતી હતી, પણ જયન્તની અવસ્થા તો જોઇએ!

---

## પ્રકરણ ૨૨ મું.

### પ્રેમનો વિલાસ! પરસ્ત્રી ગમનનો કુમાર્ગ!!

"વરકી બીલ્લી દાલ બરાબર' વાળી કહેવત ઘણીવાર આબાદ અનુભવ બતાવતી જણાય છે. મનુષ્ય સ્વભાવમાં અજબ ચમત્કાર રહેલો છે. પોતાની રંભા સમાન, રાધા સમાન રૂપાળી રમા છતાં,

અળખામણી આંખ, અણગમતા મુખડાની સ્ત્રી હોય, તેની તરફ ટગર ટગર જોયા કરે, એ તે કેવો પ્રભાવ હશે? ઘરનું ભોજન ગમે તેવું મીઠું ને ઇષ્ટ છતાં પરઘરનું ભોજન પ્રીય કેમ ગણતા હશે? 'પારકી રોટલીની કોર મોટી' આ દેશી કહેવત અનુભવીઓને સત્ય જણાતી હશે. ઇંદ્ર રાજાના મહાલયમાં અનેક અપ્સરાઓ છે, અને પોતાની દેવકાન્તિ સમાન ધર્મપત્ની ઇંદ્રાણી છતાં, ગૌતમરૂષીની પત્ની અહલ્યા પ્રતિ મનોભાવના રેલો કરી ગઇ! પુરૂરવ રાજાને મનોહરી સ્ત્રી છતાં ઉર્વસી અપ્સરાનો પલ્લો પકડી બેઠા! મંદોદરી જેવી રૂપવતી ને ગુણીયલ સતી છતાં મૂર્ખ રાવણ સીતાને સતાવવા બેઠો! કામાંધી નરોને પણ એક ધન્ય છે!! કુદરતની કારીગરી ને મોહનની માયાને ધન્ય છે! કામદેવની કળાને અને કૂટીલ વાસનામય મનને પણ ધન્ય છે! એકજ પદાર્થ અનેકવાર મોં કને આવ્યાથી સહજ અભાવ થાય, અને નજર જખ મારે તો મારે! પણ કોઇવાર અખાજ ખાનારા દૃષ્ટિ મર્યાદાનો કે ધર્મ-બંધનનો કશો વિવેક રાખ્યા વગર ઝંપલાઇને જીવ ગુમાવે છે, અને તે પણ સમજુમાં ગણાતા શાણાઓ એવું કર્મ કરે છે, એનોજ અફસોસ છે! વૈરની નજરે જોનારા કદાપી દુર્યોધન સમાન પાતકી પુરૂષ દ્રૌપદી જેવી સતીને વૈર લેવા માટે રંજાડે, એ એક વાત છે; પણ યયાતી રાજા જેવા વૃદ્ધ જ્ઞાની પુરૂષ માત્ર કામિનીના મોહમાં લપટાઇને, પોતાના પુત્રનું આયુષ્ય માગી લઇ, વયને વધારી, કામદેવની તૃપ્તિ અર્થે જીવનનો ઉત્તર ભાગ ગાળે, એ અફસોસ કરનારૂં ન કહેવાય, તો અન્ય ઉચ્છિષ્ટ બીજું શું કહીયે? કહે છે કે બ્રહ્માયે પોતાની પુત્રી સરસ્વતીની મનોહર કાન્તિ પર લુબ્ધાઇ ગયા હતા! પોતાની કારિગરીપર પોતેજ મુઝાઇ ગયા હતા! કામદેવની શક્તિ જો કે વધુવાર ટકી શકી નહિ; પણ એક ક્ષણ મનોવિકારના મારેલા બ્રહ્માયે મોહને તાબે થઇ ગયા હતા!

ગુણવંતીનો માયાળુ ને કાચી કેળ જેવો કોમળ પ્રેમ, તે સાથે પાકેલાં કેળાં જેવો મીઠો મોહ, અને મન ગમતી રમત-ગમતનું પ્રિય પંખીડું તજીને આ નવીન નવોઢા પ્રતિ જયન્તનું અંત્તર દોરાતું હોય, તો તેનું માત્ર એકજ કારણ હોવું જોઇએ. ગુણવંતી સગર્ભા હતી. કામવિકાર પ્રેમની ધુન કને જો કે ક્ષુલ્લક છે; તોપણ પોતાની મેળે દીલ દોડાવતી આવેલી શાન્તનુ જો જીભની મીઠાશનો પણ ઘડીભર વિસામો થઇ પડે, તો આનંદ થાય. એમ માનવામાં આવ્યું હોય! પોતે ગુણવંતીના પ્રેમમાં વીંટળાયો હતો, ને શાન્તનુની રસજ્ઞતા પારખી નહતી, પણ પરસ્પર ભેટ થયા પછી શાન્તનુની આતુરતા જોઇને જયન્તના મનમાં કંઇક સંસ્કારી લાગણી ઉત્પન્ન થાય, તો વિસ્મય થવા જેવું કંઈ નથી! વળી પોતાના તિરસ્કાર પછી આવી એક રૂપવતી રાધા કેવળ સંસાર સુખથી વિહીન થઇને કામના દાવાનળમાં ડુબતી ને દઝાતી જુએ, ને તે દૃષ્ટિની દયા શાન્તનુને શાન્ત કરવા તલ્પે, તો પણ નવી નવાઇ જેવું નથી.

'કાગનું બેસવું, ને તાડનું પડવું.' એમ સંજોગ વચ્ચે જયન્તનું ડગમગતું દીલ જુવાન સારીકાના સ્નેહનું પાન કરવા, વિના યત્ને મળેલો મેવો ગ્રાહ્ય કરવા, તેના દેહને અપવીત્ર કરવા નહિ, તો માત્ર મનપર શરીરપર આવરણ કરી રહેલી, આચ્છાદન કરી રહેલી સ્નેહની ઓઢણીની મોહીની મેળવવા, એ ઘડીનો વિશ્રામ લેવા ગુણવંતીના અંગ-સ્પર્શના અભાવે, કામક્રીડા રૂપ જયન્તે, શાન્તનુના થોડા બાકી અધુરા રહેલા સંસ્કારનો ભોગ લેવા પોતાની ચચળ વૃત્તીને શાન્તનુ પ્રતી દોરવી હોય, તો આપણે હમણાંજ જોઇ શકીશું; કારણ કે શાન્તનુ જેવી ઠસ્સાદાર સુંદરી મોં માગ્યું વરદાન દેવા, શરણાગત થઈ જાય, તો જયન્ત કેમ વિસારે? સુજ્ઞ અને ધર્મજ્ઞ પુરૂષનું લક્ષણ છે, કે કોઈ પણ કામ-સાગરમાં દઝાતા,

મોહ–સાગરમાં ડૂબતાં માણસને બચાવી લ્હેવું, પણ આ કળીની દુનીયામાં એવા વીરલા નર, સંસારીઓના રેહેઠાણમાં કયાંથી મળી શકે? અને જે એવા નર હોય, તેની સંગતમાં, તેના સહવાસમાં એવી સ્ત્રીયો આવીજ કેમ શકે? સ્ત્રીઓનું આ તો એક મહા લક્ષણ છે કે છેવટની ઘડી સુધી, પોતાની સંપુર્ણ ઇચ્છા છતાં, પુરૂષને નચાવવામાં, કુદાવવામાં, દઝાવવામાં, રીબાવવામાં ચુકતી નથી. અધીરા કામી પુરૂષો પોતે સ્ત્રીના ફંદમાં ફસ્યા પછી, કઈ ઘડી ને કઇ પળે તેના અંગને નીચોવે, એવી દુષ્ટ આતુરતાથી આકળો બની જાય છે! સ્ત્રી ગમે તેવી કામાતુર છતાં શરૂઆતના પ્રસંગમાં કદી પણ ઢળતી નથી. જોકે કોઇવાર એ પ્રસંગ ગુમાવી દે છે ખરી; પણ મનની મર્યાદા તજીને પરૂષ પેઠેમ આકળી બની પોતાની દૃઢતા ખોઇ દેતી નથી! ચોરીનું કામ બહુ ભયંકર છે! ખાસ કરીને પરસ્ત્રીનો મેળાપ એવો તો મજબૂત કીલ્લેદાર છે, કે ભલા ભલા બહાદુર નરો અચકાઇ જાય છે, અને જેણે અનેક કિલ્લાઓ સર કર્યા હોય, તેવા સરદારો પણ આ પ્રેમ–કેદીની મુલાકાતમાં કામના સાંઢસામાં સપડાયલા નાગ પેઠે, પીંજરામાં પકડાયલા ઉંદર પેઠેમ કેવળ નબળા બની ગયેલા લાગે છે.

જયન્તની પ્રૌઢતા, દૃઢતા, ગુણજ્ઞતા કે ધૈર્યતા માટે બચાવ કરવાની બહુ અગત્ય નથી. શાન્તનુએ પોતેજ પોતાના અંતરમાં જયન્તનો માળો કર્યો છે; જયન્ત હાલ મનની શાન્તિ છતાં, કામની અશાન્તીની હોડીમાં હલેસાં મારીને મોહ–ખાડીમાં અથડાયા કરેછે, તેને વગર હલેસાની સ્ટીમ–લૉચ મળી જાય, તો સ્હેજે તેનો અંગિકાર કરે, તેમાં આશ્ચર્ય શું?

શાન્તનુ જો જયન્ત પ્રતિ લગની લગાડે, અને પ્રથમ તેનીપર સુખની આશા બાંધ્યા પછી, બીજા વરનું નિમિત્ત ચુકીને આ દશા

પર ચડે, અને જયન્તને પોતાનો સ્નેહી માને, તો શાન્તનુને અપવાદી કેમ કહીએ? ન્યાય, ધર્મ, નીતિ, ને વ્યવહારને આ પ્રસંગે જોવાનું નથી; અહીં તો માનુષિ પ્રકૃતિ અને ઇન્દ્રિયના વિકારોનું તોલ કરવાનું છે. નીતિમય વાતો વર્ણવીને જ્ઞાનોપદેશ કરવાના માર્ગ જુદા છે. વિરહીને વળી જ્ઞાનનો લેપ શી અસર કરશે? સંસારના પ્રચળિત માનુષી ગુણોના પ્રવાહનો વેગ અટકાવીને ધર્મનાં રહસ્ય સમજાવવાના રસ્તા અલગ છે! એવા ઉપદેશની અસર જો રાગીને થાય, તો પછી વિરાગી ક્યાં જશે? કાળી ને ધોળી બન્ને બાજુ જોરબંધ કુદે છે. કુદરતે પોતેજ કાળી બાજુ વધારી દીધી, તો તેની ઢોલકીપર નાચનારાં વાંદરાંને શો દોષ દઇએ? જોઇએ તો ખરા, જયન્ત ને શાન્તનુનો સમાગમ શું પરિણામ લાવે છે?

એક પરણેલી પ્રમદા, જેણે પોતાના શરીરનું દાન, પોતાના પતિને સમર્પણ કર્યા પછી પરપુરૂષ સાથે ભ્રષ્ટ થનારી પ્રમદાના અધિક દોષનું બિન્દુ, પરણેલી પણ કુંવારીજ ગણાતી શાન્તનુ જયન્ત સાથે જો ભ્રષ્ટ થાય, તો તેનું પાપ ઓછું તો નહિ; પણ સ્નેહમાં જે દોષનું યત્કિંચિત નિવારણ થતું હોય, તેટલા હિસાબમાંથી બાદ થઇ શકે! પાપી મનને પાપજ નથી! જેને માંસ ખાવાનો વિકાર નથી; જેને નર્કના ટોપલા ઉંચકવાનું સુગ નથી, તેને વળી કુસુમની સુગંધીની મનોહરતા શી અસર કરી શકશે? એ વૃથા મનનો વિતંડાવાદ છે!!!

એકજ પરણેલી પ્રિયાની પ્રીતિનો સ્વાદ ચાખનાર વીરલા વિલાસીઓને ધન્ય છે! સદાકાળ પોતાની અર્ધાંગનાની નિર્મળ ને નિસ્પૃહ પ્રીતનો અંગિકાર કરનારા મહાત્માઓને ધન્ય છે. જેની આંખમાં પતિ પ્રેમનું અશ્રુ, સ્વામીના સ્નેહની પાપણ પર ટપકી રહેલું છે. જેની હૃદય વિશ્રાન્તિ સુલભ વલ્લભામાં અંતરના સ્વધર્મ

## નીલમ ને માણેક.



જયન્ત, ગુણવંતીનું શાન્તવન કરવા લાગ્યો. ભાગ ૬ પૃ.

સાચવવામાં સનિષ્ઠાથી એકજ સન્માર્ગગામી જોડાંની બન્ધનકારક પ્રીતિમાં સમાયલી છે; એવાં દૈવી દમ્પતીઓના સંસારને, સ્નેહને, ધર્મને, વિલાસને અને આનંદને ધન્ય છે! વાહરે વાહ! સંતોષના સુરતરૂપર બેસીને શાન્તીનું ફળ ચાખનારાં વિલાસી પંખીડાં? તમે સદાકાળ જીવતાં રહો! તમારૂં સ્નેહ-પાન, વિયોગના અશ્રુથી ઝરવા કરતાં, આનંદાશ્રુથી ટપકતાં રહો! તમારી નીર્મળભાવના, ને સંસારની શુભ વાન્ચ્છનાઓ ફળીભૂત થાઓ! ધન સમ્પતી, તન સમ્પતી, ને તનુજ સમ્પતીથી સદા ગર્જતાં રહો! પ્રેમભક્તિ, દેવભક્તિ, ને રાજ્ય વા દેશ ભક્તિમાં અખંડ શ્રદ્ધાળુ રહો! ગરીબ સંસારે વા તવંગર હાલતે નિષ્કામ ભક્તિ વડે, રંકને રાય ગણીને ફળેલા આંબા પેઠેમ નમતા રહો! આ લોકમાં સુખી રહો, પરલોકમાં સુખી રહો! દમ્પતીના સરળ પ્રેમથી દઝાતા શત્રુઓથી પ્રભુ તમને બચાવો! પ્રયત્નવાદી થઇને સદા ચડતી કળા ભોગવો! તમારી સુશીલ સ્ત્રી, તમારાં વ્હાલાં બાળકો અને તમારી પુન્યવંત સાહ્યબી સદા અખંડ રહો! અમરવેલી પેઠે તમારો વંશ વધો! તમારા કુળવાન કુટમ્બને કુળવાન વીર્ય પ્રાપ્ત થાઓ, ને સુરી પ્રજા સદા શાન્તિ ભોગવીને વંશ વૃદ્ધી કરતી રહો!. અસ્તુ!!

---

## પ્રકરણ ૨૩ મું.

### જયન્ત ને ગુણીનો ભેદ-ભરમ.

"શાન્તનુ? આહા! કેવું મીઠું નામ! શાન્તિનો ભંડાર! ખરેખર તેના મુખની નમણાઇ એક શાન્તિનો ઓળો છે! તેની ગંભીરતા નિશ્ચય શાન્તિદાયક છે. દયામણા મુખડામાંથી નીકળતા દયા ખેંચનારા શબ્દો, વિયોગ વેદનાથી નીકળતાં વિરહના આંસુ, ભાવીએ ગુમાવેલો

ભાવીક ભરથાર અને આખરે કુમારી અવસ્થામાં આવેલા રંડાપાથી તે કેવી અશ્રુપાત કરતી હતી? અરેરે, તે કેવો નિસાસો નાખતી હતી? ભવિષ્યમાં થનારી પતિ!! આશાના વિમાનમાં ઉડતી શાન્તનુનું રૂદન, અરે, અશ્રુપાત દીલને વિંધી નાખે છે. કદાચ તેમના વિરહની શાન્તિ આપવાનો અધર્મ ન કરવો ઘટે, પણ તેમની ઉન્નત આશા, દુઃખના વાવાઝરડામાં આમ તેમ ડોલતી ફરે છે, તેને વચન-યંત્રવડે સ્થિર કરવાના અગત્ય હતી!" માત્ર આ વિચારોનું આન્દોલન કરતો જયન્ત પોતાને બંગલે પહોંચ્યો. રઢીઆળી ગુણવંતી પતિ-દર્શનની રાહ જોતી ચોકમાં બેઠી હતી. પતિને ઢીલ થવાનું કારણ શોચતી હતી. સ્વામીની રાહ જોયા છતાં ન આવ્યાથી અને તેમને નીલમના બંગલા સુધી ફેરો થશે, તેના વ્યાપેલા ક્રોધથી છુટવાનો, ક્ષમા ચાહવાનો સંકલ્પ કરતી હતી-એકજ દૃષ્ટે દરવાજા ભણી જોતી હતી, અને એકજ ધ્યાનથી એકજ પતિરૂપ પ્રભુનું આરાધન કરતી હતી. ત્યાં જયન્તનું દર્શન થયું. હસતી-કુદતી સારિકા ચોકમાંથી ઉતરી આવીને બાગના બાંક કને જઈ બેઠા.

"આપને બહુ વીલંબ થયો, મ્હારા લવ!"

"હું તને તેડવાજ ગયો હતો, માઈ ડૉરલીંગ! રમા ક્યાં છે?" જયન્ત, બાંક પાછળ ઉભો રહીને પ્રિયાને શાન્તિ દેવા લાગ્યો. મનનો મર્મ છુપાવા લાગ્યો.

"રમા તો મોજી મહારાજ જોડે પછવાડે રસોડા કને રમે છે. પણ આપને વિલંબ ક્યાં થયો?"

"થોડો ઓફીસમાં ને થોડો—" જયન્ત બોલતાં ચમકયો. જાણે વિચારમાં મુઝાયો હોય, વાત કહેવી કે નહિ, તેનો દાવ-પેચ શોધતો હોય, એવો દેખાવ થઇ રહ્યો. ભોળી ભલી પ્રમદા તો ભલાઇનાજ માર્ગે જાણતી હતી. તેણે તો એટલુંજ પુછ્યું—

"નીલમ વ્હેને વાતોએ ચડાવ્યા હશે! શું તેમણે નવલરાય વિષે વાત કહાડી કે?"

"પ્રથમ તો તે મળ્યાંજ નહિ, એટલે પછી—

"આજ મન કંઇ અસ્થિર છે, શું? પુરો જવાબ કેમ દેતા નથી!

"ના–ના–કંઈ–નહિ–એ તો, એ તો હું કની તે ત્યાં રોકાઈ ગયો!"

"બંગલો ભૂલી ગયા, કે ભૂલા પડી ગયા?" ગુણવંતીએ હાસ્ય કરતાં કહ્યું; જયન્ત શરમાઇ ગયો—

"હા, એમજ થઇ ગયું!" જયન્ત જુઠું હસ્યો–

"ને તેથી શરમાવું પડયું હશે. કોઇના બંગલામાં જતાં કોઇના બંગલામાં પેસી ગયા હશે, ને પછી ભોંય ભારે થઈ પડી હશે."

"હા, પ્રિયાને મળવાની આતુરતા તો સાગરને મળવા જનારી સરિતાના પુર–વેગ જેવીજ હોય, એ તો તું જાણે છે!"

"હા, ને તેથી કોઇ પારકી સ્ત્રીની ભેટ થઈ જાય, ત્યારે તો પછી–" ગુણી, નિર્મળ ને નિર્દોષ ભાવે હાસ્ય કરવા લાગી; પણ જયન્ત ચમકયો. રખે ગુણીની દૃષ્ટિ પડી હોય, એમ વિમાસણ કરવા લાગ્યો. સંકોચાવા લાગ્યો. કૃત્રિમ હસવા લાગ્યો. ગુણી આ ભૂલા પડેલા ભરથારની રમુજ કરવા લાગી–જયન્ત ગભરાતો ગયો.

"ચિન્તા નહિ! એ લોકો તો બિચારાં સમજી ગયાં હશે, કે આ કોઈ રસીયો પોપટ ઉડતો આવી ચડયો છે. વારૂ, કહો તો ખરા! સુંદર શુક સમજીને કોઇએ પરોણાગત કરી?"

"ગુણી? આજ તું કંઈ બહુ રંગમાં ધુમે છે?"

"ના, ના! રંગ લગાડનાર તો તમે છો. તમે અળગા થાઓ, તો પછી મને રંગ શેનો ચડે? અત્યાર સુધી મુગી બેઠી હતી, પણ તમે આવ્યા કે રંગ ચડ્યો. મ્હારા સમ, કહો તો ખરા, તમે કોના

બંગલામાં પેસી ગયા હતા ?" ગુણીની હઠ, ગુણીની મશ્કરી અને જયન્તના ક્રોધથી બહાર પડતો ખુલાસો દમ્પતીના સુખને વધારે શાન્તિ આપનારો થઇ પડશે, કારણુ કે નીલમની દૃષ્ટે નીકળી પડેલો જયન્ત કદાચ ભૂલ–ભૂલામણીના ભોગે અથડામણીના દાવપર ચડી જાય, તો આડકતરો કુદરતી નિર્ણય વ્હાર કરી શકે. પ્રભુ ન્યાયી નિર્દોષને બચાવવા માટે એ મહાભાગ ભગવાન ખચીત આડે રસ્તે પણ ન્યાયથી સહાયતા કરે છે.

"ગુણી ! એક અભાગી અબળાને મેં જોઇ, તે એવી તો સુંદર ને એવી તો નમણી હતી કે—

" હા, હા, ત્યારેજ ઢીલ થઇ, વારૂ પછી—

" તું શંકા કરશે, તો હું નહિ કહીશ !

" જો પાણી મરેલું નથી, તો પછી તમે શંકા કેમ કરો છો ?

" દુઃખની મારેલી અશ્રુપાત કરતી હતી–મને એવી દયા આવી કે જો મ્હારી સહાયતા અનુકુળ હોત તો—

" તે તમને પોતાને માગત તો ?" ગુણી હસી પડી.

" જા, ત્યારે હવે હું નથી કહેતો—

" મ્હારા સમ ! એમ રીસાવું નહિ. વાતનો રંગ કેમ ચડે ? વારૂ પછી ?—

" પછી તો વાર થઇ જતી હતી, એટલે તે રડતી રહી, અને હું તને લેવા પાછો ફર્યો."

" તે બંગલો કોનો હતો, કે નીલમ બ્હેનના બંગલામાં પાછા ફર્યા !"

" તે બંગલો ? તેનું નામ મેં ન પુછ્યું ! નીલમની જોડેજ તે રહે છે."

## નીલમ ને માણેક.



નીલમ ને શાન્તનુ—ઉપદેશ કે ટપકો? ભાગ ૬ પૃ. ૧૧૭

"હશે. ચાલો; પણ તમે જઈ ચડયા હશો, ને રાભા જેવા આમ તેમ અમને શોધતા હશો, ત્યારે તો હસવાના ભાવ પડયા હશે, હેં! હાઃ હાઃ હાઃ" ગુણી ખુબ હસી. તેણી કંઈ પણ મર્મ સમજતી નથી. જયન્ત બિચારો ખુલાસો કરે છે; નિર્દોષતા દેખાડે છે.

"હસવા કરતાં રમવાના ભાવ વધારે પડયા!"

"હા જો તેમ હોય, તો તમારે લગાર ધિરજ આપવી હતી. કોઈ જુવાન બાળા તમારૂં શરણુ માગે તો—તો—

"જા, જા! વળી મશ્કરી કરવા લાગી કે! ચાલ, ચાલ, હજી તો રમા વાટ જોતી હશે." જયન્ત વાત ઉડાવીને બાંક કનેથી અંદર બંગલામાં રમા કને ચાલ્યો ગયો. ગુણી તેની પાછળ હસતી હસતી ગઇ. આ મધુરી બાળા શું જાણે, કે જયન્ત જે ખુલાસો કરે છે, તે પરાણે જવાબ આપવા સરખો છે; મૂળ વસ્તુપર આચ્છાદન થયેલો છાંયડીવાળો જવાબ છે!!—

---

## પ્રકરણ ૨૪ મું.

### નીલમ ને શાન્તનુ! ઉપદેશ કે ઠપકો!!

મ્યાનમાં છુપાયલી તરવાર, અને પાણીદાર તથા ધારદાર તરવારની અણી જેવું પુરૂષોનું તીવ્ર હૃદય પરસ્ત્રીની પ્રીતથી સમજાવીને કોમળ પ્રિયાંગનાના અંતરને ભેદી નાખે છે, એવા પુરૂષની અભાગી પત્નિઓની સહનશીલતાને ધન્ય છે!—ઉપરથી ઝગઝગતી દિવાની જ્યોત જેવી લાગણી અને અંતરમાં ઝેરી વાસનાથી ભરેલી તરવાર જેવી તીવ્ર લાગણીના પુરૂષોને ધિક્કાર છે! તરવાર તો શત્રુને બતાવવા

દમામથી દબાવવા, નમાવવા ને હઠાવવા માટે કામની છે, નહિ કે કામિનીના કંઠમાં આરોપીને, વિશ્વાસના ઝાડને છેદવાના ઉપયોગમાં લેવાની છે. ઘાતકી પુરૂષો? પ્રેમ વૃક્ષપર ઘા કરનારા પુરૂષો? ગરીબ હરણીપર તીર ચલાવનારા પુરૂષો? ભોળી પંખીણીપર જાળ ફેંકનારા પુરૂષો? નિર્દોષને ફસાવીને આળ ઓઢાડી દુર થઇ જનારા પુરૂષો! તમારી ચતુરાઈ, તમારૂં ડહાપણ, તમારો પ્રેમ, તમારો ધર્મ, તમારૂં કર્મ, ને તમારૂં સુખ એવાં અધમ કર્મ કરવા સરજાયું હોય, તો તમને હજારવાર ધિઃકાર છે. લગ્નસંસ્કારનો ખોટો દાવો કરીને, દમ્પતિ ધર્મનો ખોટો આડંબર કરીને, અગ્નિ સામે જુઠી પ્રતિજ્ઞા લઇને વિશ્વાસ દઈ સ્ત્રીનું અંતર સ્વાધિન કરીને જે પરસ્ત્રી લંપટ થઈ જનારા પુરૂષો પાખંડી નીવડે, વિશ્વાસઘાતી નીવડે, તો તેવા પુરૂષોનાં અધમ કર્મપર લાખવાર ફિટકાર છે." નીલમનાં આ તિરસ્કાર ભરેલાં વચનો જયન્તને લાગુ પાડીને, પોતાના ભાવીને ધિઃકારનારાં નીવડે તો વાસ્તવિક છે. ગરીબ ગુણવંતી જેવી ચતુર ચતુરાનો સ્વામી કેવળ પતંગીયા સમાન મોહના દીપકમાં દઝાવા જાય; કમલિની તજીને ભોગીભ્રમર કાંટા સલીયાનો ભોગી થાય, તો નીલમ, પોતાની વીતક યાદ કરીને, પોતાના સંસારની નાસીપાસીમાં દીલનો ઉભરો કહાડે; આંખમાં ક્રોધનું રક્ત લાવીને પુરૂષોને સંબોધીને જયન્તને વગોવે તો નવાઈ નથી.

નીલમ, પ્રભાતમાં ચોકની પાછલી બાજુ ઉભી હતી; એવામાં શાન્તનુને તેના બંગલાની બારીમાં ઉભેલી દીઠી, અને નીલમે તેને બોલાવી, શાન્તનુ રાત્રીના ઉભરાના ઉચાટમાં હતી. ચોર હૃદય ધબકતું હતું, અને જોકે કોઇએ નિરખ્યું–નિહાળ્યું ન હોય, તો પણ શંકામય સંભ્રમ ઘડી–પળ સતાવતોજ હોય, ને તેથી શાન્તનુ કંઇક કંપતી, કંઇક શરમાતી, ને કંઇકિ સંકોચાતી લાગતી હતી. તે નીલમ કને ગઇ. નીલમ ડાહી હતી, એકદમ આકળી પડી જાય, કે બડબો

ફોડી દે, તેવી ન હતી. હસતે મુખડે, શાન્ત ચહેરે, વિવેકની વર્તણુકથી શાન્તનુને બોલાવી, ને તે દિવાનખાનામાં ગઇ.

"અલી શાન્તનુ? આજ ત્હારૂં મુખ કરમાયલા કમળ પેઠે નિસ્તેજ કેમ લાગે છે? ત્હારી કાન્તિ શોકાગ્નિથી દઝાયલી કેમ જણાય છે? શું ત્હારૂં અંતર પેલી મીરાંબાઈ પેઠેમ ગિરિધરલાલજીને ચરણે જઈ ચડયું છે?" નીલમે પોતાની સહચારિનીને આવતી જોઇને ચોકમાંથી પ્રશ્ન કર્યો—

"ના, ના, બ્હેન! તમને કદાચ એવો ભાસ થતો હશે!"

"ત્હારા આરસી જેવા મુખપર અંતરનું પ્રતિબિંબ પ્રકટ જણાય છે. જો કે તું શાન્ત જણાય છે ખરી, પણ સૂર્યના વેગ પેઠેમ ત્હારી ઇચ્છાઓ જાણે દોડતી લાગે છે, મન વિહ્વળ છે, અને શરીર શાન્ત છે. આવ અહીં બેસીએ." નાલમે શાન્તનુનો હાથ પકડયો, ને બન્ને જણુ ચોક માંહેના બાંક ઉપર બેઠાં.

"આજ તમે નિવૃત્તિમાં છો?"

"હા છોકરાંઓ શાળામાં ગયાં છે, ને મને પણ શરીરમાં બેચેની લાગે છે, તેથી બહાર ચોકમાં ફરતી હતી. મને લાગ્યું કે તું મા જોડે મંગળાનાં દર્શન કરવા ગઈ હઇશ. પણ ત્યાં તો તને ઉભેલી જોઈ—

"આજે મંદિરમાં પાટોત્સવ છે, વળી ગુરૂશ્રી રમાનાથજીનો આજે જન્મ દિવસ છે, તેથી સાંજે દર્શન મોડાં થશે."

"ગઈ કાલે સાંજે કયા મહારાજનાં દર્શન થયાં?"

"કોઇ પુરૂષ ભૂલો પડેલો આવી ચડયો હતો. પછી મેં તેને અહીં મોકલ્યા; શું તમે તેને ઓળખતાં નથી?"

"તમને શંકા તો થઇ હશે, કે વળી એ નવીન પુરૂષ, જુવાન બાળા કને કોણુ?"

"મહારાજ પર ત્હારી શ્રદ્ધા સંપુર્ણ છે, શાન્તનુ!" નાલમે વાત ફેરવી. નાલમને લાગ્યું, કે ખરેખર જયન્ત બંગલો ભૂલ્યો હશે.

"નીલમ બ્હેન? દુઃખના દહાડાને સુખની શૈય્યામાં ફેરવી નાખવાનો આ માત્ર યત્ન છે. જન્મ બગડયો, પણ જીવ બગાડવાથી શું લાભ?" શાન્તનુ જેવી ચકોરીએ ચાતુર્યતા વાપરી.

"શાન્તનુ? તું ચતુર છે, ડાહી છે, તને શીખામણ દેવાની જરૂર તો નથી; પણ બ્હેન? તું ઉછરતી બાળા છે. જુવાનીમાં આવી છે. વાંચ્છનાનું વૃક્ષ, જળ–સીંચનથી ખિલવા લાગ્યું છે. આ કાયા નગરી મોહ-મંદિર જેવી છે. આજના જમાનામાં કેટલાક કાકવાચક ને બગધ્યાની ભક્તોએ ગુરૂશ્રીનાં દીલ ડોલાવી દીધાં છે. ત્રેતાયુગ આજે નથી. શ્રીકૃષ્ણ ભક્તિનો મહિમા આજે વધારે છે, પણ મન તેવાં નથી. અખંડ બ્રહ્મચર્ય પાળીને માત્ર માનવ સ્વરૂપે સોળહજાર ગોપાંગનાઓની જોડે પ્રભુજીએ જે રાસક્રીડા કરી હતી. તેવી શક્તિ ધરાવનારા ગુરૂ કે ભક્ત આજે નથી. આજે ધર્મ–સ્થાન મોહમંદિર જેવાં થઈ પડયાં છે. માયા ને વૈભવમાં વિલાસ કરતા ગુરૂજનો આશકીના ટુંપીયા ને રસના કુંપીયા થઈ પડયા છે. આજના આ મોહનનગરીના મંદિરોમાં કલ્પિત–સૃષ્ટિની કામ–વાસના ફળીભૂત કરનારા અનેક જનો જણાય છે. ગુરૂજીની વૃત્તિ ભ્રષ્ટ કરનારી સેવકીઓ ઓછી નથી, અને તેથી સ્વાભાવિક રીતે માનવપ્રકૃતિ મોહ–વિલાસની મુમુક્ષુ હોવાથી વૈભવને શરણે જાય છે. જો કે પાંચે આંગળી સરખી નથી, તેમ દરેક ગુરૂજનો કે ધર્મ–સ્થાન સરખાં નથી, પણ જગ–વાણી નિંદક છે. જગતમાં રહેવું, તો જગતથી બ્હીવું જોઇએ. તેં હજી કામ–રસ ચાખ્યો નથી. તેં હજી પ્રેમ–રસ પીધો નથી. ત્હારી કાન્તિ મુનિવરોને મોહાવે તેવી છે. ત્હારી મૂર્તિ દેવ–ગાંધર્વોને ચળાવે તેવી છે. ત્હારી ઉછરતી કોમળ કાયા ખિલતા ગુલાબના પુષ્પ જેવી છે. ગુલાબની પાંખડીએ

પાંખડીએ રંગ ને સુગંધ છે, તેમ ત્હારી રગે રગે ને શબ્દે વાણીનો વિલાસ છે. તું અજ્ઞાન છે, ને જગતની માયા તને વળગી નથી–પણ દિવસે દિવસે ત્હારી સ્થિતી કુદરતના કાયદા પ્રમાણે ખિલતીકળી પેઠે પ્રફુલ્લે છે, તે વેળા મન અનેક વૈભવનાં ફળ ચાખવા લલચાવશે–અનેક મદમસ્ત વિકારો આકળી આતુરતા ઉત્પન્ન કરશે. કોઈ વાર મનનો વેગ વિજળી કરતાં વધારે દોડશે, ને કદાચ ખાડીમાં જઇને પડશે–અથવા અંધ બનીને બાવળના ઝાડ સાથે અથડીશે. માટે સંભાળજે–મંદિરોનો મોહ મનમાંથી નિવારજે.”

“ નીલમ બહેન ? આજે આટલું બધું લાંસુ લચ જેવું ભાષણ શા માટે કરવું પડયું ! હું સારી રીતે જાણું છું, કે તમે સુધારાવાળાં છો. મહારાજના મંદિર પ્રત્યે તમારો સદ્‌ભાવ નથી, અને એ વૈષ્ણવી ભકતોને તમે શુદ્ધ નજરે જોઈ શકતાં નથી–પણ મોટી બ્હેન ? હીંદુ સ્ત્રીઓને આખો દહાડો ઘરમાં ગુંથાઇ રહેવું પડે, ત્યારે દર્શન નિમિત્તે લગાર બહાર નીકળી શકે ! હજાર મોહ નજર કને આવે, પણ પિગળવું કે ન પિગળવું મનનું કામ છે. જુવાની આખા જગતને આવે છે–પણ તેને કયે માર્ગે મુકવી, એ મનનું કામ છે–પતિ–વિલાસિની પ્રમદાઓ પરપ્રેમ ગ્રાહ્ય નથી કરતી, એવું કહી શકવાને કોઇ સમર્થ નથી–તોપણ મ્હારા જેવી ઉઘરતી યુવાન અબળાને સંભાળવાની જરૂર છે. કારણ કે મ્હારા શીરપર કિરતાર સિવાય આ સંસારમાં કોઇ સ્વામી નથી–ને તેથી મેં મ્હારૂં જીવન પ્રભુ શરણે મુકયું છે. મેં મ્હારા સુખની, શાન્તિની, કર્મની, ઉપાસનાની, વાસનાની, મુકિતની ને મરણની સઘળી સત્તા ગુરૂ ચરણે રાખી છે. કર્મ સંસ્કાર કદી છુટો થવાનો નથી. પ્રેમ–લગની લાગશે, ત્યાં લાગશે. મન સુખનો ધર્મ સ્વેચ્છાથી પુરો થશે. લોકમર્યાદા, ધર્મ-વિવેક ને મન–સખ મેળવવા માટે દરેક જને આંખ ઉઘાડીને યત્ન

કરવાનો છે. આપે મને જે ઉપદેશ કર્યો છે, તે હું શીરે ચડાવું છું; પણ નીલમ બ્હેન ? કોઈ દહાડો નહિ, અને આજે આ પ્રસંગ કેમ કહાડયો ?"

"મને આજે એજ વાત યાદ આવી—વૃદ્ધ માજીનો મહારાજપર અતુલિત પ્રેમ છે. પ્રેમ—લક્ષણા ભક્તિવડે તેઓ વિંટળાયલાં છે, ને તું જ્યારે એક અપવાદરૂપ અણુવિન્ધ્ય મોતી છે, ને તેથી કદી તું પરપુરૂષના મોહમાં ફસાઇ પડે, તેથી મેં કહ્યું. શાન્તનુ ? ક્રોધ ન કરીશ. આપણે તો પોલાદના લોખંડની ટાંકણી છીયે. પુરૂષો લોહ-ચુંબક યંત્ર છે. તે આપણને ખેંચી જાય, ને આપણે નબળાં એટલે ખેંચાઇ જઇએ, તો વિટમ્બના સાથે અદ્ધર લટકી રહેવું પડે, માટેજ તને કહું છું; જે પુરૂષ ત્હારે ત્યાં આવ્યો હતો, તે જયન્તિલાલ હતો. મેં તેને બરાબર જોયો છે, ને હવે તને ખુલ્લું કહું છું, કે તે ત્હને વરનાર હતો, ને જો કે તે ભૂલથીજ મ્હારા બંગલા બદલે ત્હારે બંગલે આવ્યો હશે, પણ જો ગુણીએ અથવા તો બીજા કોઈ જાણીતાં માણસોએ જોયા હોત, તો શંકા લાવત !"

"પ્રથમ તો તમનેજ શંકા થઇ !"

"હા; બિચારી ગુણવંતીએ ત્હારૂં કંઇ બગાડયું નથી. જયન્તે પણ તને જોઈ નથી; પછી પ્રેમ કે વૈરનો દાવો શી રીતે થાય ?"

"પણ એ પ્રસંગ હતોજ ક્યાં, જે તમે આવડી શંકા લ્હો છો ?"

"હું તો જોયેલું કહું છું, કે રખે પુરૂષ છે, એકાન્ત છે, મોહ છે, અને તેમાં જુનો સંબંધ તાજો થાય, ને વખતનો લાભ લઇને જુવાનીનો મદ એકત્ર થઇ જાય !"

"તોપણ ખોટું શું છે ? મ્હારા થનાર હતા, ને મ્હારા થાય, તો અન્યાય શું ?"

"તું પરણેલી વિધવા છું; જો અવિચારી કામ થાય, તો ભારે પડે ?"

"શકુન્તલાને ભારે શું પડયું?"

"દૈવની અવકૃપા થઇ; કૃપા આડી ઉતરી, દુષ્યન્તની રાણીનો અંતર–શ્રાપ લાગ્યો, રાજા પોતે શકુન્તલાને વિસરી ગયો, ને તેના પર કલંક રહ્યું!—વળી તે વિધવા ન્હોતી; વિરહી હતી!"

"અંતે સત્યે ધર્મે જય થયો.

"ત્હારા પાતકમાં તેવું પુન્યનું પડ ક્યાંથી લાવીશ?"

"પ્રભુ ઇચ્છા! તમે તો વહેમી છો, નીલમ બ્હેન? સૌ બેસીને સુવે છે. હવે એવા શંકા ન કરશો; લ્હો, હું જાઉં છું!" શાન્તનુ હસતી હસતી ચાલી ગઇ. તેના મનપરથી ભયનો કંઇક ભાર ઓછો થયો. નીલમના મનમાં વધુ શંકા થઇ, કે શાન્તનુ ને જયન્ત વચ્ચે કંઇક નવીન પ્રેમ સંબંધ વધ્યો છે. વહેમનું ઓસડ નહિ!!

---

## પ્રકરણ ૨૫ મું.

---

### કામદેવે વશ કરેલી કામિનીની મન–કામના!

"દીકરી? આજે આપણા મહારાજશ્રી રમાનાથજીના પાટોત્સવનો મહિમા છે. સામગ્રી તો મેં તૈયાર કરી, પણ વસ્ત્ર–વાઘા લઇને હજી દરજી કેમ નહિ આવ્યો હોય! તેં કંઇ તેને બીજું કામ બતાવ્યું છે કે?"

"માજી, મેં મ્હારી બે ચોળીયો સીવવા આપી છે; લ્હો, આ આવ્યો." શાન્તનુએ બારીમાંથી નજર કરતાં દરજીને આવતો જોઇને ડોસીને કહ્યું.

"ત્યારે તો હું તેની કનેથી લઉં છું; તું તૈયાર થા. આજના

ઉત્સવનો ખરચ આપણે આપ્યો છે. ફુલોની જાળીઓ ને ગુરૂજીની સેવા પણ ત્હારે કરવાની છે!" એટલું કહીને ડોસી અંદર ચાલી ગઇ. વૃદ્ધ ને ભલી ડોસી કેવળ નિર્વિકારી હતી. મહારાજની સેવા અને પ્રભુની સેવામાં કશો અંત્તર સમજતી નહતી, એ તો વીતે તેને જણાય. શાન્તનુ સારી પેઠે સમજતી હતી. કે મહારાજ કયા પ્રકારના મહાત્મા છે! શાન્તનુ સેવા કરવાના સંબંધમાં વિચારગ્રસ્ત થઈ!

"જીવડા? આ દેહને ભ્રષ્ટ તો ન કરવો! ભ્રષ્ટ ન કરવો, તો કામદેવને કેમ જાળવવો? ભ્રષ્ટતા શી? પ્રભુની સેવા કરવી, તેમાં ભ્રષ્ટતા શી! કયા અન્ય પતિ જોડે તેં અંગદાન દીધું છે? જ્યારે મહારાજશ્રીનેજ તું દેહ અર્પે છે, તો સેવા કરવામાં શી હરકત હોય? જયન્ત તરફ દીલ તો દોડાવ્યું, પણ ભૂખ વગર કોણ જમે? વળી તેના સંબંધમાં ભય કેટલો? મહારાજશ્રીને સ્વાત્માર્પણ કરતાં ન દેહને દોષ, કે ન મનને બ્હીક! નિર્મળપણે મંદિરમાં જવું; સારા સારા ઘરની સેવકીઓ છતે ધણીએ સેવા કરે, તો વળી મુજ સરખી કેવળ નિર્વિકારી ને નિર્દોષ, અખંડ વૃત્તવાળી, મીરાં કરતાં પણ વધારે પવિત્ર, ગોપીઓ કરતાં પણ વધારે નિર્મળ, અને પાપરહિત પુન્યવંત પુતળી જેણે પતિ સમાગમ કે પ્રેમ સમાગમનું પાંદડું પણ નથી જોયું, એવી ઉધરતી કુમારિકા પોતાના અખંડ પ્રેમ સહિત પ્રભુ સમાન મહારાજને દેહ અર્પણ કરે, તો દોષ શો? આમ તેમ ફાંફાં મારીને, છુપાં ને કૂડાં કર્મ કરવા માટે ગમે ત્યાં, ગમે તેવી રીતે ભટકીને કુતરાંની દશાએ મન–સુખ તૃપ્ત કરવા કરતાં મોજ વિલાસમાં, પવિત્ર ને પુજાતા મહાત્માના મંદિરમાં સાચી સ્વામી ભકિત વડે શા માટે જાપ ન જપવો? જે સ્ત્રીઓ શોખને ખાતર ભ્રષ્ટ થાય, તો શાન્તનુ? ત્હારે કુમારા દેહે, દેવ સમાન દેવતાને, મહાત્મા સમાન મહારાજને, સાચી પ્રેમ

લક્ષણા ભકિત વડે, હારા દેહને શા માટે અર્પણ ન કરવો ? વૈભવ, વિલાસ, શાન્તિ, અને મુક્તિ મળશે, અહોનિશની ચિન્તા ટળશે, પેટની ભૂખ બળશે, અને આનંદ ને સુખ મળશે !" શાન્તનુએ મનમાં કામની ઉડતી ચિંગારીથી દઝાતી ઇન્દ્રિઓને શાન્તિ આપવા માટે જળ–કુપમાં પડવા વિચાર કર્યો.

હિન્દુ સંસારમાં આવી કુંવારી બાળાઓ કેટલી હદ સુધી નબળા મનને રોકીને વૈધવ્ય પાળતી હશે ? ચોરીમાંથીજ રંડાયલી નાજુક બાળાઓ યૌવન પ્રાપ્ત થતાં, કામવિકારના બળે, છુપાતી લપાતી કેવાં અનીતિનાં કામ કરતી હશે ? એવી વિધવાઓથી પુરૂષો પોતાની ધર્મપત્નિનો પ્રેમઘાત કરીને કેટલા ભ્રષ્ટ થતા હશે ? કોઈ પણ માર્ગ ન મળી શકવાથી અને ભય તથા સંકોચને લીધે ગુરૂની સેવાને બ્હાને કેટલી જુવાન અબળાઓ આ મુનિવરો-ને ચળાવતી હશે ? ધન ને સ્ત્રી બન્ને સહજે મળે, તો કળિનો કયો માનવ નહિ ચળે ? જોકે જેનું દીલ વિશુદ્ધ છે, જે મહાત્મા મનના છે, અને જે ખરા ધર્માચારી છે, તે તો સ્ત્રીઓના સંબંધમાં આવતાજ નથી; પણ જે યુવાન વયના સ્થાપિત દેવડા છે, ને જે પોતાના કર્તવ્યમાં, શરીરની શોભા, ને વાણીના વિલાસમાં તૃપ્તી માને છે, તેંઓ તો સેવકીઓની સેવા મેળવવાનો ધર્મ સંપુર્ણ સમજે છે. આ સર્વ દોષ સ્ત્રીઓનો છે. જો સ્ત્રાઓ દૃઢ મનની હોય, તો કામી પુરૂષો જખ મારે છે !!!

# પ્રકરણ ૨૬ મું.

## મુગ્ધાની મનોભાવના.
### (પરકીયાનાયિકાનો આદુર્ભાવ!)

સજી સોળ શણગાર સુંદરી સરરર ચાલી,
રૂમક ઝુમક ઠણકાર પાયને દેતી તાલી;
તાકે તીર કમાન હરણપર જેમ શિકારી,
ચળવળ થાતી આંખ મારતી જાતી નારી.
કામાગ્નિના વૈમાનથી વેગ અંગ કરતું જતું;
પ્રૌઢા નારી નવયૌવના તણું દીલ પરવશ થતું.

વ્રજ વનિતાની લટક નિહાળી રાસક્રીડામાં મસ્ત થતાં કાનુડાની લીલા રમાનાથજી મહારાજે ધારણ કરી, અને શાન્તનુ જેવી નવોઢા સેવકીનાં આલીંગન ચુંબનની સેવા મેળવવા યત્ન કર્યો. શાન્તનુ ડોલતા દીલે મંદિરમાં આવી. કંઈક ભય, કંઇક કમ્પ, કંઈક ઇચ્છા, ને કંઈક અનેચ્છા હતી; પણ કામનો ધુમો મગજમાં આમ તેમ જ્વાળા પ્રકટાવી રહેલો હતો. આંખ લાલ બની રહી હતી. શરીરમાં જ્વર જણાતો હતો. હાથ પગ શિથિળ થઇ ગયા હતા.

"મસ્તાન બની પ્રેમમાં મને કોઇ ન છેડો રે–"

પરમપ્રિય ગુરૂરાજ શ્રી રમાનાથજીના ભીતરમાં સરલા–તરલા સુંદરી શાન્તનુ ચરણ સ્પર્શ કરવા ગઈ. વૈકુંઠનું દર્શન કરવાજ આવેલી હોય, જન્મ સફળ કરવા આવી, કૃતાર્થ કરવા આવી હોય, તેમ આશાધાર ડોસીએ શાન્તનુને ગુરૂ ચરણે મુકી. ઉપદેશનાં બે શુકન સંભળાવીને શાન્તનુને જ્ઞાની બનાવવાના ભોળા ભાવથી જુવાન કન્યા ગુરૂને સોંપી.

આહા! શુદ્ધ ને સાત્વિક ભાવનાવાળી ડોસીની પોતાની દીકરી પ્રત્યે કેવી અપૂર્વ મમતા! તેણે ગુરૂનો ભાવ કેવળ ઐહિક સુખ પ્રાપ્ત

કરનારો ગણ્યો છે, ત્યારે ગુરૂશ્રીએ તો શાન્તનુના કોમળ ગાત્રો પર કામશરનું બાણુ ફેંકયું છે. "શાન્તનુ, તું પૂર્વની ગોપાંગના છે, હોં!" કામવાસનાથી પ્રફુલ્લિત થયલા મહારાજે શાન્તનુનો માંસલ હાથ પકડીને કહ્યું-કઈ પળે શાન્તનુની મન-લીલાનો ઉમળકો અંગને મળે, તે ભાવે કહ્યું—

"ગુરૂજી? મ્હારા અંગનો સ્પર્શ તમારા તપને દગ્ધ કરશે. તમારો કોમળ હાથ મ્હારા અંગને કામદ્વારા પ્રજ્વલિત કરશે."

"શુદ્ધ સેવકી? ત્હારી કામ-વાસના તૃપ્ત કરવી, એથીજ આ યત્ન થયો છે. તું પતિના પ્રેમનું પાન કરવા અભાગી નીવડી છે! તેં ત્હારી અનેચ્છા વડે ત્હારા મૃત પતિનો-કહો કે નામનાજ પતિનો હાથ ગ્રહ્યો છે! તેં ત્હારૂં દીલને તો તેને દીધુંજ નથી. હવે જ્યારે તું મનેજ ત્હારો ગણે છે, તો પછી ત્હારૂં રક્ષણ કરવું, એ મ્હારૂં કામ છે. આ મલયાગર ચન્દનના લેપ વડે ત્હારી કામ-જ્વાળા હું શાન્ત કરીશ—

"લોકાપવાદ લાગશે તો!" કંપતી બાળા બોલી—

"મરવાની ચિન્તા રાખનાર યોધ્ધો રણમાં ફતેહ મેળવી શકતો નથી-"

"જીવહિંસા કરવી પડશે તો?"

"એવા વિચારનો ત્યાગ કરી દે! કાળ પોતાનું કામ કર્યે જાય છે. જો ત્હારા જેવી અનાથ અબળાનું, ત્હારા જેવી શુદ્ધ સેવકીનું હું રક્ષણ ન કરૂં, તો બીજું કોણ? કળિકાળના કૃષ્ણ સમાન અમે, ને તમે જેવી સેવકીને ન સંભાળીએ? વળી તું તો બાળ-કુંવારી છું. પ્રેમલક્ષણા ભક્તિ વડે ગોપીઓએ કૃષ્ણ પ્રભુને ભજ્યા, તો પણ તે પતિવ્રતા ગણાયલી છે; તો તું કેવળ શુદ્ધ બ્રહ્મચારીણી યોગીની છું. મેં પણ હજી લગ્ન કર્યું નથી. સ્નેહનું લગ્ન પવિત્ર છે. પ્રેમહીણુ વિવાહ વ્યભિચાર ગણાય છે. માટે હવે ત્હારા

કોમળ અંગને આ આશકના દેહ સાથે મેળવી દે! ગોક—લજ્જા ધર્મ—મંદિરમાં હોઇ શકે નહિ! લોકાપવાદ દેવ—મંદિરમાં હોઇ શકે નહિ! લોકાપવાદ દેવ—મંદિરમાંથી દુર જઈ શકે છે! સેંકડો સેવકીયો મંદીરના પ્રસાદથી આશા ફળિભૂત કરે છે. વળી ગુરૂને દેહ—દાન દેવું, એ તો સેવકીઓનો સનાતન ધર્મ છે. વળી ત્હારે તો કશો વિચાર ન કરવો. ત્હારે તો સ્વામી ગણીનેજ સેવન કરવું! તું લક્ષ્મીવંતી છું, રૂપવંતી છું, યૌવના છું, કામથી દઝાયલી છું, માત્ર ત્હારા સકલ વૈભવમાં મ્હારીજ ખામી છે. માટે નિર્વિવાદ, નિષ્કલંકપણે નિર્ભયપણે ગ્રાહ્ય કર—પ્રથમ મને અધર—પાન દે, ને પછી અંગદાન દે—" એટલું બોલીને કામાંધ મહારાજ શાન્તનુનું માંસલ ગાત્ર જમણા હાથે ખેંચીને છાતી સરસું દાબવા ગયા, એટલામાં દ્વાર ઉઘડી ગયું. પવનના સપાટાથી દરવાજો ખુલ્લો થઇ ગયો—કામના અંધાપાથી કમાડને સાંકળ વાસવી રહી ગઇ. વેશ ઉઘાડો થઇ ગયો. ભીંતરની કેટલીક સેવકીઓ, જેઓ મહારાજશ્રીનાં પાદાર્વિન્દ પુજન કર્યા વિના ભોજન લ્હેતી ન્હોતી, તેઓ પ્રભુજીનાં દર્શન કર્યાં વિના બેઠી હતી, તેમની દૃષ્ટે રાસ—લીલા આવી. અહોભાગ્ય શાન્તનુનાં! પ્રભુજીએ બાથમાં લીધી! આહા! જન્મ કૃતાર્થ થયો—એવાં ભાગ્ય ક્યાંથી કે પ્રભુ પડખામાં લ્હે!—"

રંગમાં ભંગ પડયો. બહાર બેઠેલી સેવકીઓએ શોક કર્યો! ગુરૂજીનો હાથ વીજળીના વેગ પ્રમાણે શાન્તનુના શરીરપરથી ખસી ગયો. બન્ને છુટાં પડી ગયાં. શાન્તનુ શરમાઇને બીજે માર્ગે ચાલી ગઈ. બીજો પ્રસંગ પણ અપુર્ણું રહી ગયો. અન્ય સેવકીઓને દર્શન દેવાની ના પાડી, ને મહારાજશ્રી પણ અપવિત્ર અંગને શુદ્ધ કરવા સ્નાન માટે ભીતરમાં પધાર્યા. શાન્તનુ ને ડોસી ઘેર ચાલ્યાં. રાસ લીલા પુરી તો ન થઈ, પણ મનોવિકાર કંઇક શાન્ત પડયો હશે!!!

---

# પ્રકરણ ૨૭ મું.

## ડાસીના નિર્દોષ ઉપદેશ!

"શાન્તનુ? ગુરૂશ્રીના બોધપર લક્ષ રહ્યું કે?" ડાસીએ ગાડીમાં બેસીને રસ્તે જતાં શાન્તનુ જોડે ચર્ચા ચલાવીને કહ્યું. ભલી ડાસીએ ભલી વાસના પ્રસારી—

"મા? મ્હારી બાળક બુદ્ધિ ગુરૂના મહાન ઉપદેશને કેમ ઉચકી શકે?"

"તોપણ જે બે બોલ યાદ રહે તે રાખવા, એથીજ આપણા દેહનું કલ્યાણ છે. મહારાજશ્રીની કૃપા હશે, તો તારો ભવ સફળ થશે—"

"એ તો હું સારી પેઠે સમજું છું, પણ મ્હારી સરખી જુવાન કન્યાને એકાન્ત ઉપદેશ—" શાન્તનુ બોલતાં અટકી પડી. કદાચ કોઇ પણ પ્રસંગે પોતાની ભૂલ ડાસીના લક્ષમાં આવે, ને તે દોષિત ઠરે, તેમાંથી નિર્દોષ થવા માટે શાન્તનુએ પુર પેહેલાં પાળ બાંધવા માંડી. વૃદ્ધ ડાસીએ વિચાર કર્યો. શાન્તનુનો બોલવાનો મર્મ ડાસી કળી ગઇ; પણ બીજી રીતે વિચારતાં કદાચ શાન્તનુ બહારના વ્યવહારમાં ગુંથાતાં તેનો દેહ અપવિત્ર થાય, તેમાંથી બચાવવાનું આ સ્થળ કલંકિત નથી, એમ ધારીને પુષ્ટી આપી.

"બેટા? ગુરૂશ્રીના સાચા ભાવે ચરણ સેવતાં લોકલજ્જાનો અપવાદ આવે, તો ચિન્તા નહિ. જગત નિંદક છે. જમાનો અદેખો છે. ધર્મભાગ કઠણ છે. આશાવંત નિરાશાના ઘાથી નાસીપાસ થયા પછી શ્રદ્ધાળુની ભક્તીની અવગણના કરે છે. આપણે જ્યારે પ્રભુજીને દેહ અર્પણ કર્યો, ત્યારે ભય શેનો હોય? તું બાળવિધવા છે, એટલે ત્હારે ભજન કિર્તનમાં, ને સેવા પુજામાં જન્મ ગાળવાનો છે. ત્હારા મનને મોકળું મુકીશ, તો તું શરીરથી લુટાઇ જઇશ, જો સાચા મનથી પ્રભુ ભજીશ, તો આ ભવ ને પેલો ભવ તરીશ."

"મા ? હું જરૂર તમારી વાત ધ્યાનમાં રાખીશ. તમે કહેશો, તો હું સંસાર વહેવારનાં સઘળાં સુખ મહારાજશ્રીના ચરણમાં ધરીશ." શાન્તનુએ ડોસીને રાજી કર્યાં.

"ત્યારે તો તું ગોપાંગના ગણાઇશ. દીકરી ? જો ત્હારી ઇચ્છા પ્રભુજીને મળવા તલ્પશે, તો ત્હારા વિધવાપણાનો રોષ બીજા ભવમાં પતિનું પુરૂં સુખ આપશે. માટે જરૂર તું મહારાજશ્રીના ચરણ સેવજે. વલ્લભકુળના વ્હાલાઓ ત્હારી વ્હારે ચડશે. એ શ્રી મહાપ્રભુજી ત્હારી દાદ સાંભળશે, ને ત્હારાપર દયા કરશે."

"હવે દાદ સાંભળીને શી દયા કરવાના હતા, મા ?"

"તને આશિર્વાદ આપશે. ત્હારો આ અવતાર નિષ્કલંક કહાડવાને તું ભાગ્યશાળી થઇશ."

"ને જો વલ્લભ ભગવાન અરજ નહિ સાંભળે, તો હું કલંકિત થઇશ ?"

"તોપણ પ્રભુની કૃપા આપણને સારૂંજ ફળ આપે."

"પ્રભુ પોતેજ ગોપાંગનાઓની શુદ્ધ બુદ્ધિને ભ્રષ્ટ કરે તો ?"

"એ તો વળી પેલા રડયા સુધરેલાનાં વેણ બોલી. એવી ભ્રષ્ટ બુદ્ધિ વડે તું પુજન ન કરીશ. સારી ભાવના ને શુદ્ધ મતીએજ પ્રભુનું ભજન કરજે. ત્હારે હવે બીજો સથવારો કોનો છે ?"

"મનનો ! માતાજી, મન મ્હારૂં ને આખા જગતનું સાથી છે. તે કયે પળે કયાં ઘસડી જશે, તેની કોને ખબર હોય છે, મા ?"

"જો મનને મારી નાખીએ, ને તેને એકજ માર્ગે દોરવીએ, તો તે કબજામાં રહી શકે !"

"પણ મ્હારૂં બાળક મન મ્હારે કબજે કેમ રહી શકે ?"

"ને તેથીજ ત્હારે પ્રભુશ્રીનાં ચરણમાં વૃત્તિ મુકવી, એટલે ત્હારી બુદ્ધિ સુધરશે—"

"પણ તેમ કરતાં આંકડું મન મમતે ચઢ્યું તો ?"

"ત્હારા બોલવાનો મર્મ હું કંઇ કળી શકતી નથી, તું શું કહે છે, તે હું સમજી શકતી નથી." ડોસીએ ભ્રમર ચડાવી.

"ના, ના. ગુસ્સો ન કરશો, મા ? હું તો એમ કહુંછું કે મન કદાચ આનંદમાં ગુંથાયું, ને હરિભજન જુદું થયું તો ?"

"એમ તે કંઈ બને ? માણુસ ધારે તો, પ્રભુને પોતાના ખોળામાં બેસાડી શકે." કેવળ નિષ્કલંક શબ્દે ડોસીએ કહ્યું.

"તેમાં પાપ તો નહિ કની ?"

"વળી પ્રભુને પધરાવવામાં પાપ હોય ? જે પ્રભુને ખોળે હોય, તે તો પુન્યવંત કહેવાય !" ડોસીએ નિર્દોષ ભાવે સમજાવ્યું.

"તો ભલે. હવે એ વાત હું જરૂર લક્ષમાં રાખીશ." શાન્તનુએ માર્મિક વેણોમાં હુકમ લઇ લીધો. ગાડી બંગલામાં આવી, અને સૌ અંદર ગયાં.

---

## પ્રકરણ ૨૮ મું

---

### વિરહથી વ્યાકુળ થયલી વલ્લભા !

"કામિની કંથ વિના અરે કથળીને ઘડે ઘાટ;
વિરહે વ્યાકુળ વલ્લભા વ્હાલાની જુએ વાટ."

નવયૌવના નવોઢા સુંદરી શોખીન શ્યામના પડખામાંથી પસાર થઇ હતી. શાન્તનુનું માંસલ શરીર મહારાજશ્રીના શરીર સાથે સ્પર્શિત થયું હતું. જો શાન્તનુએ સપ્રેમ મહારાજશ્રીને પોતાના નિષ્કલંક અંગનું દાન આપ્યું હોત, તો કદાચ કુદરતી સ્વતંત્ર નિયમ તરફ જોતાં કંઇક વાસ્તવીક ગણાત; કારણ કે મન-પખીને નિર્મળ આશ્રયની અગત્ય છે, ને તે રીતે કુંવારીરૂપ શાન્તનુ પોતની શાન્તિ મેળવવા સ્વતંત્ર હતી; પણ શાન્તનુએ પોતાના મનને કેવળ નિષ્કપટભાવે મોહ કે

પ્રેમના પવનની લહેરમાં ડોલતું ન કરીને અચળ વૃત્તિના વિમાન પર રહી, પ્રેમ–લક્ષણા ભક્તિનો અંગીકાર કર્યો ન હતો. ઘડીકમાં જયન્ત પ્રતિ લગની લગાડતી હતી–ઘડીકમાં વગર યત્ને મળેલી તકનો લાભ લઇને મહારાજશ્રીનું મૃદુ પાન કરવા તલ્પી રહી હતી. વિરહની ઘેલછા માણસને દિવાનું બનાવે છે. તેની આંખમાં ભરેલો કામનો નીશો તેને બ્હાવરૂં બનાવે છે. શાન્તનુનો કામદેવ આજે પુર બહારમાં પ્રકટી નીકળ્યો હતો. મહારાજશ્રીનો અંગ–સ્પર્શ થતાંજ તેમનું દૈવત સ્ખલીત થઈ ગયું, ને વસ્ત્ર બગડયું ! !

કામની અગ્નિએજ–સ્નાન કર્યું. વિરહાગ્નિ શાન્ત પડી ગઇ. આવેશ અળગો થઇ ગયો. ધીમો પવન સાથે મળી ગયો. પણ ઇન્દ્રિયોમાં ઉભરાઈ રહેલો મંદ–વાયુ જેવો ને તેવો તટસ્થ રહ્યો. ઉન્માદ શરીરનો મદ ઉતરી શક્યો નહિ. માંસ મસળાયું નહિ–કામેન્દ્રિયો નરમ પડી નહિ--ક્રીડા વડે કામ તૃપ્તિ પર્યાપ્તિ પામે છે. તે અપુર્ણ રહેવાથી ગોરી કામિની અતૃપ્ત રહી, ને જ્યારે રસ ચાખ્યો, તે પછી અજ્ઞાત ક્ષુધાતુરની દૃષ્ટિ સ્થિર રહી નહિ. ભાવતું ભોજન મળી જવાને લીધે આ મનોહર બાળાનું મન–તંત્ર ટેલીફોન રૂપે મહારાજશ્રીના અંતરાત્મામાં ચળવળ કરવા પહોંચવા લાગ્યું. બંગલામાં આવીને શાન્તનુએ સ્નાન કર્યું, ને કપડાં બદલીને ભોજન લઈ સુતી; પણ શૈય્યાની શાન્તિ વ્યાકુળ મનને શાન્તિદાયક થઈ ન પડી. મલયાગર ચન્દનનો લેપ ગરમ લાગવા લાગ્યો. વિભ્રમવાદી વલ્લભા હવે તો વલ્લભનાથની ગોપાંગના બનવા બાવરી બની ગઈ. નીલમના બંગલામાં જઇને ટેલીફોન મારફતે મહારાજશ્રીને આવવાની ખબર કહી, અને વિરહે વ્યાકુળ થયેલી શાન્તનુ વહેલી વહેલી ઉઠીને મા કને ગઈ.

"મા ? તમે દર્શન કરવા ક્યારે પધારશો ? શાસ્ત્રી બાવા આવે, ને તમે કથા સાંભળવા બેસો, તો હું મહારાજશ્રીની કથા સાંભળવા જાઉં !"

"હા, પણ હમણાં તાપ લાગશે. સાંજે જઇશ, તો ઠીક થશે. મહારાજશ્રી પોઢયા હશે."

" મ્હારા પર તેમનો પ્રેમ છે, એટલે મ્હારૂં નામ સાંભળતાંજ જાગૃત થશે."

" સુતાંને જગાડીયે, તો પાપ લાગે, બેટા ? દેવને જગાડીયે, તો તે શ્રાપ આપે ! શાસ્ત્રી આવે, તેની કથા સાંભળીને આપણે સાથેજ જઈશું."

" ના, ના, હું તો પ્હેલી જઈશ–" શાન્તનુએ શ્રદ્ધા દેખાડી, ડોસીનો શક વધતો ગયો. શાન્તનુએ નાદાનીથી ડોસીને જે શક ઉત્પન્ન કર્યો હતો, તેને આ વાતે વધારે ટેકો આપ્યો. ડોસીને વિચાર થયો, કે રખે દીકરીનો ભાવ ભગવાનને ચળીત કરે !" ડોસીએ દુરાગ્રહ કર્યો. શાન્તનુ હઠીલી થઈ–આખરે શાન્તનુ તૈયાર થઈ; પણ શાસ્ત્રી પધાર્યા–અને એ નિમિત્ત ડોસીએ તેણીને રોકી રાખી. વિરહીનો વિરહ તાપ ત્યાંજ અટકી પડયો–કામનું તરણું ભયના પથ્થર વચ્ચે દબાઈ રહ્યું. પણ તે બદલે આંખમાંહેથી આંસુડું ટપકવા લાગ્યું. શાન્તનુનો જીવ મહારાજશ્રીના ભીતરમાં, અને દેહ શાસ્ત્રીજીની કથામાં

" શુકોવાચ–શુક પુરાણી શૌનકાદીક રૂષિઓને કહે છે, કે હે મુનિજનો ? સ્ત્રીઓની સ્થિતી ને સહનશીલતા એવી તો તીવ્ર છે, કે પુરૂષો તેની કને નિર્માલ્ય ને નબળા બનતા જાય છે. પોતાનો ટેક જાળવવામાં, મનને કબજે રાખવામાં, શિયળ સાચવવામાં ને સ્નેહ સંભાળવામાં સ્ત્રીઓના જેવી કોઈ શુદ્ધ સાધ્વી નથી–આહા ! ત્રિભુવનપતિ કમળાનાથ, ઇંદ્રલોકના સ્વામી ઇંદ્રરાજા, બ્રહ્માંડાધિપતી બ્રહ્મા અને તરણ–તારણ ત્રાતા કામદાહક પ્રભુ શ્રીમદ શંકર જેવા મહાપ્રભુ પણ સતીના સ્વધર્મથી બાળક બની ગયા ! વૈકુંઠમાં લક્ષ્મીજી કને બ્રહ્માણી ને પાર્વતી પધાર્યા ! સતીત્વની શ્રેષ્ટતા માટે આ મહાદેવીઓને વિવાદ થયો. તેનો મદ તોડવા નારદે મહાસતી અનસુયાજીનું દષ્ટાંત આપ્યું, કે ત્રણ બ્રહ્માંડમાં આ સતી તુલ્ય કોઈ અવર નથી–મહાદેવીઓએ તેનું સત્વ તોડાવવા પ્રતિજ્ઞા કરી, અને શીવ, વિષ્ણુ

તથા બ્રહ્માને અત્રેય ૠષિને ત્યાં શ્રી દત્તપ્રભુ સ્વરૂપે મોકલ્યા—ૠષિ તો તપ કરવા ગયા હતા. સતી કને આ સાધુઓએ એવી માગણી કરી કે 'નગ્ન થઇને ભોજન પીરસવું.' વ્રત—વચન પાળવા સતીએ પ્રભુને બાળક બનાવી દીધા—ને માતારૂપે બાળકોને નગ્ન થઇને ભોજન કરાવ્યું. આ બાળક પ્રભુને હાલરડામાંથી બહાર કહાડવા નારદે લક્ષ્મીજી, પાર્વતિજી ને બ્રહ્માણીને મોકલ્યાં. પતિને બાળક બનાવેલા જોઇને સતી અનસુયા પર બ્રહ્મલોક તથા આ મહાદેવીઓ તુષ્ટમાન થઇ—અને આખરે પોતે મદ ત્યાગ કર્યો. સતીએ પ્રભુનું શુદ્ધ સ્વરૂપ બતાવ્યું, ને ચરણે પડી—સતી સ્ત્રીઓ આ રીતે પ્રભુને પણ વશ કરી શકે છે-પણ મન—કામના શુદ્ધ રહેવી જોઇએ."

વ્યાસજીનાં આ વચનો શાન્તનુએ સાંભળ્યાં. શાન્તનુની ચપળ આંખમાં જે લાલી લપટી રહી હતી, તે જોતાં શાસ્ત્રીને લાગ્યું, કે આ મુગ્ધા મ્હારા ઉપદેશનું કશું સાર્થક કરવાની નથી! શાસ્ત્રીની નજર લગાર ફરી તો ખરી, પણ હમેશને। રોટલો ટળશે, તેથી મંદ-વૃત્તિએ દીલ ખેંચી લીધું. જો શાન્તનુ પોતેજ લગની લગાડે, ને એકાન્તે શાસ્ત્રીજીની કથા સાંભળે, તો શાસ્ત્રીજી તેમને સારો આશિ-ર્વાદ આપે, ને શાન્તનુને। અવતાર સફળ કરી વૈકુંઠમાં પહોંચાડે! પણ એવી તક મળવી કઠણ હતી. શાન્તનુએ આ ઉપદેશમાંથી અજ્ઞાત મતિએ એટલોજ સાર ગ્રહો, કે દેવ પ્રભુ પણ નગ્ન સ્ત્રીઓ જોવા આતુર છે; તો પછી ઇન્દ્રિય દમન કરવાના માનસિક માર્ગમાં કાંટા શેના હોય?

મુંબઇની એવી અનેક શેઠાણીયો આ લોભમાં પડેલી જોઇ શકીએ! જ્યાં લોક બન્ધન છે, ત્યાં આવા શાસ્ત્રીયો, વૈદો, ને ખા-નગી નોકરોજ કેદી સ્ત્રીઓની બન્ધનકારક માનસિક આશા લૂટી શકે છે! કારણ કે પથ્થર તળે દબાયલો છોડ આખરે દબાઇને પણ સ્વતંત્રતા મેળવવા માર્ગ કરે છે!!

# પ્રકરણ ૨૯ મું.

---

## શાન્તનુનું અપહરણ.

જુવાનીના જોરમાં મસ્તાન બનેલી શાન્તનુનું મગજ ભમી ગયું હતું. ચડતી જુવાનીમાં શરીર પર પથરાતો જુસ્સો લોકલજ્જા ને વડીલ-મર્યાદાનો ભંગ કરવામાં હલકાઈ માનતો ન હતો. સ્વતંત્રતાનાં બહારમાં અને મદન રાગની લહેરમાં પીવા માંડેલો પ્રેમનો પ્યાલો તેની રગે રગમાં વિષરૂપ વાયુની અસર કરી રહ્યો હતો. ડોસીનો અંતરાત્મા કંઈ કંઈ શાન્તનુની ચેષ્ટા પરખી ગયો હશે, નહિ તો વળી ડોસી-દાદીએજ મહારાજશ્રીનં ચરણકમળનું સેવન કરવાનો ઉપદેશ કર્યા પછી, ને તે ઉપદેશનો તત્કાળ અમલ કરવા શાન્તનુએ આકળી આતુરતા દેખાડયા પછી ખુદ એ ખુદ દાદીમા પોતેજ અટકાયત કરે, ને શાન્તનુ જવાને ઉતાવળી થાય, એ તો ખરે નવાઈ લાગવા જેવુંજ ગણાય! પણ આજ તો શાન્તનુની આંખ કંઈ સ્થિર લાગી નહી. કામના કેફમાં ઘૂમતી શાન્તનુનું મગજ સ્થિર લાગ્યું નહિ. ડોસીના દીલમાં ડંખ થયો, કે રખે મહારાજશ્રીએ આ જુવાન દીકરીને જાદુ કરી દીધું હોય, ને તે હરઘડી તેમનેજ જોતી હોય! રખે તેણી વિરહ ઘેલી બનીને મહારાજને ગળે પડી હોય! રખે મહારાજે સેવકની ભાવના માન્ય કરીને નિર્દોષ ક્ષુધાતુરને શાન્તિ આપવા કબુલ્યું હોય! ડોસી મૂળ તો ભોળી ને તાપસી જેવી હતી-પણ આ પ્રસંગે તેનો આત્મા શુદ્ધ ભાવે મહારાજના અપુજ્ય આચરણ પ્રતિ સાક્ષી પુરતો ન હતો.

દાદીના કહેવાનો અનાદર કરીને બપોરના બે વાગે શાન્તનુ મહારાજશ્રીના મંદિર તરફ ચાલી-ભલી ડોસીના દીલમાં પાપ ન હતું. ફુલ-ડોળ કરાવવા નિમિત્તે જેમ બને તેમ જલદી જવાનું શાન્તુનુએ કારણ બતાવ્યું. કદાચ ભાવની ભૂખી બનેલી શાન્તનુને

ખરેખર શુદ્ધ ભાવે ભક્તિ જ્ઞાન ઉત્પન્ન થયું હોય, તેવી રીતે ફુલની ચાદર, માળા, ને વેણીઓ બનાવી શ્રીકૃષ્ણ પ્રભુ તથા મહાદેવી લક્ષ્મિજીને પહેરાવવાનું નિમિત્ત લઇને બંગલામાં ચાલી.

મુંબઇ નગરી—અલબેલી નગરીમાં કોઇક લખપતી બાપના શોખીન દીકરાઓ પારકી સ્ત્રીઓપર ભ્રમર રૂપ થઇને વાટ—ઘાટમાં, હાટ—હાટમાં અનેક ફરતા જોઇએ છીયે. શોખને બહાને, લખપતી શેઠીયાની સ્ત્રીઓ મંદિર પુજાને બહાને મનગમતા આશકોના મહેલોમાં ઘણી ફરતી હશે—મન ગમતા માર્ગ શોધી આપનારા અપકૃત પુરૂષો ને વંઠેલી કુટણીઓનો વળી આ નગરીમાં કયાં તોટો છે! ચોરાશી બંદરનો વાવટો ઉડાડનારી નગરીમાં, દેશ—વિદેશનાં લોકો તરેહવાર ધંધા વડે પેટ ભરે છે! લોંડીયો લખેશરી બનીને નીકળે છે. દેશી રાજા બનીને વીણા—વેલીના નાટકનો જોધપુરી કુમાર ધમલો માળી, અથવા નામદાર ગાયકવાડ કુમારનો પરોણો બનેલા પેલા કૃત્રિમ જોધપુરી કુમાર સમાન ઝવેરીઓની દુકાનો લુટનાર ઠગારા કંઇ થોડા નથી. ધનની લાલચે ખુન કરનાર, માશુકની મહોબતમાં જીવ લેનાર, ને તુરંગમાં સડીને જીવન પુરૂં કરનારા થોડા નથી, "બીરાદર ફિક્ર મત કરનાં, કલકે દીન તુમ્હેરે અકેલે રહનાં પડેગા! ખુદા શાયદ તો મયેં પરસુ રોજ ફીર આપકી ખીદમતમેં હાજીર હુંગા!" આ શબ્દો ઉચ્ચરનાર પહેલા નંબરના ડામીઝો, જેલના સુપ્રાન્ટેન્ડેન્ટ સાહેબોને પણ તોબા પોકરાવીને, અને છુપી તેમજ જાહેર પોલીસના હાથનો માર ખાઇ ખાઇને, તેમજ ડામીઝોને સખ્ત સજા કરનારા મરહુમ મી૦ કરસનદાસ જેવા મેજીસ્ટ્રેટના હુકમથી અંધારી કોટડીમાં શિક્ષા ભોગવીને ફટકાના પુરતા માર ખાનાર હરામીયો પણ એજ ધંધામાં મરણને શરણ થનારા થોડા નથી. મોટા શેહરમાં અનેક દુનિયાની સારી નઠારી પ્રજા વસે છે. ધર્મ પણ છે, અને કર્મ પણ છે. જ્યાં જાતિ—વિજાતીય મામલો છે, ત્યાં વિચિત્ર સ્વભાવના શોખી પણ રહેલા હોય છે!!

શાન્તનુ જેવી સુંદરિકા પાછળ મહારાજશ્રી દિવાના થયા હતા, એમજ ન્હોતું. આ સ્વરૂપા ને શરમાળ સુંદરી પાછળ એક લખપતી ભાટીયાનો દીકરો નામે કાકુ શેઠ દિવાનો થઇ ગયો હતો. ભગવતીનો તે પક્ષવાદી હતો. ચંદા નાયકાનો મૂળ શેઠ કાકુ હતો. ચંદાને પટાવીને ભગવતીએ પોતાની પ્રિયાંગના કરી હતી. કાકુ તેને મહા દોષ સમજતો હતો. જ્યારે ભગવતી ગુજરી ગયો, ને ચંદા પોલીસના હાથમાં સપડાણી, તે પ્રસંગે પોલીસ મારફતે કાકુને ખબર મળી હતી, ને કાકુએ તે વેળા વૈર લેવાના ઘણા ઉપાયો કર્યા હતા, પણ ચંદાએ નાણું પુષ્કળ વેરી નાખવાથી અને ડોકટરોના નિર્મળ અભિપ્રાયથી બચી ગઇ હતી. કાકુ તો માત્ર ચંદા પ્રત્યે વૈર લેવા ગયો હતો, પણ ત્યાં તેને ખબર મળી હતી, કે ભગવતી તો પરણ્યો છે, ને તેની નવયૌવના સ્ત્રી કુમારિકા રૂપે રંડાણી છેઃ કાકુએ આ મનોહરી જોડે પુનર્લગ્ન કરવા પર્યંત હામ ભીડી હતી. પોતાના દુશ્મનની નાયિકાને પોતાના પડખામાં લેવાની યુક્તિ કરતો હતો. ભગવતીલાલે તો પૈસા ખરચીને ત્રણ બદામની બજારૂ રાંડને પડાવી લીધી, પણ પોતે તો તેની પરણેલી સ્ત્રી ને પૈસા સુદ્ધાં પડાવી લેવા ઇચ્છા રાખી હતી. શાન્તનુ બિચારી શું જાણે ? કાકુએ આડકતરી રીતે ઘણા પ્રયોગો કર્યા, પણ શાન્તનુ સન્મુખ એક દૃષ્ટિ કરવાનો પ્રસંગે ન મળ્યો.

શાન્તનુની પાછળ કાકુ એક ડીટેકટીવ રૂપે ફરતો હતો. તેમની વૃત્તિઓ, તેમની હીલચાલ, ને તેમની ટેવનો અભ્યાસ કરવા મથન કરતો હતો. કાકુ એક હડહડતો કુચ્છંદી હતો, એથી જાહેર પ્રજા અજાણુ ન હતી. સારા સારા કુટમ્બની સ્ત્રીઓનો મેળાપ કરવા માટે સેંકડો રૂપિયાની ખ્વારી કરતો હતો, ને એ બહાને આ છંદી શાહુકારને હરામીઓ ધૂતતા હતા. મોતીની માળા, હીરાની વીંટીઓ ને ઝવેરી કાનજી મૂલજીના સૌભાગ્ય-સુંદરીના સુવર્ણ પાત્રાંવાળા

હારોની ભેટ તો ચાલુ હતી. એ ઉપરાંત મુંબઇના ફાંકડા ટેલરોની નવા નવી ફેશનની ચોળીઓ ને ફેશનેબલ પોલકાં, રીઝતી નાયકાઓને પહેરાવવાને મુંબઇના શોખીન શેઠીયાઓ પાછી પાની કરે તેવા નથી. કદાચ માબાપ કનેથી પુરતા પૈસા ન મળે, તો અહીં બાપ મરે બમણા લખી લેનારા ગોમાજી મારવાડી ક્યાં મરી ગયા છે! પછી ભલે મુંબઇની સ્મોલ કોઝ કોર્ટના વકીલો ખીસાં ભરે, અને ભલે ને નામદાર જડજ સાહેબો ડીક્રીપર ડીક્રી ચડાવ્યાજ કરે! "લ્હે લાલો ને ભરે હરદાસ! રૂ વાળો રડશે! છે કોઈ ધીરનાર! યાર, દીલ તો ઘણું દાતાર છે, પણ ધીરનાર ક્યાં છે? બેંક છ થી આઠ ટકા વ્યાજ આપે, તો અમે દસથી પંદર ને તેથી પણ વધારે બમણા ટકાનો ડહામ દેવા તૈયાર છીયે. We are Bank of Banks." વાહરે ત્હારી હિમ્મતને. છાતી કે છાતો!—ધીરનાર ઘણા, લેનાર ઘણા, ધીરાવનાર ઘણા! વાહરે મુંબઇ નગરી વાહ! તું તો ફ્રાન્સના પારીસ કરતાંએ બળવંત છે!—

શાન્તનુની ચેષ્ટા જોનાર, ને તેની હીલચાલ ઉપર નજર રાખનાર કાકુએ મનગમતી બાતમી મેળવી, કે શાન્તનુ મહારાજશ્રી રમાનાથજીના મંદિરમાં આવ જાવ કરવા લાગી છે. વૈષ્ણવ કાકુએ મહારાજશ્રીના મુખીયાને તથા ભીતરીયાને મોટી દક્ષણાની લાલચે ફોડયો, અને શાન્તનુને અદ્ધર ઉડાવી જવાનો તાગડો રચ્યો—શાન્તનુએ બંગલેથી કરેલો ટેલીફોન મુખીયાએ સાંભળ્યો હતો. મુખીયાએ તરત એજ વેળા કાકુ શેઠને બંગલે તાર કર્યો હતો. કાકુ તરત ગાડી દોડાવીને કાશી કુટણીને ઘેર ગયો—ને તેને એક સોનાની કંઠી દઇ મહારાજશ્રીના મંદિરમાંથી મુખીયાજી દ્વારા ભુલકું ઉડાવી, દાદરના પોતાના ખાનગી બંગલામાં લાવવા ફરમાવ્યું, કાશીને એવડો લાભ હતો. તેણી તરત તૈયાર થઈ. કાશી હજી મંદિરમાં આવ, શાન્તનુ હજી મંદિરમાં પ્રવેશ કરે, તે પહેલાં કાકુ શેઠ મુખીયા કને આવ્યો, અને ગોઠવણ કરીને દાદરને બંગલે ઉપડી ગયો.!

કાકુના જવા પછી તરત કાશી કુટણી આવી, અને મુખીયા-જીનાં દર્શન કરીને નવા માલની રાહ જોતી બેઠી—આહા! મુંબઈ નગરીમાં ધર્મના સ્થાનોમાં શી શી રીતનાં વર્ત્તન ને કર્મ ચાલે છે? જ્યાંથી માનવનાં કુડાં ને કાળાં કર્મનો નાશ થવો જોઇએ, ત્યાંથી પાપના પોટલા બાંધવા માગે છે. અફસોસ, મેલડી મુંબઈ? ત્હારા સાગર બાપના પેટમાં જેમ મળ છે, તેમ ત્હારા પેટમાં તો પુષ્કળ મળ છે, સાગર તો પેટનો મળ કિનારાપર કહાડી નાખે છે. પણ મુંબઈ? ઓ નવરંગી નગરી? ત્હારો મળ તો ત્હારીજ પોટલીમાં ભરાઇ રહેલો છે. જો તેમ ન હોત, તો બાર બાર વર્ષ સુધી દોર ચલાવતી મરકી નાશ ન થઇ જાત? બીજા દેશાવર છોડીને તનેજ કાં પ્રથમ ભરખી ખાત? અને ત્હારાં પાપ દેશ દેશાન્તરમાં કાં નડત? અફસોસ!

શાન્તનુની રાહ જોઇને મુખીયો દરવાજા નજીક ઉભો હતો. દોડતે ઘોડે ગાડી આવીને ઉભી રહી, અને શાન્તનુ જોરબંધ નીચે ઉતરી. વિરહથી દઝાયલી બાળા શાન્તિ મેળવવાની અંધ ઉલટમાં મંદિરનું પગથીઉં ચડી તો ખરી, પણ તરત મુખીયાએ ખબર કરી કેઃ—

"પ્રભુજી તો દાદર લીલા કરવા પધાર્યા છે, અને આપને લઇ જવા માટે આ વૃદ્ધ સેવકી (કાશી કુટણી) ને મુકી ગયા છે! આપ ત્યાં પધારો. જો લીલાનો આનંદ મેળવવો હોય, તો ત્યાં જાઓ. તેઓ પાછા પાંચ વાગે દર્શન સમયે પધારશે.—"

શાન્તનુને મનગમતું થયું. એકાન્તમાં લીલા જોવાનું મન થયું. "બીજી કોઈ સેવકી ત્યાં સાથે ગઇ છે?" શાન્તનુએ પુછ્યું, "ના, માત્ર આપને સારૂજ ગયા છે. અહીંયાં અનુકુળતા નથી!" મુખીયાના સાચા શબ્દો માનીને શાન્તનુએ પોતાની ગાડી રવાના કરી દીધી. ગાડી બંગલે ગઈ, અને શાન્તનુએ ફરીને પુછ્યું. "દાદર શી રીતે જવાશે?"

"એક રેંકડો કરવો પડશે. બંધ બારણે જવું પડશે. રેંકડો તૈયાર છે." મુખીયાએ સંકેત પ્રમાણે નિવેદન કર્યું.

"બ્હેન, બેટા, હું સાથે છું; તારે કોઇ રીતે ચિન્તા ન કરવી. હું પણ વૃદ્ધ સેવકી છું મને તું ઓળખતી નહિ હોય! હા, પણ તું બાળક ક્યાંથી ઓળખે? દાદી મા તો રોજ દર્શનમાં મળે, એટલે જાણે! અમે સૌ એક કાળનાં મરજાદી છીયે! મહારાજશ્રીનાં ચરણ-સેવન કરતાં કરતાં ઘણાં વરસો વીતિ ગયાં! તું મ્હારી સાથે ચાલ, હું તને સંભાળથી પાછી અહીં લાવીશ." કાશી કુટણીએ શમતા દેખાડી. શાન્તનુ અજાણ હતી. તેને ડર તો લાગ્યો, પણ સાથે જવા ઇચ્છા કરી. મંદિરને પાછલે બારણે રેંકડો આવ્યો—ને શાન્તનુની કંઇ કંઇ અનેચ્છા છતાં કાશી હાથ પકડીને ઘસડી ગઈ, ને રેંકડામાં બેસાડી દીધી—મુખીયાજીએ પડદો ઢાંકી દીધો, ને પગરસ્તે પરભારૂં દાદર લઇ જવા હુકમ ફરમાવ્યો! શાન્તનુનું અપહરણ થયું, અને મહારાજશ્રીના નામે કાળી ધાબળીમાં ઝળકતા શેતાનો આવું કાળું કામ આદરવા આ નિર્દોષ બાળાને ઉપાડી ગયા!

વાંચનાર? ત્હારી મનોહર વૃત્તિઓ, આ નવલ કથાના આ પટ્ટમસ્કંદ પર્યંત એક સરખી ગંગ-જળની નિર્મળ ધારા પ્રમાણે વહેતી રહી છે; વાંચન કથા-રસમાં રસબસ થયેલી ત્હારી મનોવૃત્તિ, આમ્રરસ પીવાની ઇચ્છા, તટસ્થ રહી છે. નિર્મળ મનની નીલમની સ્વામિ ભક્તિ અખંડ મનોરાગમાં તરંગ પર ડોલતા નાવની પેઠેમ, સુખ-દુઃખના આશામય પછાડામાં ઝુલતી રહી છે, એમ તું પણ વાંચન-તરંગ પર ડોલતો હઇશ! પણ એકજ આશાના વિમાનની શાન્તિમાં આનંદ માને છે, ને હવે પછી શો કથા પ્રસંગ આવે છે, તેટલી ધિરજ રાખી રહેલો છે, એજ ત્હારી શાન્તવનતા છે, ને તે ગુણ બીજી કથા-નાયિકા માણેકનો ગુણ છે. હવ ગુણવંતીની ગાંભિર્યતાના સત્સંગનો પરાગ તને મધુરી ફુલકળીના બગીચામાં લ્હેરો આપતો હશેજ, અને જે

મુગ્ધા શાન્તનુ વિરહઘેલી વલ્લભા પેઠેમ કહો કે, મૃગ વિખુટી મૃગલી પેઠેમ, ચકાર વિયોગી ચાતકી પેઠેમ ટળવળતી, ભટકતી, ભ્રમિત થતી મોહ–જાળમાં કપટ–જાળમાં ફસી પડી છે; તેમ તું પણ વાંચનના મોહની જાળમાં કદાચ ફસી પડયો હઇશ! પણ સુખમાંયે દુઃખ છે! પ્રભુ કયાં એવી પોચી ને મફતની દયા આપે છે, કે લેખક, ત્હારો સેવક, તને એકદમ છોડી દે! બળિરાજા ધર્માંધ નીકળ્યો, તો પ્રભુએ પાતાળમાં ચાંપ્યો! ધ્રુવે વનમાં બાળવયે મહા તપ આદર્યું, ત્યારેજ તેને વરદાન દીધું, ને હરિશ્ચન્દ્રે, સ્ત્રી–પુત્રને વેચીને તે સ્મશાન–રક્ષક બન્યો, ત્યારે તેને સત્યવાદી ગણ્યો. આ મહાન નરોની ધૈર્યનો આટલી મોડી વિલંબે બદલો મળ્યો, તો તને પણ તેટલી વિલંબે વાંચન–રસનો છેલ્લો અમૃત કટોરો કાં નહિ મળે, વારૂ?

ના, ના; નવલકથા તો આનંદનો સાગર છે; લેખક એટલો નિર્દય નહિ થાય, ત્હારો નિવૃત્તિ માર્ગે સ્નેહ–વિમાનથી પસાર થશે–સુખની આશા સર્વ જગતને હોય છે; પણ દુઃખના તંત્રપર ચડીને કપાસ રૂપે પીલાઇ, પીંજારાની તાંતપર ચડીને રૂ, થઇ તેના તાર બનીને જ્યારે વણાય છે; ત્યારેજ કિમ્મત અંકાય છે, એ રીતે ધિરજથી સુખ દુઃખ સરખાં ગણીને, સહનશીલતા રાખી જો નવલકથાના સર્વ ભાગ અનુભવીશ, તો અલબત આનંદ તો થશેજ; પછી જ્ઞાન મળવું ભાગ્ય આધારે છે! કુવામાં હશે, તેટલુંજ હવાડામાં આવશે! સમુદ્રની લ્હેરો તો સાગરમાંજ છેઃ મહાન વિદ્વાનની શક્તિને કોણ પ્હોંચી શકયું છે!

છઠ્ઠો ભાગ પુર્ણ થયો–શાન્તનુ જેવી કોમળ મનની પણ કામ–વિલાસિની યુવતી કામ-વાયુના વેગમાં કાગળના બલુન માફક, અંધ બનાને વાયુ જોડે અથડાઇ ગઇ છે. બાળ વિધવાઓ, સ્વતંત્ર જીંદગીના વેગમાં કયાં કયાં અથડાય છે; તેના દાખલા દૃષ્ટિથી અળગા

નથી! આ યુવતીઓ માટે ખચીત નિયોગ લગ્ન આશિર્વાદરૂપ ગણાશે! માયાવી સંસારમાં મોહ વિના અન્ય પદાર્થ કયો પ્રવાહી ને રસવંતો હોઇ શકે ? આહા ! રાજા રૂકમાંગદ અને મોહિનીના સંવાદમાં પણ પ્રભુતાની અદ્દભૂત કળાનો વિસ્તાર ભારતના પૃષ્ટ પર એવો તો દયાજનક વર્ણવ્યો છે, કે તેનું ચિત્ર આલેખીનેજ ચિત્રકાર રાજા રવિવર્માએ હવે પછી બીજું ચિત્ર ન આલેખવાની પ્રતિજ્ઞા કરીને દેહ પતન કર્યો હશે!

વીરપુરના ઠાકોરનો મોહ પેલી લુટારાની કન્યા રનાદેવડી પર ચોંટયો! રાજ–પાટ છોડીને અયોધ્યાની સીમમાં, પર્વતની કદ્રણોમાં તાપ તડકા ને ભુખ–દુઃખની બેપરવાઇમાં ભટકે છે. અરે રોમીયો? તારી પ્રેમ–લગનીના શબ્દો બાણથી જુલીઅટ વીંધાઇ ગઇ, તો રના-દેવડી તેવી કાં નહિ થઈ હોય! આહા! મોહ–બિન્દુ માત્ર ઝાકળ કરતાંયે ન્હાનું, ને અમુટ છે; પણ ઝાકળ તે વળી અખંડતાનો નમુનો નીક-ળ્યો છે. જમાનાની કે જગતકર્ત્તાની એ ખુબી! કેવા બગ–હંસ ઠગાયા જાય છે!

વાંચનાર? હવે તો ત્યારે સાતમા ભાગ પ્રતિ નજર કરીએ! ગુણવંતીનો ગૃહસ્થાશ્રમ, સાવકી માતાના હાથમાં રમતી બાળા રમાનો માતૃભાવ, જયન્તનો અડગ પતિ પ્રેમ, શાન્તનુ પર જયન્તનો મોહ, અને નવલ તથા ઇન્દ્રકુમારનો રનાદેવડી પ્રત્યે સ્નેહ, એ સર્વ જોઇએ; ઇન્દ્રકુમાર અને રનાદેનો પ્રેમ જેનું વર્ણન શેકસપિયર જ કરી શકે છે; તેનો નમુનો તપાસીએ! અને સુખી માણેક તથા દુઃખી બનારસી રાજકુંવરીના સંસારનો પણ અનુભવ લઇએ! શા-ન્તનુ મુંબઈની એક કામરૂદેશ સમાન ટોળકીના પંજામાં સપડાણી છે. તેની કથા પણ જાણીએ! કિનારા પર વ્હાણ આવેલું છે! ખાડીમાં ડોલાં ખાય છે. છ ભવન સુધી પ્હોંચ્યા, હવે સપ્ત પાતા-

ળમાં પ્હોંચીએ, ને નાગ કુળનાં દર્શન કરીને પવિત્ર થઇએ; સાત-લોક-સમપુટી દેહને ઓળખીએ, અને જો પ્રભુ પ્રસન્ન થાય, તો ગુણવંતીને બચાવનાર મહાત્મા તથા નીલમના ગુરૂ સ્વામી સચ્ચિદા-નંદનો વેદાન્ત-વિનોદ પણ શ્રવણ કરીને આત્મકલ્યાણ કરીએ—કરવું હરિ હાથ છે; પણ આશા અમ્મર છે.

"મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર સાચું નામ હરીનું રે—"

કવિ દયારામ કહે છે કે—

## બીલાવલ.

કોટી પ્રયત્ન કરો તોયે પણ સુખ દુઃખ હાથ હરીને રે;
થાવાનું સ્હેજે પણ થાશે, હરિ ભજ ભાવ ધરીને રે-ટેક
ચન્દ્રહાસને વિષ વિષયા કરી, ધૃષ્ટમતિ પછી હાર્યો રે;
વગર વિચારે મદન મારીયો, કોણે એ મરવા ધાર્યો રે-૧
અજામેળ સરખાને વણ શ્રમે, તેજ વેરમાં મુકતી રે;
માધવ પ્રકટ મળ્યા મુંચુકંદને, તદપી જન્મ કહો મુક્તી રે-૨
ધિરજ ધરે કે કરે ઉતાવળ કોણ લ્હે સુખ સ્હેમાં રે;
મનુષ માને પણ કંઇ નવ સમજે, હરિ સમજે એક એમાં રે-૩
કર્માદીકનું ત્યાં લગી બળ હરી,જ્યાં લગી મનમાં નાણે રે;
નહિ તો કરૂણાધી ઇશ્વિરપદ, શાને વેદ વખાણે રે-૪
બ્રહ્મ શ્રાપ જોતો વણ વાંકે સૌ યાદવને લાગ્યો રે;
ઉદ્ધવ વ્રજનાભ વંચાવ્યા, મન સાંધે સહુ ભાગ્યો રે-૫
કરતુંમ અકરતું અન્યથા કરતુંમ, સમર ઇશ કહાવે રે;
સરવેશ્વર સર્વાત્મા સ્વતંત્ર, તેમ કરે જેમ ભાવે રે-૬
સુખ થવા સહુ દુઃખ જાવાનો, એજ ઉપાય એક સાચો રે;
મન ક્રમ વચને કૃષ્ણ ભજો દયા, અવર વિચાર સહુ કાચો રે-૭

મોહના અગારાથી દઝાયલા દયારામ કવિનો વૈરાગ્ય આખર આ સ્થિતી પામ્યો છે; તો એજ નવલ કથાના અનુરાગીઓ અથડીને અંતે આ દશાને શરણ થશે; પણ સપ્ત પાતાળ જોયા વિના, ત્રિપુટી માયાનો અંત પામશે નહિ. વિરાટ સ્વરૂપ જાણશે નહિ.

જ્ઞાન ભક્તિ ઇત્સા કૃપા, પ્રભુતા કાર્યાનંદ;
મુખ્ય સપ્ત આ જાનીયેં, શક્તિ ગોકલચંદ—
ભૂ અપ તેજ અનીલ નભ, અહંકાર અરૂમાય;
એ સત આવૃન ભેદીકે, યોગિ મીલન હરિ જાય.

આ સપ્ત–કોટ જીતીને ચિરંજીવ નામ ધરી શકશે—

અશ્વત્થામા વ્યાસ બળિ, પરશુરામ હનુમાન;
માર્કંડેય વિભીષણ જુ સત, ચીરંજીવ જન કાન—

વાંચનાર? ત્હારી અમ્મર, આશાને ‘ નીલમ–માણેક ’ ના સાતમા ભાગ પ્રતિ ખેંચ, કે શાન્તિ–ભૂવનમાં શાન્તિ પામે !

Thro' mists of tears we still may sight
The rainbow-hues of God's good light,
Which pust to rout our earthly night.
Our goal is not in crumbling dust,
If God nideed be true and just,
As all our lives we hope and trust.
On life's rough sea tho' tempest-tost,—
Our Sun eclipsed by Winter's frost,
*We know that Love can ne'er be lost.*
Tho' in us Faith may fail and rove,
And Hope grow faint His Light to prove,
*O still, we know that God is Love.*

MAYA.

**છઠ્ઠો ભાગ—( સમાપ્ત )**